અલ્લાહપાકે વેપારને હલાલ કર્યો અને વ્યાજને હરામ કર્યું. (કુર્આન શરીફ)

# વર્તમાન આર્થિક મંદીનો એકમાત્ર ઉકેલ




વેપારના શરઈ પ્રકારો, શર્તો, પરિભાષાઓ, નીતિઓ, સામ્યવાદ-મૂડીવાદના નુકસાનો, ભારતમાં ઈસ્લામિક બેંકિંગ બાબતે થઈ રહેલ પ્રગતિ, વ્યાજના સામૂહિક નુકસાનો, વ્યાજુ બેંકિંગની વૈકલ્પિક વ્યવસ્થા, રોકાણકારીના મૂળભૂત ઈસ્લામી પ્રકારો, ફંડો, ઝકાતની વ્યવસ્થા, યહૂદી બેંકોનો અત્યાચાર, વર્તમાન કરન્સીનો ઈતિહાસ, કૃત્રિમમૂંડી પેદા કરી ફુગાવામાં વૃધ્ધિ તથા આધુનિક વેપાર બાબતે ફિકહ એકેડમીઓના ઠરાવો, કુર્આન શરીફ, હદીષ શરીફ અને અર્થતંત્રના નિષ્ણાંતોના અભિપ્રાયો સાથે....

* સંપાદક *

(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા

ઈદગાહ રોડ, ભરૂચ-૩૯૨ ૦૦૧

**અલ્લાહપાકે વેપારને હલાલ કર્યો અને વ્યાજને હરામ કર્યું.** (કુઆર્ન શરીફ)

## વર્તમાન આર્થિક મંદીનો એકમાત્ર ઉકેલ

# ઈસ્લામી મૂડીરોકાણ અને બેંકિંગ વ્યવસ્થા

વેપારના શરઈ પ્રકારો, શર્તો, પરિભાષાઓ, નીતિઓ, સામ્યવાદ-મૂડીવાદના નુકસાનો, ભારતમાં ઈસ્લામિક બેંકિંગ બાબતે થઈ રહેલ પ્રગતિ, વ્યાજના સામૂહિક નુકસાનો, વ્યાજુ બેંકિંગની વૈકલ્પિક વ્યવસ્થા, રોકાણકારીના મૂળભૂત ઈસ્લામી પ્રકારો, ફંડો, ઝકાતની વ્યવસ્થા, યહૂદી બેંકોનો અત્યાચાર, વર્તમાન કરન્સીનો ઈતિહાસ, કૃત્રિમમૂંડી પેદા કરી ફુગાવામાં વૃધ્ધિ તથા આધુનિક વેપાર બાબતે ફિકહ એકેડમીઓના ઠરાવો, કુર્આન શરીફ, હદીષ શરીફ અને અર્થતંત્રના નિષ્ણાંતોના અભિપ્રાયો સાથે....

✻ સંપાદક ✻

**(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા

ઈદગાહ રોડ, ભરૂચ-૩૯૨ ૦૦૧

કિતાબનું નામ : **વર્તમાન આર્થિક મંદીનો એકમાત્ર ઉકેલ ઈસ્લામી મૂડીરોકાણ અને બેંકિંગ વ્યવસ્થા**

સંપાદક : **(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**

પ્રકાશન વર્ષ : ઈ.સ. ૨૦૧૧, હિ.સ. ૧૪૩૨

પ્રત : ૧૦૦૦

મૂલ્ય : ૧૦૦

પ્રકાશક : **દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા**
ઈદગાહ રોડ, ડી.એસ.પી. ઓફિસ સામે,
ભરૂચ–૩૯૨ ૦૦૧



કિતાબ મેળવવાનું સ્થળ

**દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા**

ઈદગાહ રોડ, ડી.એસ.પી. ઓફિસ સામે,

ભરૂચ–૩૯૨ ૦૦૧

ફોન : ૦૨૬૪૨–૨૨૩૮૬૧–૬૨

# અનુક્રમણિકા

# અભિપ્રાય

## ઉસ્તાદુલ્અસાતિઝા મુફક્કિરે મિલ્લત
## હઝરત મૌલાના અબ્દુલ્લાહ સા. કાપોદ્રવી (દા.બ.)

**અલ્લાહના નામથી જે ઘણો કૃપાળુ અને રહમકર્તા છે.**

ઈસ્લામ એક સંપૂર્ણ ધર્મ છે. જે માનવજાતિના દરેક પાસાઓને ધ્યાનમાં રાખે છે. પછી તે ઈબાદતની રીતો હોય કે સિયાસત હોય, વેપાર-ધંધાના મામલા હોય કે બીજી સામાજીક બાબતો હોય, દરેક બાબતે ઈસ્લામ રહબરી કરે છે. જો નિષ્પક્ષ રીતે એનો અભ્યાસ કરવામાં આવે તો કબૂલ કરવું પડશે કે, ઈસ્લામે માનવજાતના ભલા માટે ઘણા સારા, સરળ અને વ્યવહારૂ ઉપાયો સૂચવ્યા છે.

આજે આખું વિશ્વ આર્થિક કટોકટીમાં સપડાયલું છે. દુન્યાના માલદાર દેશોમાં પણ બેંકો દેવાળાં ફૂંકી રહી છે. ગરીબ વધારે ગરીબ બનતા જાય છે. અને દરેક બાજુ આર્થિક અંધાધુંધી ફેલાય રહી છે. એવા સંજોગોમાં દુન્યાના અર્થતંત્રના માહિર લોકો વર્તમાન અર્થવ્યવસ્થાથી છૂટકારો હાસિલ કરવા અને માનવ જગતને આ પરિસ્થિતિથી બહાર કાઢવા મહેનત કરી રહ્યા છે.

આ સંદર્ભે એમણે ઈસ્લામી અર્થવ્યવસ્થાનો પણ ઝીણવટપૂર્વક અભ્યાસ કર્યો છે. અને ઘણા વિદ્વાનોએ ઈસ્લામી અર્થવ્યવસ્થાને માનવજાત માટે ઉત્તમ અને ફાયદાકારક ગણાવી છે.

ઈસ્લામી અર્થવ્યવસ્થા અંગે ઘણા પુસ્તકો લખાયાં છે, પણ એ પુસ્તકો અરબી તથા ઉર્દૂ ભાષામાં છે. મવ. મનાઝિર અહસન ગીલાની (રહ.), મવ. હિફઝુર્રહમાન (રહ.), ડો. યૂસુફુદીન સા; ડો. નજાતુલ્લાહ સીદીકી સા; પ્રોફેસર અબ્દુલબારી નદવી (રહ.), મવ. રફી ઉસ્માની સા. તથા મવ. મો.તકી ઉસ્માની સાહેબે ઘણાં જ ઉપયોગી પુસ્તકો પ્રગટ કર્યા છે.

મને ઘણો આનંદ છે કે, આ અગત્યના વિષયના દરેક પાસાઓને આવરી લેતું ગુજરાતી પુસ્તક મવલાના ઈકબાલ સાહબ ટંકારવી (મોહતમીમ : દારૂલ ઉલૂમ માટલીવાલા-ભરૂચ)ની ઘડાયેલ કલમે તૈયાર થઈ ગયું છે. એની અનુક્રમણિકા ઉપર નઝર નાખતાં જ એની ઉપયોગિતાનો ખ્યાલ આવી જાય છે. એમાં જે વાતો લખાયેલ છે, તે ફક્ત મુસ્લિમો માટે જ નહીં, પણ સર્વ માનવજાતિ માટે લાભદાયક છે. એ અંગે વિશ્વના ઘણા વિદ્વાનોના વિચારો આ પુસ્તકમાં વાંચવા મળશે.

ગુજરાતના દરેક ભણેલા લોકોએ આ પુસ્તકને જરૂરથી વાંચવું જોઈએ. અલ્લાહ તઆલા મવ. ઈકબાલ સા.ની આ અમૂલ્ય સેવાને કબૂલ ફરમાવે. અને એમને બેહતરીન બદલો અતા ફરમાવે એ જ દુઆ. આમીન.

ફક્ત વસ્સલામ, લિ. અબ્દુલ્લાહ કાપોદ્રવી



# સંપાદકીય

હાલમાં સમગ્ર માનવજગત (વિશ્વવ્યાપી) આર્થિક મંદીની ઝપટમાં આવી ગયું છે. મોટી મોટી બેંકો દેવાળુ ફૂંકી રહી છે. લોકો બેંકોમાંથી પોતાના પૈસા લઈ રહ્યા છે. જેને લઈ બેંકોનું બેલેન્સ શીટ ઘણી ભૂંડી રીતે પ્રભાવિત થઈ રહ્યું છે. વીમા કંપનીઓ વેચાઈ રહી છે. વોલ સ્ટ્રીટ (અમેરીકા)ના શેર બજારમાં તોફાન મચી ગયુ છે. જેનાથી દુન્યાભરના શેરબજાર તૂટી રહ્યા છે. મોટી મોટી કંપનીઓને તાળા વાગી રહ્યા છે. જેને લઈ બેરોજગારો વધી રહ્યા છે. જીવન જરૂરીયાતની વસ્તુઓના ભાવ આસમાને પહોંચી ગયા છે. હવે અમેરીકા તથા યુરોપમાં પણ બેકારીને લઈ આપઘાતના બનાવો વધી રહ્યા છે.

મૂડીવાદના આ સંકટ પાછળના કારણો વ્યાજ, સટ્ટો, ધોકા-બાજી, વાયદાનો વેપાર, જુઠાણું અને ઝુલ્મ-અત્યાચાર આધારિત વ્યવસ્થા છે. આ બધામાં તાત્કાલિક કારણરૂપે અમેરીકાનું ‘‘ગિરોનું સંકટ’’ ***(Subprime martagage crisis)*** મુખ્ય ભૂમિકા ભજવે છે.

મૂડીવાદી વ્યવસ્થા લોકોમાં ખોટા ખર્ચાઓ અને ભપકાઓની ભૂખ પેદા કરે છે. અને ખર્ચા માટે પૈસા ન હોય તો વ્યાજુ કર્જાઓની જાળ બિછાવે છે. પાછલા વર્ષોમાં અમેરીકામાં ફુઝૂલખર્ચાઓ ખૂબ વધી ગયા. ૪૦%થી વધુ કુટુંબોએ પોતાની આવકના ત્રણ ટકા ફક્ત ક્રેડીટ કાર્ડના વ્યાજ પાછળ ખર્ચી નાંખ્યા. કર્જા આપવા બેંકો પાસે કેશ રકમો ન હતી, તો બોન્ડસ જારી કર્યા અને તેને બજારમાં વેચી રકમો જમા કરી. સામાન્ય સંજોગોમાં આ પ્રકારના ધોકા સફળ થઈ જતા હોય છે. પરંતુ કર્જોની ભરમાર, ડોલરના ભાવની વધઘટ, વ્યાજનું ભરણુ તથા બજારોની વધઘટ વગેરેને લઈ અચાનક મંદીનો જ્વાળામુખી ફાટી નીકળ્યો. પહેલી હાઉસિંગ ઈન્ડસ્ટ્રીઝ તબાહ થઈ, પછી તેર લાખ જાયદાદોની હરાજી થઈ, પછી બેંકો અને કંપનીઓ

દેવાળુ ફૂંકવા માંડી. જે હાલમાં ચાલુ જ છે. આ તબાહી એવું ભયાનક સ્વરૂપ ધારણ કરશે કે ત્યારબાદ એક આર્થિક તાકત સ્વરૂપે અમેરીકા કદાચ જ ઉભરી શકશે.

આર્થિક મંદીનું બીજુ કારણ સટ્ટાબજાર છે. જેને *Speculation* કહેવામાં આવે છે. મૂડીવાદી વ્યવસ્થામાં વિશ્વ માર્કેટ એક મોટા જુગારખાનાની જેમ છે. જ્યાં વિવિધ બહાનાઓથી સટ્ટાબાજી ચાલે છે. પહેલાં આ સટ્ટો ફક્ત શેર, કરન્સી અને સોના-ચાંદી સુધી મર્યાદિત હતો, પરંતુ હવે સટ્ટોરીઓએ જીવન જરૂરીયાતનું અનાજ તથા બીજી સામગ્રીઓમાં પણ મોટા પ્રમાણમાં વાયદાના વેપારો શરૂ કરી દીધા અને બનાવટી પ્રકારની કીંમતો વધારી દીધી. ૨૦૦૭ અને ૨૦૦૮માં સટ્ટોરીઓએ પેટ્રોલના ભાવ આસમાને પહોંચાડી દીધા. એ જ પ્રમાણે પાછલા વર્ષોમાં સ્ટીલ અને અનાજના ભાવો પણ વાયદાઓને લઈને જ વધી ગયા.

અમેરીકાએ પેટ્રોલ અને અનાજના ભાવ વધવા પાછળ ભારત અને ચીનના ઉદ્યોગો તથા ભારતીયોના વધુ ખાવાની આદતનું બહાનું કાઢયુ હતું. તો તેના જવાબમાં સાઉદી પેટ્રોલિયમ મંત્રી મીસ્ટર નઈમી અને ત્યારબાદ સાઉદી શાહ અબ્દુલ્લાહે પણ કહ્યું કે, વિશ્વ બજારમાં જરૂરત પ્રમાણે તેલ પર્યાપ્ત (મૌજૂદ) છે. પરંતુ માર્કેટમાં સટ્ટાબાજીને લઈ તેની કીંમતો વધી રહી છે. ફંડ મેનેજમેન્ટના અમેરીકી નિષ્ણાંત માઈકલ મોર્ટરે એક કમિટી સમક્ષ સાક્ષી આપતાં જણાવ્યું કે, સટ્ટોરીઓની લાંબી મુદતના સટ્ટાને લઈ લગભગ ૮૪૭ મીલીયન બેરલ પેટ્રોલ ખરીદવામાં આવ્યુ છે. હવે જ્યારે આટલા મોટા પ્રમાણમાં તેલ મંદીથી હટી ગયુ છે અને વધુ તેલ ભવિષ્ય માટે ખરીદવાનું ચાલુ જ છે, તો આટલા મોટા પ્રમાણમાં તેલની આયાત ક્યાંથી થશે ? અને આ સટ્ટોરીઓ એટલા સધ્ધર તથા તાકતવર છે કે સરકારો અને મિડીયા પણ તેમના કબ્ઝામાં છે. જેને લઈ મિડીયા પણ તેલ કાઢનારા દેશોનો વાંક કાઢે છે.

વર્લ્ડ બેંકના આર્થિક નિષ્ણાંત મીસ્ટર મિશલના રિપોર્ટમાં દાવો કરવામાં આવ્યો છે કે, દુનિયાભરમાં અનાજ અને ખાદ્યતેલોની કિંમતોના વધારામાં ૭૫% કારણ અનાજો (મકાઈ)થી ઈંધણ બનાવવાને કારણે છે. પરંતુ આ રિપોર્ટને અમેરીકાના લાભ માટે દબાવી દેવામાં આવ્યો.

બ્રિટીશ ઈમ્દાદી સંસ્થા ઓક્સફામ *(Oxfam)*ના સંશોધન પ્રમાણે અનાજથી ઈંધણ બનાવવાને લઈ અનાજના ભાવો વધવાથી જગતભરમાં ત્રણ કરોડ લોકો ભૂખમરા અને ગરીબીની લપેટમાં આવી ગયા છે. આ એજન્સીનું કહેવું છે કે, આને લઈને હજુ લગાતાર અનાજના ભાવો વધી રહ્યા છે. હાલ દુનિયાભરમાં ઈતિહાસનો સૌથી ઓછો અનાજ ભંડાર છે. આટલા પ્રમાણમાં કદી અનાજ ભંડાર ઓછુ થયું નથી. *(હવાલો રોઈટર : ૨૬/૭/૦૮)* અમેરીકા ૨૦૧૫ ઈ. સુધીમાં પોતાની જરૂરતના પંદર મિલીયન ગેલન ઈંધણ પેદા કરશે. તેના માટે તેને ૧૬૩ મિલીયન મેટ્રીક ટન મકાઈની જરૂરત પડશે. જેના કારણે ચોક્કસ બજારમાં મકાઈ ઓછી થઈ જશે. ગરીબ લોકોના પેટની આગ ઓલવવાની જગ્યાએ અમેરીકી ગાડીઓના ઈંધણ-તેલની ટાંકીઓ ભરાશે ! અમેરીકામાં દુનિયાની કુલ વસ્તીના ૪.૫ માણસો છે. પરંતુ દુનિયાની સાધન-સામગ્રીના સ્ત્રોતોના કુલ ત્રીસ ટકાનો તે વપરાશ કરે છે. એક સામાન્ય ભારતીયની તુલનામાં એક સામાન્ય અમેરીકી વીસ ઘણુ તેલ વાપરે છે. ***(The affluent Society by J. K. Galbraith Tol)*** એક અમેરીકી વાર્ષિક ૯૦૯ કી.ગ્રા; યુરોપિય ૫૫૨ કિ.ગ્રા; આફ્રિકી ૧૬૨ કિ.ગ્રા. અને ભાતીય ૧૭૯ કિ.ગ્રા. અનાજ વાપરે છે.

ફાયનાન્સિયલ ટાઈમ્સના ચીફ એડીટર માર્ટન વોલ્ફ લખે છે કે, ૧૪મી માર્ચ ૨૦૦૮ને શુક્રવારના દિવસે વિશ્વ ઓપન માર્કેટવાળા મૂડીવાદનું સ્વપ્ન છિન્નભિન્ન થઈ ગયુ. ત્રણ દસકાઓની અનથક મહેનત અને પરિશ્રમ પછી આપણે ખુલ્લી માર્કેટવાળા આર્થિકતંત્ર

તરફ વધી રહ્યા હતા. અમેરીકાની સૌથી મોટી ઈન્વેસ્ટમેન્ટ બેંક *Bear Stens*ને બચાવવાનો ફેંસલો કરીને ફીડરલ રિઝર્વે આ એલાન કરી દીધું કે, હવે મૂડીવાદના યુગનો અંત આવી ચૂક્યો છે.

ઈંગ્લેન્ડના ભૂતપૂર્વ વડાપ્રધાન ગાર્ડન બ્રાઉને (જે પોતે આર્થિક નિષ્ણાંત પણ છે) કહ્યું કે, આર્થિક સંકટના ઉકેલ માટે ટૂંકાગાળાના પગલાં ભરવાની સાથે વિશ્વ આર્થિક વ્યવસ્થામાં લાંબાગાળાનો ફેરફાર કરવો પડશે. આ તાત્કાલિક જરૂરત માટે હવે વધુ રાહ જોઈ શકતા નથી.

પેરિસ (ફ્રાન્સ)ના એક મેગેઝીન ‘‘પોવીસ વેન્સોન’’માં ‘‘પોપ અને કુર્આન’’ના શિર્ષકથી એક સનસનીખેજ લેખ પ્રકાશિત થયો છે. લેખક ચર્ચની મઝાક કરતાં લખે છે કે, આ આર્થિક મંદીની ગૂંગળામણથી બહાર નીકળવા માટે આપણે બાઈબલ કરતાં કુર્આન શરીફમાં વધારે ચિંતન-મનન કરવાની જરૂરત છે. **કાશ ! આપણી આર્થિક નિતિઓ નક્કી કરવા માટે જો કુર્આની તઅલીમને કેન્દ્રસ્થાને રાખવામાં આવી હોત તો આજે આપણને આ પ્રમાણે દેવાળુ ફૂંકવાનો વારો ન આવ્યો હોત.**

લોજોરનાડ *(Logornad Finance)* મેગેઝીનના પ્રમુખ તંત્રી રોલાન લાસ્કને પોતાના અગ્રલેખમાં આનાથી વધુ સ્પષ્ટ અંદાજમાં ઈસ્લામી શરીઅત લાગુ કરવાની ભલામણ કરી છે. અને સાથે મૂડીવાદના નુકસાનોનું વિશ્લેષણ કરી ઈસ્લામી અર્થતંત્ર લાગુ કરવા ઉપર જોર આપ્યુ છે. **ફ્રાન્સના આર્થિક પ્રગતિ બોર્ડે ફ્રાન્સના બજારોમાં ઇસ્લામી આર્થિક નિતિઓનું પાલન કરવાનો ઠરાવ પાસ કર્યો છે.** બોર્ડના સભ્યોના કથનુસાર ઈસ્લામી નિતિઓ જ જીવનના બધા જ પાસાઓમાં સાચુ માર્ગદર્શન આપી શકે છે.

ઈટાલીના પ્રખ્યાત રાઈટર લેખિકા લોરીટા નેપોલિયન (નાબ્લોની)નું એક પુસ્તક **“વરૂઓની આર્થિક નિતિઓ”** નામે પ્રકાશિત થયું છે. જેમાં લેખકે ઈસ્લામી આર્થિક વ્યવહારની

પ્રશંશા કરતા **સમગ્ર વિશ્વ માટે ફક્ત ઇસ્લામી આર્થિક વ્યવસ્થાને જ સચોટ ઉપાય તરીકે રજૂ કરી છે.** અને આ પુસ્તક પહેલા જેકબ હેલ્બર્ન નામના લેખકે **"અમેરીકી સ્વપ્ન"** શિર્ષક હેઠળ લેખમાં અમેરીકી આર્થિક પોલીસી અને બુશની ગલત પોલીસીઓનું વિશ્લેષણ કર્યું છે.

ફ્રાન્સના માસિક મેગેઝીન ચેલેન્જે *(Challenge)* એક રીપોર્ટ છાપ્યો છે. જેમાં ફ્રાન્સીસી લોકોની એ રાય છે કે, હાલમાં આપણે બાઈબલની જગ્યાએ કુર્આન શરીફનું વધુથી વધુ વાંચન કરવું જોઈએ. **જો બેંકોના મેનેજરો કુર્આન શરીફના વર્ણન કરેલ આદેશો અને નિયમો અપનાવે તો આ આર્થિક સંકટથી છૂટકારો મળી શકશે.**

જર્મનીના નાણાંપ્રધાન વેઈર શાઈને *(Wear Shine)* જણાવ્યું કે, હાલનું આર્થિક સંકટ અમેરીકાના સુપર પાવરવાળા દષ્ટિકોણને ઘણી જ જલ્દીથી ખતમ કરી નાંખશે.

આ વિશ્વ આર્થિક સંકટના અનુસંધાનમાં ઈસ્લામી અર્થશાસ્ત્રી-ઓએ ઈસ્લામની ઝકાત તથા સદકાની વ્યવસ્થાની ચોખવટ કરી છે. પ્રખ્યાત અર્થશાસ્ત્રી ડો. હુસૈને (અઝહર યુનિવર્સિટી કેરો) ઘણા સારા અંદાજમાં દલીલો સાથે સમજાવ્યું છે કે, વર્તમાન સંજોગોએ સાબિત કરી દીધું છે કે, **ઈસ્લામની બિનવ્યાજુ વ્યવસ્થા જ હાલના આર્થિક સંકટને દૂર કરી શકે છે.**

કેરો યુનિવર્સિટીના અર્થતંત્રમાં પ્રોફેસર ડો. અ.હમીદ ગઝાલી તથા સાદાત એકેડમીના ચેરમેન અને પ્રોફેસર ડો. હમદી અ.મજીદ તથા આર્થિક નિષ્ણાંત ડો. મુહમ્મદ અ.અઝીઝ વગેરે બધા જ નિષ્ણાંતોનો અભિપ્રાય છે કે, વર્તમાન આર્થિક સંકટનું મુખ્ય કારણ વ્યાજુ વ્યવહાર તથા સટ્ટાખોરોનો જુગાર અને અમેરીકાની ખોટી આર્થિક નિતિઓ છે. આ જ પ્રમાણે દાવોસ (સ્વિઝરલેન્ડ)માં

તા. ૨૯-૦૧-૦૯ના રોજ યોજાયેલી વર્લ્ડ ઈકોનોમિક ફોરમની બેઠકમાં અનેક દેશોના પ્રતિનિધિઓ અને ઉદ્યોગપતિઓએ દુનિયાભરમાં ફેલાયેલી આર્થિક મંદી માટે અમેરીકાને જવાબદાર ઠેરવ્યું છે. ચીનના વડાપ્રધાન વેન જીઆબાઓએ અમેરીકન કંપનીઓની નફાખોરીની આંધળી લાલચ અને અયોગ્ય મહાકાય આર્થિક નિતિઓને જવાબદાર ઠેરવી હતી. રશીયન વડાપ્રધાન વ્લાદિમીર પુતિને જણાવ્યું કે, ગયા વર્ષે આ જ ફોરમમાં અમેરીકન પ્રતિનિધિઓએ જૂઠો દાવો કર્યો હતો કે, અમેરિકન અર્થતંત્રના પાયા મજબૂત છે.

**ઈસ્લામી બેંકીંગ બાબત :**

ઈસ્લામ એક સરળ ધર્મ છે. એટલે તેણે માનવીની જરૂરિયાતોને ગળે ટૂંપો દેવાનો પ્રયત્ન કર્યો નથી, બલ્કે તેની જરૂરિયાતને કેટલીક નૈતિક (અખ્લાકી) સીમાઓમાં રહી પૂરી કરવાની શીખ આપે છે. માનવીની જરૂરિયાતો પૈકી મૂડી (પૈસા) પણ છે. માનવી જીવનની ઘણી બધી જરૂરિયાત મૂડી વડે મેળવે છે. તે વેપારીઓને પૈસા ચૂકવી માલસામાન મેળવે છે, ભાડુ ચૂકવી દુકાન-મકાન રાખે છે, ઈલાજ માટે તેણે ફી આપવી પડે છે, શિક્ષણ મેળવવા માટે પણ તેને પૈસાની જરૂર પડે છે. પ્રવાસ માટે પણ પૈસા જોઈએ. સારાંશ કે ડગલે ને પગલે માણસને મૂડી–પૈસાની જરૂર પડે છે. એટલે જ કુર્આન મજીદે માલને 'જીવનનો આધાર' કહ્યો છે. તેમજ કુર્આન તેને 'ભલી વસ્તુ' કહે છે. *[૨ : ૨૭૩]* અને અલ્લાહ તઆલાની મહેર *[જુમ્આ : ૧૦]* પણ કહે છે. દુનિયાન કોઈ ધર્મે ધનદૌલત માટે કદાચ જ આવા શબ્દો પ્રયોજ્યા હશે.

**મૂડીની સુરક્ષાની આવશ્યકતા :**

મૂડીની બાબતમાં માણસની એક જરૂરિયાત તેની સુરક્ષાની છે. પાછલા કાળમાં લોકો સોના-ચાંદીના સિક્કા જમીનમાં દાટી દેતા હતા. કારણ કે તે વખતે ધનદૌલતની સુરક્ષાનો તેનાથી બહેતર બીજો

કોઈ માર્ગ ન હતો. જમીનની અંદરથી જે ખજાનાઓ નીકળ્યા કરતા હતા અને કયાંક હજુ પણ નિકળ્યા કરે છે, એ તે જ સુરક્ષિત કરવામાં આવેલ મૂડી છે. જ્યારે કાગળ આધારિત કરન્સીનો રિવાજ શરૂ થયો તો હવે આવી રીતે મૂડીની હિફાઝત મુશ્કેલ બની ગઈ.

મૂડી સબંધી બીજી જરૂરત તેને વધારવાની છે. જો માણસ પોતાની મૂડીમાં વધારો નહીં કરી શકે, તો ગમે તેટલો પણ માલદાર હોય, ટૂંક સમયમાં તેની મૂડી ખત્મ થઈ જશે. એટલે પ્રાચીનકાળથી એવું ચલણ રહયું છે કે મૂડીપતિઓ પોતાની મૂડી મહેનત કરનારા-ઓને આપે છે, અને નફો બન્ને વચ્ચે વહેંચાય જાય છે. કાગળની કરન્સીના ચલણ પછી તેની જરૂરિયાત ઔર વધી ગઈ, કારણ કે સોના–ચાંદી સ્વયં નાણાં છે. એટલે તેના મૂલ્યમાં સ્થાયિત્વ કે મજબૂતી જોવા મળે છે. કાગળની કરન્સીની એ સ્થિતિ નથી, કારણ કે વાસ્તવમાં તે નાણાં નથી. તેને સામાજીક, આર્થિક જરૂરિયાત જોતાં નાણાં તરીકે કલ્પી લેવામાં આવી છે. એમ કહો કે આ એક કાલ્પનિક નાણું છે. એટલે તેના મૂલ્યમાં સ્થિતિસ્થાપકતા નથી, અને કરન્સીના ભાવ સતત ગગડતા રહે છે. દા.ત. આજથી દસ વર્ષ પહેલાં પાંચ હજાર રૂપિયામાં એક તોલુ સોનું મેળવી શકાતું હતું, દસ વર્ષ ઓર પાછળ ચાલ્યા જાઓ તો તે જ રકમથી પાંચ તોલા સોનું ખરીદી શકાય એમ હતું. અને આજે એટલી રકમથી અર્ધો તોલો સોનું પણ ખરીદી શકાય એમ નથી. આ સ્થિતિમાં જો મૂડીને નફો આપનાર બનાવવામાં નહીં આવે તો તેના મૂલ્યમાં વધારો તો થવાનો નથી જ, બલ્કે તેનું મૂલ્ય ઓછું થતું જશે. અને પોતાના જુના મૂલ્યની તુલનાએ શૂન્યની નજીક પહોંચી જશે. આ બેવડી જરૂરત છે, જે વર્તમાન-કાળમાં બેંકિંગ વ્યવસ્થાના અસ્તિત્વમાં આવવા તથા પ્રગતિના સોપાનો સર કરવાનું નિમિત્ત બની.

પછી પ્રસાર માધ્યમોની પ્રગતિએ આજે સમગ્ર વિશ્વને એક ગામમાં ફેરવી નાંખી છે. આ પરિવર્તને ધંધા–વેપારના વિકાસમાં

ઘણો મહત્વપૂર્ણ ભાગ ભજવ્યો છે. ધંધો દૂરના કોઈ વિસ્તાર કે દેશ સાથે થાય છે, તો એક મોટી સમસ્યા નાણાં મોકલવાની પણ હોય છે. બેંક આવા વ્યાપારમાં પણ માધ્યમ બને છે. આમ બેંકો આજે વિવિધ જરૂરિયાતો પૂરી કરે છે. અને વર્તમાન ઔદ્યોગિક તથા વ્યાપારિક વિકાસના કાળમાં બેંક એક અત્યંત મહત્વપૂર્ણ જરૂરત બની ચૂકી છે. દુર્ભાગ્યવશ આટલી ફાયદાકારક સંસ્થા એવા લોકોના હાથે પ્રગતિના પંથે આગળ વધી છે, જેઓ માત્ર વ્યાજને જાઈઝ જ નથી કહેતા, બલ્કે વ્યાજ તેમના સ્વભાવનો એક અંશ રહ્યો છે. અહીં મારી મુરાદ યહૂદીઓ છે. જો કે તૌરાહ્‌માં પણ વ્યાજને હરામ ઠેરવવામાં આવ્યું છે. બલ્કે કોઈપણ ધર્મમાં તે હલાલ નથી. પરંતુ યહૂદી કૌમની એવી માનસિકતા રહી છે કે, પહેલો દરજ્જો દૌલતનો, ખુદાપાકનો દરજ્જો તેના પછી. જો દૌલત એકઠી કરવામાં અને લોભલાલચ પૂર્ણ કરવામાં ક્યાંક ખુદાપાકનો આદેશ આડે આવે, તો યહૂદીઓ ખુદાપાકના આદેશને કોરાણે મૂકી દે છે.

### વ્યાજ ફિટકારને લાયક છે :

વ્યાજ મૂળભૂત રીતે ગરીબોનું શોષણ છે. વ્યાજના લીધે ગરીબો તથા માલદારો વચ્ચે આર્થિક અંતર વધતું જાય છે. એટલે લગભગ બધા જ ધર્મોમાં વ્યાજની મનાઈ ફરમાવવામાં આવી છે. વિચાર કરશો તો વ્યાજ પ્રાકૃતિક વ્યવસ્થાની પણ વિરૂદ્ધ છે. પ્રાકૃતિક વ્યવસ્થા એ છે કે, સંપત્તિની સાથે શ્રમ જ્યાં સુધી ભેગો ન થાય, ત્યાં સુધી તે નફાકારક નથી બનતી. કારણકે મૂડી કે સંપત્તિ ખુદ મૂડીને સર્જી નથી શકતી. મૂડી સાથે જ્યારે મહેનત ભળે છે, ત્યારે નફો મળે છે. વ્યાપારી વ્યાપારના માલસામાન પર મહેનત કરે છે, દોડધામ કરે છે, સમય ફાળવે છે, ત્યારે તેને દા.ત. એક લાખ પર દસ હજારનો નફો મળે છે. જો તે એક લાખ રૂપિયા પોતાની તિજારીમાં બંધ કરી રાખતે તો તેમાં એક રૂપિયાનો પણ વધારો ન થાત. વ્યાજખોર આ પ્રાકૃતિક વ્યવસ્થા વિરૂદ્ધ માત્ર પૈસાથી પૈસો મેળવે

છે. તે પોતાનો પૈસો પોતાની તિજોરીમાં સુરક્ષિત રાખવાના બદલે બીજાની તિજોરીમાં સુરક્ષિત કરાવે છે, અને તેનાથી નફો માંગે છે.

બીજો પ્રાકૃતિક નિયમ એ હોય છે કે, કારોબારમાં ન નફો નક્કી હોય છે, ન નુકસાન. તેમાં નફાની ઉમ્મીદ પણ હોય છે, અને નુકસાનનો ખતરો પણ. એટલે ધંધા–વ્યાપારમાં નફાની ઉમ્મીદ સાથે નુકસાનનો ખતરો પણ સ્વીકારવામાં આવે છે, પરંતુ વ્યાજખોર નફાની નિશ્ચિતતા માંગે છે. અને નુકસાનના ખતરાને સ્વીકારવા નથી માંગતો. એમાં ચોક્કસ જ સામેવાળાનું શોષણ થશે. આ એવું જ છે, જેમકે તમે ખેતર પટા પર આપો, અને ખેડૂત સાથે એવું નક્કી કરો કે નફો હોય કે નુકસાન, તારે આટલું ઉત્પાદન મને આપવું જ પડશે. હવે જે માણસ પાસે જમીન નથી, તે મજબૂરીવશ, નફાની આશાએ તમારી શરત સ્વીકારી લેશે, પરંતુ શકય છે કે જો નસીબે સાથ ન આપ્યો તો તમારા ઘરમાં તો દસ કિવન્ટલ ઘઉં આવી જાય, અને તે ગરીબ ખેડૂત દેવાના બોજ તળે દબાય જઈ આત્મહત્યા કરી લે.

વર્તમાન બેંકીંગ વ્યવસ્થામાં બેંકને સીધો વ્યાપાર કરવાની છૂટ આપવામાં આવી નથી. હા, તેને એ વાતની પરવાનગી છે કે, જરૂરતમંદોને કરજ આપે. અને તેના પર નક્કી કરેલા દર મુજબ વ્યાજ વસુલ કરે. અને પછી તે વ્યાજનો એક ભાગ પોતપોતાની રકમ જમા કરનારાઓ વચ્ચે વહેંચી દે. આ મામલામાં ન બેંકનો ખાતેદાર નુકસાનનો ખતરો સ્વીકારે છે, ન ખુદ બેંક આ ખતરાને સ્વીકારે છે. દેખીતી વાત છે કે આ નફો રળવાની અપ્રાકૃતિક રીત છે. અને તેમાં દેવાદારોનું શોષણ છે.

અમુક લોકોના મનમાં એ વાત હોય છે કે, જે લોકો બેંક પાસેથી લોન લે છે, તેઓ પણ બિઝનેસ વડે નફો તો મેળવે જ છે ને ! અને તેનો જ એક હિસ્સો બેંકને અદા કરે છે. એટલે આ પણ એક પ્રકારનો

વ્યાપાર જ છે. પરંતુ આ નરી ગેરસમજ છે. એ જરૂરી નથી કે દેવાદારને દેવાથી નફો જ થાય, અને તેનો વ્યાપાર પોતાનો હેતુ સિધ્ધ કરવામાં સફળ થાય. પરંતુ બેંક દરેક સંજોગોમાં નફો વસૂલ કરી લે છે. ઘણી બધી લોનો ધંધાકીય હેતુઓ માટે નથી લેવામાં આવતી, બલ્કે એવી જરૂરિયાત પુરી કરવા માટે લેવામાં આવે છે, જેનાથી કોઈ આર્થિક ફાયદો નથી મળતો. દા.ત. ઈલાજ, શાદી, ઘર કે ગાડી વિગેરે માટેની લોનો. બેંક તેનાથી પણ પોતાનો નફો મેળવે છે. એટલે બેંકની હાલની વ્યવસ્થાને વ્યાપારનું નામ આપવું એક છેહ માત્ર છે.

## મૂડી રોકાણની જાઈઝ સ્થિતિઓ :

ઈસ્લામે વ્યાજને હરામ ઠરાવ્યું છે, અને વ્યાપારને જાઈઝ (હલાલ) ઠરાવ્યો છે. અને જરૂરતમંદોને વ્યાજ વગર લોન આપવા માટેની ભલામણ કરી છે. એટલે ઈસ્લામી રૂપરેખા અનુસાર જે બેંક સ્થપાશે, તે સીધા વ્યાપાર અને નફાકારક એકમોમાં મૂડી-રોકાણ કરવા માટે હકદાર હશે. એવી બેંક માટે મૂડીરોકાણના મૂળ ભૂત ચાર સ્વરૂપો હશે :

(૧) પહેલું સ્વરૂપ ''મુઝારબત'' અર્થાત્ બેંક મૂડીની વ્યવસ્થા કરશે. અને ધંધાકીય સૂઝ ધરાવતો માણસ આ મૂડીને કારોબારમાં લગાવશે. અને જે નફો થશે, તે નક્કી કરેલા ટકા મુજબ વહેંચાય જશે.

(૨) બીજુ સ્વરૂપ 'શિર્કત'નું હશે. મૂડીનો એક ભાગ બેંક રોકે અને એક ભાગ ખુદ મહેનત કરનાર રોકે. આ સહિયારી મૂડી પર જે નફો થાય તે નક્કી કરેલા ટકા મુજબ વહેંચાય જાય.

(૩) ત્રીજુ સ્વરૂપ 'ઈજારહ્'નું છે. તેનો અર્થ છે, કોઈ વસ્તુ પર પોતાની માલિકી બાકી રાખીને તેને ભાડે આપવું અને તેનું ભાડું વસૂલ કરવું. એ વસ્તુઓ ચાહે ઘર હોય, દુકાન હોય,

મશીનરી હોય કે ગાડીઓ હોય.

(૪) ચોથુ સ્વરૂપ 'મુરાબહા'નું છે. અર્થાત્ કોઈ માણસ કે કંપનીને કોઈક ચીઝની જરૂર હોય, બેંક તેને ખરીદી લઈ થોડીક કિંમત વધારી ઉધાર વેચી દે. મૂળભૂત રીતે મૂડી રોકાણના આ ચાર જાઈઝ સ્વરૂપો છે. ઉક્ત ચારમાંથી પહેલા બે સ્વરૂપો વધારે નફાકારક છે. પરંતુ તેમાં નુકસાનનો ખતરો પણ છે. અને ત્યાર પછીની બન્ને સ્થિતિઓમાં નફો પ્રમાણમાં ઓછો હશે, પરંતુ નુકસાનનો ખતરો પણ ઓછો છે.

**વ્યાજરહિત મૂડીરોકાણનો ફાયદો :**

બેંકીંગની આ ઈસ્લામી વ્યવસ્થાનો ફાયદો એ છે કે, તેનાથી કારોબારમાં વૃધ્ધિ થશે. વધારે લોકોને બેંક ધંધા માટે મૂડી આપશે. અને રોજગારની તકો વધશે. બીજો ફાયદો એ થશે કે રોકાણકારોને વધારેમાં વધારે ફાયદો થશે. કારણકે હમણાં તો બેંકનો નફો એક મર્યાદિત માત્રામાં ખાતેદારોમાં વહેંચવામાં આવે છે. બાકીનો નફો બેંકના માલિકો અને રાષ્ટ્રીયકૃત બેંક હોય તો સરકાર પાસે ચાલ્યો જાય છે. પરંતુ ઈસ્લામી બેંકોમાં સમગ્ર નફો રોકાણકારોમાં વહેંચાય જાય છે. સામાન્ય બેંકો તો ૧૪% નફો આપે છે અને ઈસ્લામી બેંકનો નફો ૨૦%ની નજદીક પહોંચી ગયો છે. અર્થાત્ લગભગ એક તૃતિયાંશનો તફાવત છે. પછી એમાં એક માનવીય પાસુ છે કે, ઈસ્લામી બેંકીંગ વ્યવસ્થામાં ગરીબોનું શોષણ નથી થતું. અર્થાત્ એ સ્થિતિ નથી સર્જાતી કે દેવાદારને આત્મહત્યા સુધી દોરી જાય. અને સૌથી મહત્વપૂર્ણ તેનું અધ્યાત્મિક પાસુ છે. વ્યાજનું હરામ હોવું એ બધા ધર્મોમાં સરખું છે. એટલે કોઈપણ કૌમમાં વ્યાજ-ખોરીનું ચલણ વધી પડે, એ જે તે ધર્મ મુજબ સારી વાત ન કહેવાય. વ્યાજમુકત ઈસ્લામી બેંકીંગનું એક નૈતિક પાસુ પણ છે. જ્યારે કોઈ સમાજમાં વ્યાજુ લેવડદેવડ વધી જાય છે, તો તેમાં સ્વાર્થવૃત્તિ પેદા થઈ જાય છે. તે પોતાના મજબૂર સગા ભાઈને પણ વ્યાજ

વગર કરજ આપવા માટે તૈયાર નથી થતો અથવા પિતા પાસેથી પણ વ્યાજ માંગવામાં ખચકાતા નથી. એવું પણ જોવામાં આવ્યું છે કે, ક્યારેક કોઈએ પોતાના બાપને રૂપિયા આપ્યા, તો હવે તે જાયદાદમાં તેના હક્ક કરતાં વધારે ભાગની માંગણી કરતો થઈ ગયો કે આટલી રકમ મેં તમને આટલી મુદત પહેલાં આપી હતી. આજ સુધી જો એ ધંધામાં લગાવી હોત તો કેટલો નફો થતો. આ માનસિકતા સમાજમાં વ્યાજખોરીનું ચલણ થવાના લીધે છે.

**આ પુસ્તક લખવાનો હેતુ એ જ છે કે, ઇસ્લામી આર્થિક નિતીઓ બાબતે લોકોને જાણકારી થાય.** અને ખ્યાલ આવે કે આટલા બધા ગેરમુસ્લિમ બેંકીંગ નિષ્ણાંતો અને આર્થિક નિતી-ઓના પ્રખરોએ જ્યારે ઈસ્લામી આર્થિક નિતીઓનો તુલનાત્મક તલસ્પર્શી અભ્યાસ કર્યો, તો બધાએ જ એક સૂરે આ વાત દોહરાવી કે હાલની આર્થિક મંદી (જેણે સમગ્ર વિશ્વને પોતાની લપેટમાં લઈ લીધુ છે)નો એક માત્ર ઉકેલ ઈસ્લામી આર્થિક નિતીઓ અપનાવવામાં જ છે. જેનો પોતાની કાયદાકિય વિશાળતા, ન્યાયિકતા, સમતા અને સફળતામાં બીજો કોઈ વિકલ્પ નથી.

**પુસ્તકમાં વેપારની મહત્વતા સાથે વેપારના શરઈ દૃષ્ટિએ થતા વિવિધ પ્રકારો, શર્તો, ઇસ્લામી પરિભાષાઓ, આર્થિક નિતીઓ, સામ્યવાદ અને મૂડીવાદના નુકસાનો, ભારતમાં ઇસ્લામી બેંકીંગ બાબતે થઈ રહેલી પ્રગતિ, મૂડીરોકાણના મૂળભૂત ઇસ્લામી પ્રકારો (મુશારકા, મુઝારબા, ઈજારા, મુરાબહા, સલમ, ઈસ્તિ-સ્નાઅ), ઇસ્લામી રોકાણકારી ફંડો, વ્યાજુ બેંકીંગની વૈકલ્પિક ઇસ્લામી વ્યવસ્થા, ઇસ્લામી સુધારાઓ, વ્યાજના આર્થિક, સામાજિક, નૈતિક અને આધ્યાત્મિક, સામૂહિક નુકસાનો, યહૂદી બેંકો તથા વર્તમાન કરન્સીનો અત્યાચારી ઈતિહાસ, ડોલરની મહત્વની ભૂમિકા, કૃત્રિમ (બનાવટી) મૂડી પેદા કરી ફુગાવામાં વૃધ્ધિ વગેરે બાબતોના ઉલ્લેખ સાથે આધુનિક વેપારને લગતા**

**વિવિધ ઇસ્લામી ફિકહ એકેડમીઓના ઠરાવો તથા ઇસ્લામની ઝકાત વ્યવસ્થા અને તેના સામાજિક, નૈતિક તથા આધ્યાત્મિક હેતુઓનું પણ વર્ણન કરવામાં આવ્યુ છે.**

મૂડીરોકાણના મૂળભૂત પ્રકારો અને ઈસ્લામી બેંકીંગ બાબતે હઝરત મૌલાના મૂફતી તકી ઉસ્માની સા. (દા.બ.)ની કિતાબ ''ઈસ્લામ ઔર જદીદ મઆશી મસાઈલ''ના આઠ ભાગોમાંથી લીધુ છે. અને પરિભાષાઓ તથા અમૂક મસાઈલ ''બયાને મુસ્તફા''ના વેપાર અંકમાંથી નકલ કર્યા છે. નવા મસ્અલાઓ માટે ફિકહ એકેડમી (દિલ્હી, જીદ્દહ, મક્કા મુઅઝઝમા)ના ઠરાવો નકલ કર્યા છે. તે સાથે આર્થિક વિષયોને લગતા અરબી, ઉર્દૂ, ગુજરાતીના ઘણા બધા પુસ્તકો તથા સરકારી પાઠ્ય પુસ્તકો (બી.કોમ; એમ.કોમ.ના અભ્યાસક્રમ)માંથી માહિતી મેળવી છે.

**અર્થહીન વિરોધ :**

આપણાં વર્તમાન વડાપ્રધાન ખુદ અર્થશાસ્ત્રી છે. અને આ ક્ષેત્રે અગ્રણી હેસિયત ધરાવે છે. તેમની ખ્વાહિશ છે કે, ભારતમાં ઈસ્લામી બેંકીંગ શરૂ કરવામાં આવે, જેથી એ લોકો જેઓ હાલની બેંકીંગ વ્યવસ્થાને સહીહ અને બરાબર નથી સમજતા, તેવા લોકો પણ પોતાની મૂડી આ ક્ષેત્રે લગાવી શકે. હવે વડાપ્રધાને આ સંદર્ભે એક કમિટી બનાવી છે. જે ભારતમાં ઈસ્લામી બેંકીંગની શક્યતાઓ પર વિચાર કરશે. હજુ તો આ કમિટી જાહેર જ થઈ હતી કે અમૂક લોકોએ કાગારોળ મચાવવાનું શરૂ કરી દીધું કે, આનાથી દેશના એક ઓર ભાગલા માટેનો માર્ગ ખૂલી જશે. આ એમની જૂની, સાંપ્રદાયિક માનસિકતા છે, જેમાં ફેરફારની કોઈ શક્યતા નથી. તેમણે આ વાત એટલા માટે નથી કરી કે તે દેશના શુભેચ્છક છે. બલ્કે એટલા માટે કરી છે કે, તેમને વોટ મેળવવા છે. એટલે જ્યાં સુધી વોટની જરૂર રહેશે, સાંપ્રદાયિકતા તેમના માટે એક રાજકીય મજબૂરી છે. પાછલા દિવસોમાં શ્રી સુબ્રમણ્યમ સ્વામી તરફથી

કોચીન હાઈકોર્ટમાં કેરાલા સરકાર વિરૂધ્ધ કેસ કરવાનો આશય પણ એક પ્રકારની આડખીલી ઉભી કરવાનો જ છે. જેની સંપૂર્ણ વિગત આ પુસ્તકમાં ‘‘ભારતમાં ઈસ્લામી બેંકોની પ્રગતિ’’ શિર્ષક હેઠળ રજુ કરવામાં આવી છે.

અમારું માનવું એ છે કે, ખુદ સરકારે એવી બાબતોને ધાર્મિક રંગમાં રજૂ કરવાને બદલે સામાન્ય સ્વરૂપે રજૂ કરવી જોઈએ. દા.ત. તેને ઈસ્લામી બેંકીંગના બદલે ‘‘વ્યાજરહિત બેંકીંગ’’નું નામ આપવામાં આવે, તો કદાચ આવા અર્થહીન વિરોધનો સામનો કરવો ન પડે. સારાંશ કે વ્યાજ આધારિત બેંકીંગ માત્ર મુસ્લિમોની સમસ્યા નથી, બલ્કે એ સમગ્ર માનવજગતની સમસ્યા છે. વ્યાજથી માત્ર મુસ્લિમોનું શોષણ નથી થતું, બધાનું શોષણ થાય છે. આ જ કારણોસર જે દેશમાં ઈસ્લામી બેંકો સ્થપાયેલી છે, ત્યાં બિન-મુસ્લિમ લોકો પણ એવી બેંકોને પહેલી પસંદગી (પ્રાધાન્ય) આપે છે. અને ઘણા બધા બિનમુસ્લિમ ભાઈઓના નાણાં પણ આ બેંકોમાં રોકાયેલા રહે છે. વિશ્વના કોઈપણ ધર્મમાં વ્યાજને સારૂં સમજવામાં નથી આવતું, અને તેનાથી લોભ–લાલચ વધે છે, તથા પરસ્પરની હમદર્દી તથા બલિદાનની ભાવના ઘટે છે, અને આ બધી બાબતો પણ દરેક ધર્મમાં બરાબર છે.

વાસ્તવમાં ઈસ્લામી બેંકીંગ વ્યવસ્થા મુસ્લિમો માટે જ નહીં, સમગ્ર માનવજગત માટે રહમત છે. આપણાં દેશ માટે તેમાં ફાયદાનું એક પાસુ એ પણ છે કે, ઘણા બધા મુસ્લિમો પોતાના અકીદા મુજબ હાલની બેંકોમાં પોતાના નાણાં ‘‘ફિકસ્ડ ડિપોઝીટ’’માં નથી મૂકતા. જો વ્યાજમુકત બેંકો સ્થપાય જાય, તો મુસ્લિમોની મૂડી પણ બેંકના હાથોમાં આવી જશે. સરકારની સાધનસંપત્તિમાં વધારો થશે, તેમજ તે નાણાંને રોજગારના, વિકાસના ઉપયોગમાં લઈ શકાશે. ખુદા કરે કે આપણા દેશમાં આવી બેંકીંગ વ્યવસ્થા વિકસે, અને લોકો માટે વ્યાજથી બચવા માટેનો રસ્તો ખુલ્લો થાય, આમીન...

# ઈસ્લામી અર્થવ્યવસ્થાના સરળ નિયમો

સંસારી જીવન છોડી સન્યાસી જીવન અપનાવવાને ઈસ્લામ બિલ્કુલ પસંદ કરતો નથી. ઈસ્લામે માણસની રોઝી-રોટીની કોશિશો અને તેના માટેની ફિકરો કરવાને ફક્ત જાઈઝ નથી કર્યું, બલ્કે તેને જરૂરી અને ફર્જ પણ ફરમાવ્યું છે. માણસની આર્થિક પ્રગતિને ઈસ્લામ પસંદ કરે છે અને હલાલ કમાઈને ઈસ્લામના બીજા મહત્વના ફર્ઝોની જેમ એક ફર્ઝ ફરમાવ્યો છે. પરંતુ આ બધી બાબતો સાથે આ હકીકત પણ એટલી જ સાફ અને સ્પષ્ટ છે કે, ઈસ્લામની નજરમાં માણસનો બુન્યાદી અને જરૂરી હેતુ ફક્ત રોઝી કમાવુ નથી.

ઈસ્લામી અર્થતંત્ર અને બીજા અર્થતંત્રો વચ્ચે બુન્યાદી અને મહત્વનો ફર્ક એ જ છે કે, બીજા અર્થતંત્રોએ રોઝી-રોટી કમાવાને જીવનનો બુન્યાદી મસ્અલો બનાવ્યો છે. અને ઈસ્લામી અર્થતંત્રમાં રોઝી-રોટી મેળવવા મહેનત કરવી જરૂરી છે, પરંતુ તેને જીવનધ્યેય અને હેતુ બનાવવો સહીહ નથી.

ઈસ્લામે આર્થિક મસાઈલમાં ભૌતિકતા (માદ્દીયત)ની સાથે રૂહાનિયતનો પણ પૂરેપૂરો ખ્યાલ રાખ્યો છે. સૌપ્રથમ એ દર્શાવ્યુ કે માલ-દૌલત ઉપર પહેલી અલ્લાહપાકની માલિકી છે. **"વઆતૂહુમ મિમ માલિલ્લાહિલ્લઝી આતાકુમ"** અને ગરીબો-નાદારોને તે માલમાંથી આપો, જે અલ્લાહપાકે તમોને આપ્યો. આ પ્રમાણેની સંખ્યાબંધ આયતો છે, જેમાં માલ-દૌલત વિશે દર્શાવવામાં આવ્યુ કે, એ તમારી માલિકી નથી, બલ્કે તમારી પાસે અમાનત છે. તેનો વપરાશ શરીઅતે બતાવ્યા પ્રમાણે કરવાનો છે. કારૂનની જેમ પોતાનો માલ કહી તેના ઉપર કબ્ઝો જમાવવાનો નથી, બલ્કે તેમાં અલ્લાહ તઆલાએ નક્કી કરેલ ઝકાત, ઉશ્ર, સદકા, કુર્બાની, કફ્ફારા વગેરે હક્કો અદા કરવાના છે. તે સાથે દરેક વ્યક્તિએ કોઈના ઉપર બોજારૂપ થવાને બદલે પોતાની રોજી કમાવવા માટે પરસેવો પાડીને

પણ મહેનત મજદૂરી કરવી જરૂરી છે. તેને એક શરઈ જવાબદારી દર્શાવી છે. અને તેની ફઝીલત પણ દર્શાવી છે. એક હદીષ શરીફમાં છે કે, ‘‘કોઈ માણસ પોતાની જાત મહેનતથી કમાઈને જે ખાવા ખાય છે, તેનાથી વધુ સારૂ કોઈ ખાણું નથી.’’ ખરેખર મજબૂરી સિવાય ભીખ માંગવાની સખ્ત વઈદ દર્શાવવામાં આવી છે. ધંધો કરવામાં સચ્ચાઈ અને નિષ્ઠા જરૂરી છે. પોતાનું વેચાણ વધારવા જૂઠી કસમો ખાવી મોટો ગુનોહ છે. ખામીવાળો કે બગડેલો માલ ચોખવટ કરી વેચવો જોઈએ. હદીષ શરીફમાં છે કે, જેણે ધોકો આપ્યો, તેનો મારી સાથે કોઈ સબંધ નથી. *(તિરમિઝી શરીફ)* ધંધામાં બધા જ વ્યવહારો વ્યાજ તથા જુગારથી સંપૂર્ણ પાક હોવા જરૂરી છે.

ઈસ્લામી અર્થવ્યવસ્થામાં વ્યાજ તથા સટ્ટાને હરામ ઠેરવવામાં આવ્યો. વ્યાજુ વ્યવહાર માટે ઈસ્લામે કોઈપણ પ્રકારની છૂટછાટ આપી નથી. કુર્આન શરીફમાં વ્યાજખોરોને અલ્લાહપાક તથા તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તરફથી ખુલ્લી જંગ-લડાઈનું એલાન કરવામાં આવ્યુ છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે વ્યાજને અલ્લાહપાકના અઝાબનું કારણ દર્શાવ્યું અને ફરમાવ્યું કે, જે વસ્તીમાં વ્યાજ તથા ઝીના (વ્યભિચાર) ફેલાય છે, તો તે લોકો અલ્લાહપાકના અઝાબને દઅવત આપે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે વ્યાજુ વ્યવહારને પોતાની માં સાથે ઝીના કરવા કરતાં પણ સિત્તેર ઘણો મોટો ગુનોહ બતાવ્યો છે. *(હાકિમ, ઈબ્ને માજહ)*

એ જ પ્રમાણે સટ્ટો પણ ઈસ્લામમાં બહુ મોટો ગુનોહ છે. કુર્આન શરીફમાં તેને હરામ દર્શાવ્યો છે. *(માઈદહ-૯૦)* એ જ પ્રમાણે ભવિષ્યના વાયદાના સોદાની આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે મનાઈ ફરમાવી છે. આપે ફરમાવ્યું કે, જે માણસ અનાજ ખરીદે, તે તેને ત્યાં સુધી ન વેચે, જ્યાં સુધી તેના ઉપર કબ્ઝો ન કરી લે.

જુગાર, સટ્ટો, દારૂ, સ્વાર્થ, દગો, છેતરપિંડી, શોષણ, મિલાવટ, ખોટી અફવાહો, જૂઠ, સંગ્રહખોરી, ધોકાબાજી, ખિયાનત તથા વેચાનારી વસ્તુ ઉપર કબ્ઝો કર્યા વગર બીજાને વેચવાની *(Forward)* મનાઈ ફરમાવવામાં આવી છે. એ જ રીતે કોઈ એક પક્ષનો નફો ચોક્કસ નિશ્ચિત કરવો અને બીજાનો નફો અનિશ્ચિત તથા શંકાશીલ હોય તો તે પણ વ્યાજુ વ્યવહાર ગણાશે. એક આયતમાં ફરમાવ્યું કે, તમો અંદરો-અંદર એકબીજાનો માલ ખોટી અને નાજાઈઝ રીતે ન ખાઓ. હાં, વેપાર કરી પરસ્પર એકબીજાની રાજીખુશીથી લઈ શકો છો. આ આયતમાં લાંચ, રૂશ્વત, ચોરી, ધાડ, લૂંટ, અત્યાચાર, મજબૂરીનો સોદો તથા અનિતિના બધા જ પ્રકારના સોદાઓથી મનાઈ ફરમાવવામાં આવી છે.

હાલની મૂડીવાદી વ્યવસ્થાના જે નિયમો ઈસ્લામની વિરૂધ્ધ છે, તેમાં વ્યાજ, સટ્ટો, ધોકાબાજી તથા જૂઠ પ્રથમ ક્રમે છે. ૧૯૩૧ની વિશ્વ આર્થિક મંદી બ્રિટીશ સામ્રાજ્યની પડતીનું કારણ બની. ૨૦૦૮નું આર્થિક સંકટ અમેરીકી સામ્રાજ્યના અંતની આગાહી કરી રહ્યું છે.

ઈસ્લામી આર્થિક વ્યવસ્થામાં "આખલા" અને "રીંછ"ની કોઈ આવશ્યક્તા નથી. અહિંયા તો ફક્ત મૂડી રોકવાવાળા હોય છે. જે લાંબા-ટૂંકા ગાળા માટે મૂડી રોકાણ કરે છે. જેનો મકસદ આર્થિક સફળતા પ્રાપ્ત કરવાનો તથા રાજકીય અને સામાજીક રીતે શાંત વાતાવરણ બાકી રાખવાનો છે. જ્યારે યુરોપિય વ્યવસ્થામાં સટ્ટોરીઓ માટે "આખલા" અને "રીંછ"ના ઉપનામો રાખવામાં આવ્યા છે. પોતાની પાસે કોઈ વસ્તુ ન હોવા છતાં બનાવટી રીતે વેચવા (રીંછ) અને પોતાની પાસે રકમ ન હોવા છતાં બનાવટી ખરીદારી (આખલા) દ્વારા શેર માર્કેટ અને બીજી વસ્તુઓના ભાવમાં ઉતાર-ચઢાવ કરવો.

ઈસ્લામી આર્થિક નિતિનો સૌથી જરૂરી હેતુ એ છે કે, તેનાથી એક એવી વ્યવસ્થા સ્થાપવામાં આવે જે સાદી, સરળ અને કુદરતી

(નેચરલ) હોય. જેમાં દરેક વ્યક્તિ કોઈપણ દબાણ વગર કુદરતી રીતે પોતાની લાયકાત, સમજ અને અનુભવથી કામ લે. અને આ બાબત બજારમાં આવતી વસ્તુ (સપ્લાય) અને તેની માંગ (ડીમાન્ડ)ના વ્યવસ્થિત વપરાશ વગર શક્ય નથી.

બીજો હેતુ એ છે કે, હકદારને તેનો હક પૂરેપૂરો મળવો જોઈએ. જેમાં ધંધા-રોજગારમાં ભાગીદાર કે કર્મચારી વર્ગ સિવાય સમાજના અમૂક તે ગરીબ, નાદાર, બેવા, યતીમ વ્યક્તિઓ પણ શામેલ છે, જેમની લીસ્ટ કુર્આન શરીફ તથા હદીષ શરીફમાં મૌજૂદ છે.

ત્રીજો હેતુ જેનું ઘણું મહત્વ છે. તે એ કે માલ-દૌલત ઉપર અમૂક ઉદ્યોગપતિઓ કે કંપનીઓની મોનોપોલી ન હોય, બલ્કે રૂપિયો સમાજમાં વધુથી વધુ ફરતો રહેવો જોઈએ. જેથી સમાજના બધા જ વર્ગો તેનાથી લાભ ઉઠાવે. એટલા જ માટે જંગલ, ખાણ, ઉજ્જડ જમીન અને સમુદ્રના શિકાર, ઘાસ, સમુદ્ર, નદીઓ વગેરે જે પેદાઈશના અસલ સ્ત્રોતો છે. તેના ઉપર કોઈની ઈજારદારી બાકી ન રાખતા બધા માણસોને તેનાથી લા ઉઠાવવાની પરવાનગી આપી. લાયસન્સ અને પરમીટ સિસ્ટમમાં મોટા ઉદ્યોગપતિઓ જ ફાયદો ઉઠાવી લે છે. એ જ પ્રમાણે બેંકોની લોન તથા વિમા કંપનીઓની મૂડીથી માલદારો જ વધુથી વધુ ફાયદો ઉઠાવે છે, અને નાના વેપારીઓ વંચિત રહે છે.

સાથે પ્રાઈવેટ ભાગીદારી (પૈસા આપી કે પૈસા અને ધંધામાં શરીક થઈ)ના ધંધાઓમાં નફા-નુકસાનની ભાગીદારી સાથે ધંધો જાઈઝ ફરમાવ્યો. જેથી વ્યાજની બુરાઈથી બચી શકાય. અને વ્યાજખોરો વધુથી વધુ ફાયદો ન ઉઠાવે તેનો ખાસ ખ્યાલ રાખ્યો. તથા મજૂરવર્ગને પસીનો સુકાતા પહેલાં મજૂરી અને યોગ્ય વળતર આપવાની તાકીદ કરી. તથા મજૂર કે કર્મચારી માટે કામચોરી કે ટાઈમચોરીથી બચવાને જરૂરી ઠેરવ્યુ. તેમાં ઉણપ રાખવાથી કમાઈ હરામ થઈ જશે, અને સખ્ત ગુનેહગાર થશે.

સંગ્રહખોરીને પણ સખ્ત નાપસંદ ફરમાવી છે. તેનું કારણ પણ એ જ છે કે, અમૂક લોકો વધારે નફો કમાઈને બીજા લોકોને નુકસાન પહોંચાડે છે. ઈસ્લામી આર્થિક નિતિમાં સમાજના કચડાયેલા વર્ગને ઉપર ઉઠાવવાના હેતુસર લોકોને સમજાવવામાં આવ્યું છે કે, તમારા માલ-દૌલત ઉપર હકીકતમાં તમારી માલિકી નથી, બલ્કે તેના અસલ માલિક અલ્લાહપાક છે. તેની તૌફીક અને ફઝલો-કરમથી જ તમે માલના માલિક થયા છો. માટે તેણે જે લોકો માટે ખર્ચ કરવાનું કહ્યું છે, તેમના ઉપર ખર્ચ કરવામાં આવે.

સમાજના વધુથી વધુ નાદાર-ગરીબ લોકો સુધી માલ પહોંચે એ હેતુસર અમૂક વસ્તુઓ ફર્જ તથા વાજિબ કરી દીધી.

(૧) જેમાં સૌપ્રથમ **ઝકાત** છે. દરેક તે વ્યક્તિ જે સોનું, ચાંદી, પશુઓ અને વેપારનો માલ, જાયદાદ વગેરેનો ઈસ્લામી નિસાબ પ્રમાણે માલિક હોય. તેને વર્ષ પુરૂ થયા બાદ પોતાના માલમાંથી અઢી ટકા ઝકાત આપવી ફર્ઝ છે. જેમને આપવાની છે, તે આઠ પ્રકારના લોકો બધા જ નાદાર અને મુફલિસ હોવાને લઈ હકદાર સાબિત થાય છે.

(૨) **ઉશ્ર :** જે જમીનો શરઈ દૃષ્ટિએ ઉશ્રી છે, તેમાં ખેતીવાડીની કુલ પેદાઈશનો દસમો ભાગ ગરીબોને આપવો જરૂરી છે. ઉશ્ર હકીકતમાં જમીનથી પેદા થતી વસ્તુઓની ઝકાત છે.

(૩) **સદકએ ફિત્ર :** શરઈ દૃષ્ટિએ દરેક માલદાર વ્યક્તિ દીઠ પોણા બે કિલો ઘઉં અથવા તેની કિંમત ગરીબો, બેવાઓ, યતીમો ઉપર ખર્ચ કરવામાં આવે છે. આ રકમ પોતાના તરફથી તથા પોતાના નાબાલિગ (નાના બાળકો) અવલાદ તરફથી પણ આપવામાં આવે છે. આના માટે પૂરા વર્ષ (ઝકાતની જેમ) માલદાર હોવું પણ જરૂરી નથી. માટે ઝકાતથી વધુ આનો વિસ્તાર ફેલાયેલો છે.

(૪) **કુર્બાની :** એ જ પ્રમાણે કુર્બાનીના ગોશ્ત, ચામડા વગેરેથી પણ ગરીબોને ઘણો મોટો લાભ થાય છે.

(૫) **કફ્ફારો :** કોઈ વ્યક્તિ કારણ વગર રમઝાનના રોઝા ન રાખે અથવા તોડી નાંખે અથવા કોઈ મુસલમાનને ઈરાદા વગર કત્લ કરી દે, અથવા પતિ પોતાની પત્નીથી "ઝિહાર" કરે (પત્નીને પોતાની માંની જેમ હરામ કહે) અથવા સોગંદ (કસમ) ખાઈ તેને પૂરી ન કરે. આ બધા સંજોગોમાં તેણે ગરીબ, નાદારોને રૂપિયા અથવા ખાવા-કપડાંના રૂપમાં અમૂક રકમ કે ખાવા ખવડાવવાનું હોય છે.

(૬) **નફ્કહ** (ખાધા ખોરાકીનો ખર્ચ) : પોતાના નાદા સગા-સબંધીઓ અથવા જેમની જવાબદારી આપણા શિરે જરૂરી છે, એવા લોકોનો સંપૂર્ણ ખર્ચ ઉઠાવવો ફર્જ છે. જેમકે પત્ની, બાળ-બચ્ચાં વગેરે. અને અમૂકનો ખર્ચ માલદાર હોવાની શર્તે કે સગાઈનો સબંધ વધુ નજીક હોવાની શર્તે પણ જરૂરી થઈ જાય છે. આની વધુ વિગત ફિકહની કિતાબોમાં સવિસ્તર રજૂ થયેલ છે.

(૭) **વારસા વહેંચણી :** આ મહત્વનો વિભાગ છે. જેના દ્વારા ઈસ્લામે દરેક સબંધીનો હક્ક ફરજીયાત નક્કી કરી દીધો છે. યુરોપના આર્થિક નિષ્ણાંતોએ પણ ઈસ્લામના આ વિભાગને અર્થતંત્ર માટે ઘણો લાભકારક અને સમાજમાં સમાનતા તથા માલ-દૌલતની બરાબર વહેંચણી માટે ખૂબ ફાયદાકારક ગણ્યો છે. દરેક નજીકના સબંધીને તેનો હક્ક મળે છે. સ્ત્રી વર્ગ પણ ખાસ મોટો હિસ્સો મેળવે છે. કારણકે એક જ સ્ત્રીને માં, પત્ની, બહેન, પુત્રી અને અમૂક સંજોગોમાં દાદી તરીકે પણ અલગ-અલગ રીતે હિસ્સાઓ મળે છે. નાની-મોટી અવલાદનો કોઈ ફર્ક નથી થતો. કોઈ વારિસને વંચિત (મહરૂમ) નથી કરી શકતા. કોઈ વારિસ માટે તેના ભાગ સિવાયની વસીય્યત કરવાની મનાઈ

છે. મૃત્યુ પામનાર પોતાના માલમાંથી ⅓ માલની વારસદારો સિવાય માટે વસીય્યત કરી શકે છે. આ પ્રમાણે માલ સમાજના બધા જ સભ્યો સુધી પહોંચાડવામાં આવે છે.

## વિશ્વમાં ઈસ્લામી અર્થવ્યવસ્થાનો વિકાસ :

જાન્યુઆરી-૨૦૦૮માં જાકાર્તા ખાતે બેંક ઓફ ઈન્ડોનેશિયાના નેજા હેઠળ **“ઈસ્લામી ફાયનાન્સ ફેસ્ટીવલ ૨૦૦૮”**નું આયોજન કરવામાં આવ્યું. આ વર્ષનો વિષય હતો ‘‘ઈન્ડોનેશિયા માટે ઈસ્લામી અર્થવ્યવસ્થા તથા બેંકીંગ’’. બેંકના પ્રમુખ સુસેલો બીમબેંગ યુઝહો-યુનોએ મેળાનું ઉદ્‌ઘાટન કર્યું. પોતાના પ્રવચનમાં તેમણે એ મુદ્દા પર પ્રકાશ ફેંક્યો કે, ૧૯૯૮માં ઈન્ડોનેશિયાની અંદર સર્જાયેલી આર્થિક કટોકટીનો દુષ્પ્રભાવ ઓછો કરવામાં ઈસ્લામી બેંકીંગ કેવી રીતે સહાયક નિવડી. તે વખતે જ્યારે બધી પરંપરાગત બેંકોએ ઈન્ડોનેશિ ચલણના અવમૂલ્યનના કારણે દેવાળુ ફૂંક્યુ હતું, ત્યારે પણ ઈસ્લામી બેંકીંગ કાર્યરત્ રહી અને તે બેંકોએ પોતાની અધિકાંશ મૂડી નાના તથા મધ્યમ કદના વ્યાપારમાં લગાવીને અર્થતંત્રની કરોડરજ્જુની ભૂમિકા અદા કરી હતી. વૈશ્વિક અર્થતંત્રમાં ઈસ્લામી બેંકીંગનું પ્રમાણ બહુ ઓછુ છે. જેવી રીતે ઈન્ડોનેશિયાની કુલ અર્થસંપત્તિમાં તેનો ભાગ ૧.૭% છે. તે છતાં શરીઅતના સિધ્ધાંતો મુજબ કાર્યરત્ આ અર્થબજાર હમણાં ઓછાવત્તા વીસ કરોડ મુસ્લિમોની જરૂરિયાત સંતોષી રહી છે. ઈન્ડોનેશિયામાં ઈસ્લામી બેંકીંગ ધ્યાને ત્યારે ચઢી, જ્યારે સરકારે દેશમાં ઈસ્લામી બેંકોની સકારાત્મક કારકિર્દીને લક્ષમાં લઈ તેને એક એવી વૈકલ્પિક વ્યવસ્થા તરીકે જોવાનું શરૂ કર્યું, જેમાં ૧૯૯૮ની કટોકટીમાં આર્થિક રીતે બરબાદ થઈ જનારાઓની આર્થિક સ્થિતિ સારી બનાવવાની ક્ષમતા હતી. વિશાળ પરિપ્રક્ષ્યમાં જોઈએ તો પ્રમુખ સુસેલો બીમબેંગ આ તકનો લાભ લઈ ઈન્ડોનેશિયાને એશિયા અને વિશ્વભરની ઈસ્લામી અર્થવ્યવસ્થા તથા બેંકીંગનું કેન્દ્ર બનાવવા ઈચ્છતા હતા.

શ્રી નરેન્દ્રકુમારની ગણના દેશના ગણ્યાગાંઠ્યા આર્થિક વિશ્લેષકો તથા વિવેચકોમાં થાય છે. તેઓ હિન્દી દૈનિક **“લોકમત સમાચાર”** નાગપૂર તા. ૩૦-૧૧-૦૩ના અંકમાં પોતાના આશ્ચર્ય-જનક પૃથક્કરણમાં દેશની આર્થિક સ્થિતિને સુધારવાના ઉપાયો દર્શાવતા લખે છે કે, ‘‘વિશ્વના તમામ અર્થવિશેષજ્ઞોનું માનવું છે કે, જો ઈસ્લામની આર્થિક વ્યવસ્થાને અમલીરૂપ આપવામાં આવે તો આર્થિક મંદી અને દેવાના કળણમાં ખૂંપી રહેલ દુનિયાને બચાવી શકાય એમ છે. કારણકે વિશ્વની તમામ આર્થિક સંસ્થાઓ પોતાના અવલોકન દરમિયાન એ પરિણામ સુધી પહોંચી છે કે, બીજા વિશ્વ-યુદ્ધ પછી વિશ્વમાં અમીરી તથા ગરીબી વચ્ચે જે ખાઈ પહોળી થઈ, તેનું મૂળભૂત કારણ વ્યાજ છે.’’

શ્રી નરેન્દ્રકુમારનું કહેવું છે કે, આજે વિશ્વમાં ઈસ્લામની આર્થિક વ્યવસ્થા ઝડપથી પ્રસરી રહી છે. અને સામાન્ય માનવીથી લઈ વિશેષજનોમાં લોકપ્રિય થઈ રહી છે. ત્યાં સુધી કે યુરોપ-અમેરીકાના આર્થિક નિષ્ણાંતો હવે ઈસ્લામના આર્થિક નીતિ-નિયમો ઉપર ધ્યાન આપવા મજબૂર થયા છે. શ્રી નરેન્દ્રકુમાર તેનું કારણ આપતા જણાવે છે કે, ઈસ્લામની જીવનપધ્ધતિ તથા અર્થવ્યવસ્થા એ વિચાર પર આધારિત છે કે, વિશ્વમાં જેટલા પણ માણસો છે, બધા સરખા અધિકારો ધરાવે છે. ઈસ્લામે સંપત્તિના એક જગ્યાએ એકત્રીકરણને અમાન્ય ઠેરવ્યું છે. ઈસ્લામમાં ઝકાતની વ્યવસ્થા અને વારસા વહેંચણીના નિયમો, ધન-દૌલતને એક જગ્યાએ જમા થતા રોકે છે. આમ, સંપત્તિની ન્યાયિક વહેંચણી થાય છે. (આ અત્યંત આવશ્યક છે.) કારણકે વિશ્વમાં ગરીબી તથા ભૂખમરાનું બુન્યાદી કારણ દૌલત તથા જીવનનિર્વાહના સાધનોની અન્યાયી વહેંચણી જ છે. પછી ઈસ્લામી નિયમો મુજબ ભાગીદારીમાં અથવા બીજા સહકારી સ્વરૂપોમાં જે ધંધાઓ ચાલે છે, તે પશ્ચિમી ધંધાકીય પધ્ધતિઓથી વધારે વિકસિત તથા સાદગીભર્યા, સફળ તથા ફાયદા-

કારક નિવડ્યા છે. કારણકે વ્યાજથી મુક્ત તથા નફા-નુકસાનમાં સરખી ભાગીદારીના કારણે નાણાંની ખરીદશક્તિ વધે છે. અને વસ્તુઓની કિંમતોમાં ચાલીસથી પચાસ ટકા કમી જોવા મળે છે. પરંતુ આ વ્યવસ્થાને સમજવા માટે સમગ્ર ઈસ્લામને સમજવો આવશ્યક છે.

અલ્લાહપાકે કુર્આન શરીફમાં સાચુ જ કહ્યું છે કે, ''અલ્લાહ તઆલા વ્યાજને ઘટાડે છે અને (સદકહ) દાનને વધારે છે.'' તેમજ ઝકાતના સંદર્ભમાં તેનો આશય જણાવતાં કુર્આન શરીફ કહે છે કે, ''આ ઝકાત એટલા માટે ફરજીયાત બનાવવામાં આવી છે કે, આ સંપત્તિ તમારા અમીરો વચ્ચે જ ઘૂમતી ના રહે.''

**ઈસ્લામી બેંકિંગની અમૂક વિશિષ્ટતાઓ :**

ઈસ્લામી બેંકીંગ અન્ય પ્રકારની બેંકીંગથી કેવી રીતે જુદી પડે છે, તેનો અંદાજો એ દાખલાથી થાય છે કે, ઈસ્લામી બેંક, કંપની-ઓને ''ફ્લોટિંગ ઈન્ટરસ્ટ રેટ'' પર કરજ આપે છે. ફ્લોટીંગ રેટનો આધાર કંપનીના વૃધ્ધિ દર પર હોય છે. આ કારણે બેંકનો નફો કંપનીના નફાના એક વિશેષ દર રૂપે મળે છે. જ્યારે કરજની મૂળ રકમ (મુદલ) પાછી આપી દેવામાં આવે તો નફામાં ભાગીદારીનો આ કરાર ખત્મ થઈ જાય છે.

આ વ્યવસ્થાનું બીજુ ઉદાહરણ ધંધામાં રોકાણનું છે. ધંધો કરનાર માનવબળ પુરૂં પાડે છે, અને બેંક મૂડીની વ્યવસ્થા કરી આપે છે. આમ, નફા તથા નુકસાન બન્નેમાં ભાગીદારી થઈ જાય છે. મૂડી તથા મજૂર વચ્ચે આ પ્રકારની ભાગીદારીવાળી વ્યવસ્થા ઈસ્લામના તે સિધ્ધાંત પ્રતિ નિર્દેશ કરે છે કે, ધંધામાં નિષ્ફળતાનો સમગ્ર બોજ માત્ર કરજદારને જ નહીં ઉઠાવવો પડે. બીજી બાજુ તેનાથી આવકની સંતુલિત વહેંચણી પણ થઈ જાય છે. અને ધંધા-રોજગાર પર નાણાં ધીરનારના અનુચિત કબ્જા ઉપર પણ અંકુશ મેળવાય છે.

ગીરોના મામલે પણ બેંક ઈસ્લામની નિયમને પાળે છે. આ વ્યવસ્થા હેઠળ બેંક કોઈ વસ્તુ ખરીદવા માટે રકમ નથી આપતી, બલ્કે ખુદ ખરીદી લે છે. અને પછી પોતાનો નફો ચઢાવી તે વસ્તુ ઉપભોગકર્તાને ફરી વેચી દે છે. બેંક ઉપભોગકર્તાને તે વસ્તુની કિંમત હપ્તાઓમાં ચૂકવવાની પણ સગવડ કરી આપે છે. અને વિલંબથી અદા કરવાની સ્થિતિમાં કોઈ વધારાની રકમ કે દંડ પણ આપવો નથી પડતો. આ ત્રીજા દાખલામાં લોકો માલ ચાંઉં ન કરી જાય તેના માટે ઉભય પક્ષે આકરી શરતો રાખવામાં આવે છે.

ઈસ્લામી બેંકીંગના લાભો માત્ર ઈન્ડોનેશિયા સુધી સિમિત નથી, બલ્કે વિશ્વભરમાં સ્વીકારવામાં આવ્યા છે. આ વર્ષે બ્રિટન વ્યાજમુક્ત ''સુકૂક'' નામી ઈસ્લામી બોન્ડ ઈસ્યુ કરશે. આ બોન્ડની કિંમત સ્ટર્લિંગ પાઉન્ડમાં નક્કી કરવામાં આવી છે, જેથી બ્રિટનમાં વસતા મુસ્લિમો તથા અન્ય એવા લોકો જેઓ સ્ટર્લિંગ પાઉન્ડમાં ધંધો કરવાની ઈચ્છા ધરાવે છે, આ તકનો લાભ લઈ શકે. તદુપરાંત યુરોપમાં ''યુરોપી ઈસ્લામી રોકાણ બેંક'' અને ''બ્રિટીશ ઈસ્લામી બેંક'' જેવી કેટલીય મોટી-મોટી ઈસ્લામી આર્થિક સંસ્થાઓ ઉભરીને આવી રહી છે. થાઈલેન્ડ અને સિંગાપોર પણ આ જ રૂપરેખા પર આગળ વધી રહ્યા છે. અને વાસ્તવમાં તો એશિયામાં હોંગકોંક અને સિંગાપોર સૌથી આકર્ષક ઈસ્લામી ફાયનાન્સ માર્કેટ બની ગયા છે. એચ.એસ.બી.સી; સિટી બેંક, સયારહ અને અલાયન્સ સયારહ્ જેવી આંતરરાષ્ટ્રીય કંપનીઓ પણ ઈન્સ્યુરન્સ સેક્ટરમાં કેટલાક ''ઈસ્લામી આર્થિક વિકલ્પો'' રજૂ કરી રહી છે.

મલેશિયન સેન્ટ્રલ બેંકના ડેપ્યુટી ગવર્નર દાતુ મુહમ્મદ રઝીફ અબ્દુલકાદિરે કહ્યું કે, આજે વિશ્વભના ૭૬ દેશોમાં લગભગ ૩૦૦ ઈસ્લામી આર્થિક સંસ્થાઓ કાર્યરત્ છે. સમગ્ર વિશ્વની અર્થસંપત્તિમાં દર વર્ષે ઈસ્લામી ફાયનાન્સનો એક ટ્રીલિયન ડોલરનો વધારો થઈ રહ્યો છે. જ્યારે ડાઉજોન્સ ઈન્ડેક્ષ દસ ટ્રિલિયન ડોલર

સુધી પહોંચી ગયો છે. જો કે વિશ્વ આર્થિક ઈન્ડસ્ટ્રીની કુલ કિંમતના મુકાબલે આ બહુ ઓછુ છે. તે છતાં પણ પાછલા વીસ (૨૦) વર્ષોમાં ઈસ્લામી બેંકીંગમાં ઝડપથી વધારો થઈ રહ્યો છે. તેનો વૃધ્ધિ દર વર્ષે ૬૫% છે. જે ઈન્ડસ્ટ્રી આટલી ઝડપથી વિસ્તરી રહી હોય તેમાં મૂડીરોકાણનું કોઈને પણ મન થશે.

ઈસ્લામી ફાયનાન્સનો સૌથી મોટો ફાયદો કદાચ એ છે કે, તેણે વિશ્વ સમક્ષ એ પુરવાર કર્યું છે કે, ઈસ્લામ એ શાંતિપ્રિય ધર્મ છે. વર્ષો સુધી આતંકવાદે ઈસ્લામની આ છબી (ઓળખ)ને વિકૃત કરી દીધી હતી. પ્રમુખ સુસેલો બીમબેંગે આની સ્પષ્ટતા કરી દીધી હતી. તથા સાથે એ પણ સ્પષ્ટતા કરી કે ઈસ્લામી બેંકીંગ માત્ર મુસ્લિમો સુધી સિમિત નથી, બલ્કે તેમાં ઈસ્લામી અર્થતંત્ર અને બેંકીંગના સમાન મૂલ્યો મૌજૂદ છે, જે બિનમુસ્લિમો માટે પણ સ્વીકાર્ય છે.

**આર્થિક વ્યવસ્થા-નીતિઓ :**

ઈસ્લામનું આર્થિક જીવન પણ મજબૂત પાયાઓ અને ખુદાઈ આદેશો પર રચાયેલું છે. મહેનત દ્વારા રોજી રળવી એ ફક્ત માણસની ફરજ જ નથી, બલ્કે મોટો સદ્‌ગુણ પણ છે. કોઈ સશક્ત માણસનું આળસુ બની બીજા પર અવલંબિત રહેવું એ ભારે મઝહબી ગુનો, સામાજિક કલંક અને બેઈઝઝતી છે.

એક મુસ્લિમને અલ્લાહપાકે એવો હુકમ કર્યો છે કે, તેણે પોતાના પગ પર ઉભા રહેવું જોઈએ. અને અન્યો માટે ભારરૂપ ન બનવું જોઈએ. જ્યાં સુધી કોઈ બુરાઈ કે અન્યાય ન થતા હોય, ત્યાં સુધી પોતાની આજીવિકા માટે કરવામાં આવતા દરેક જાતના કામને ઈસ્લામ ઈઝઝતની નજરે જુએ છે. પોતાના અને પોતાના આશ્રિતો (જેમની જવાબદારી તેના શિરે છે)ના ભરણપોષણ માટે એક મુસલમાન ખુલ્લા મન અને આબરૂ સહિત ગમે તેવી મહેનત માટે કટિબધ્ધ થઈ શકે છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના એક

કથનાનુસાર કોઈ માણસે દોરડું લઈ લાકડાં કાપી બાંધીને વેચવું એના કરતાં ઘણું બેહતર છે કે, તે લોકોની સામે હાથ લંબાવે. અને પછી કોઈ તેને ભીખ આપે, અને કોઈ ન આપે. ઈસ્લામ મુજબ ભરણપોષણ માટે કરવામાં આવતા ઈમાનદારીભર્યા કામની કદર-કિંમત તેનો પ્રકાર જોઈને ઘટાડી શકાય નહિ. મજદૂરી કરતા કામદારોને માટે પોતાની સ્થિતિ સુધારવાની અને પોતાનું સ્તર ઉંચુ લાવવાની તકો સીમિત નથી. તેઓને માટે માર્ગ સમાન રીતે મોકળા છે. અને સાહસની સ્વતંત્રતા છે.

માણસ કાયદેસર સાધનો વડે જે કંઈ કમાય કે મેળવે છે, તે વ્યક્તિની ખાનગી મિલ્કત છે. તેના પર રાજ્ય કે બીજુ કોઈ કબ્જો જમાવી ન શકે. ખાનગી મિલ્કતના આ અધિકારના બદલામાં એને માત્ર સમાજ પ્રત્યેની થોડીક જવાબદારીઓ પૂરી કરવી પડે છે. અને રાજ્યને અમુક કરવેરા ભરવાના રહે છે. એટલું થઈ ગયા બાદ એને રાજ્ય દ્વારા રક્ષણના બધા હક્કો પ્રાપ્ત થઈ જાય છે અને ધંધા-રોજગારની તેની આઝાદી આરક્ષિત થઈ જાય છે. ઈસ્લામી વ્યવસ્થા-તંત્રમાં લાલચુ મૂડીવાદ કે ખંડનકારી સામ્યવાદની મુસીબતો કદી ઉભી નથી થતી. ઉદ્યોગવીર વ્યક્તિ રાજ્યની પ્રગતિ માટે અને રાજ્ય વ્યક્તિની સલામતી માટે જવાબદાર રહે છે. વર્ગ ઘર્ષણનું સ્થાન સહકાર તથા સહમતી લે છે. અને ભય તથા આશંકાનો ઈલાજ માંહોમાંહેના વિશ્વાસ અને આપસની સુરક્ષા દ્વારા થાય છે.

ઈસ્લામનું આર્થિક તંત્ર આંકડાઓની ગણત્રી કે ઉત્પાદનના અવકાશના આધારે નથી ઘડાયું, બલ્કે નીતિ અને ઉસૂલોની એક સર્વાંગી વ્યવસ્થાના પ્રકાશમાં ઘડવામાં આવ્યું છે. કોઈ બીજા માણસ, કંપની કે સંસ્થા માટે કામ કરતી વ્યક્તિને અલ્લાહપાકનો હુકમ છે કે, તેણે પોતાનું કામ કાળજીથી અને ઈમાનદારીપૂર્વક કરવું જોઈએ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે, જ્યારે તમારામાંનું કોઈ કામ ઉપાડે તો અલ્લાહપાક તેને સારી

રીતે અને ખૂબીપૂર્વક થતું જોવાનું પસંદ કરે છે. કામ પુરૂ થતાં કામદાર પોતાની સેવા બદલ વ્યાજબી મહેનતાણાનો હકદાર બની જાય છે. અલ્લાહ તઆલાના કાનૂન અનુસાર જો શેઠ નોકરને વ્યાજબી પગાર ન આપે, આનાકાની કરે કે એમાં કાપકૂપની કોશિશ કરે તો એ સજાને પાત્ર ગુનો છે.

ઈસ્લામ વેપાર-વહેવાર પર પણ ઘણું ધ્યાન આપે છે. અને એ અલ્લાહપાકને પસંદ છે. એ વ્યક્તિઓ, કંપનીઓ કે એજન્સીઓ વગેરે દ્વારા થઈ શકે છે. પરંતુ તમામ વેપારી લેવડદેવદ ખુલ્લા મને, ચોખ્ખાઈ સહિત અને ઈમાનદારીપૂર્વક થવી જોઈએ. છેતરપિંડી, ખરીદારને માલની ખોડખાંપણથી અજાણ રાખવું, ગ્રાહકોની હાજતનો ગેરલાભ લઈ શોષણ કરવું, મનફાવતો ભાવ મેળવવા માટે માલની સંગ્રહખોરીભરી ઈજારાદારી એ બધા પાપનાં કામો છે. અને ઈસ્લામી કાનૂન મુજબ સજાને પાત્ર છે. જો કોઈ શોભામય જીવન જીવવા ઈચ્છતું હોય તો તેવું પ્રામાણિક માર્ગ અને કોશિશ દ્વારા થવું જોઈએ, નહિતર જેવો પ્રયાસ તેવું ફળ. એટલું જ નહિં બલ્કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ફરમાન મુજબ ગેરકાનૂની કમાણીથી પેટ ભરનાર પરલોકમાં જહન્નમની આગનું ઈંધણ બનશે. છેતરપિંડી અને શોષણને ડામવા માટે ઈસ્લામ વેપાર-ધંધામાં ઈમાનદારીની માંગણી કરે છે, ધોકેબાજોને ધમકી આપે છે, ઉમદા મહેનતને પ્રોત્સાહન આપે છે, અને હાજતમંદોને ઉધાર રકમ આપવા માત્રના બદલામાં વ્યાજ લેવાની મનાઈ કરે છે. આવું માણસને એ સૂચવવા માટે છે કે, માણસની કાયદેસરની મિલ્કત તે જ છે કે, જેને માટે તે મહેનત કરે છે. લોકોની કારમી જરૂરિયાતોનું શોષણ કરવું, અધર્મીપણું, અમાનુષી અને અનીતિપૂર્ણ કૃત્ય છે.

કુર્આન શરીફમાં અલ્લાહપાક ફરમાવે છે : "જે લોકો વ્યાજ ખાય છે, તેઓ (કિયામતમાં કબરોથી) ઉઠશે નહીં, પરંતુ એવી રીતે (ઉઠશે) જેવી રીતે કે તે માણસ ઉભો થાય છે, જેને શયતાન વળગી

ગાંડો કરી દે છે. આ (શિક્ષા) એટલા માટે થશે કે તેઓએ (વ્યાજને હલાલ કરવા માટે દલીલમાં) કહ્યું હતું કે, વેપાર પણ વ્યાજ લેવા સમાન જ છે. અને જુઓ તો અલ્લાહપાકે વેપારને હલાલ કર્યો છે, અને વ્યાજને હરામ કર્યું છે. ત્યારે જેને પોતાના પરવરદિગાર તરફથી (એ વિશે) બોધ પહોંચ્યા પછી તે (વ્યાજ લેવાથી કે તેને હલાલ કહેવાથી) અટકી ગયો, તો જે કંઈ (આ હુકમ આવ્યા) પહેલાં લઈ ચૂક્યો તે તેનું જ છે, પણ (તવબહ સબંધી) તેનો મામલો અલ્લાહપાકને હવાલે છે, અને જે કોઈ પાછો (વ્યાજને હલાલ ગણી) લે તો તેઓ જ દોઝખવાળા છે. જેઓ તેમાં સદા રહેશે. અલ્લાહપાક વ્યાજ (ના વધારા)ને નાબૂદ કરે છે, અને ખયરાત (ની બરકત)ને વધારે છે. અને અલ્લાહ તઆલા કોઈપણ નાફરમાન પાપીને પસંદ કરતો નથી.'' *(૨:૨૭૪-૨૭૬)*

**માપતોલમાં કમી કરવી :**

''અને તેણે જ આકાશને ઉંચું કર્યું અને તેણે જ (દુન્યામાં) ત્રાજવાં મૂક્યા, કે જેથી તમે તોલવામાં વધઘટ કરો નહિ. અને ન્યાયસર તોલને કાયમ રાખો. અને તોલમાં કમી કરો નહિં.'' *(૫૫:૭/૯)* આ આદેશો એટલા માટે છે કે, માણસને તેની તમામ લેવડદેવડમાં સરળ અને ન્યાયી વલણ અપનાવવામાં માર્ગદર્શન મળે. છેતરપિંડી કરનારાઓનું ભાવિ ભયાનક અને અંધારૂ છે. આ બાબત કુર્આનનો દ્દષ્ટિકોણ આ મુજબ છે :

''માપતોલમાં ઘટાડો કરનારાઓની મહા ખરાબી છે કે, જ્યારે લોકોથી (પોતાનો હક) માપીને લે ત્યારે તો પુરૂં ભરી લે છે, અને જ્યારે તેમને માપીને અથવા તોલીને આપે ત્યારે ઓછું આપે છે. શું તે લોકોને એવું યકીન નથી કે તેઓને (ફરી સજીવન કરી) ઉઠાડવામાં આવશે ? તે એક મહાન દિવસના માટે, કે જે દિવસે સર્વે લોકો સઘળા જગતોના માલિકની આગળ ઉભા રહેશે.'' *(૮૩:૧/૬)*

આ ઉપરાંત, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના એવા કેટલાયે કથનો છે કે, જે લુચ્ચાઓ, શોષણખોરો, ઈજારાદારો અને બેઈમાન વેપારીઓને સાચા મુસ્લિમોના સમૂહમાંથી બાકાત રાખે છે. એવો કોઈપણ વેપારી વહેવાર, કરાર કે સોદો કે જેમાં અન્યાય, શોષણ કે દગાબાજી શામેલ હોય, તેના પર પાબંદી છે. અને તે પતી ગયા પછી પણ કાયદાનુસાર કેન્સલ થઈ શકે છે. અર્થકરણ અને વેપાર વિશેના ઈસ્લામી ધારાધોરણનો મુખ્ય હેતુ એ છે કે, વ્યક્તિના અધિકારોનું રક્ષણ કરવામાં આવે, સમાજના ઐક્યને જાળવી રાખવામાં આવે, વેપાર-ધંધામાં ઉચ્ચ કક્ષાની ઈમાનદારી દાખલ કરવામાં આવે અને એ બધા ક્ષેત્રોમાં અલ્લાહ તઆલાનો કાનૂન લાગુ કરવામાં આવે. ઈસ્લામ આ બધી બાબતોની કાળજી રાખે એ તર્કસંગત છે. કેમકે ઈસ્લામ માત્ર આધ્યાત્મિક સૂત્ર નથી, બલ્કે જીવનના તમામ પાસાંઓને આવરી લેતું એક સંપૂર્ણ વ્યવસ્થાતંત્ર છે.

મિલ્કતવાળાઓને લાગલગાટ એ હકીકતની યાદ અપાવવામાં આવે છે કે, વાસ્તવમાં તેઓ પોતાની સંપત્તિના વહીવટ માટે અલ્લાહપાક દ્વારા નિયુક્ત થયેલા માત્ર મેનેજરો જ છે. ઈસ્લામમાં એવી કોઈ વસ્તુ નથી, કે જે એક મુસ્લિમને કાયદેસરના સાધનો અને યોગ્ય માર્ગો દ્વારા ધન પ્રાપ્ત કરવાથી અને ભૌતિક હાલતની સુધારણા કરવાથી રોકતી હોય. છતાં એ હકીકત તો પોતાની જગ્યાએ કાયમ જ રહે છે કે, ઈન્સાન આ દુન્યામાં ખાલી હાથે આવે છે અને એવી જ હાલતમાં અહીંયાંથી પાછો ફરે છે. વસ્તુઓનો વાસ્તવિક તથા મૂળ માલિક તો એકમાત્ર અલ્લાહપાક જ છે. અને કોઈપણ મિલ્કતધારી તો માત્ર તેનો નિમેલો એજન્ટ કે ટ્રસ્ટી જ છે. આ માત્ર એક જીવન સત્ય નથી, બલ્કે એવી હકીકત પણ છે કે, જેનો ગણના-પાત્ર પ્રભાવ માનવ ચારિત્ર્ય પર પડે છે. એ સંપત્તિવાન વ્યક્તિને પોતાનો માલ અલ્લાહપાકના માર્ગમાં ખર્ચ કરવાને સદા તૈયાર

રાખે છે. અને એને યથાયોગ્ય કાર્યો માટે ફાળો આપતો રાખે છે. એ એને સમાજની જરૂરિયાતો પ્રતિ સજાગ રાખે છે. અને એને મહત્વનો ભાગ ભજવતો તથા પવિત્ર મિશન પુરૂં કરતો રાખે છે. એ એને સ્વાર્થવૃત્તિ, લોભ-લાલચ અને અન્યાયના ખાડામાં ગબડતો અટકાવે છે.

આ છે ઈસ્લામમાં ધનની સાચી ધારણા અને એ જ છે ધનિકોની વાસ્તવિક સ્થિતિ. કુર્આને કરીમે ધનને સખ્ત કસોટી ગણે છે, નહિ કે સદાચારી શ્રેષ્ઠતા કે શોષણનું સાધન. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, "અને તેણે જ તમને પૃથ્વીમાં નાયબ બનાવ્યા અને તમારામાં એકના બીજા ઉપર દરજ્જા વધાર્યા છે કે, જેથી તમને પોતાના આપેલા હુકમોમાં અજમાવે. બેશક, તારો પરવરદિગાર જલ્દી શિક્ષા આપનારો છે. અને ખરેખર તે જ બખ્શનાર (અને) દયાળુ પણ છે." *(૬:૧૬૫)*

## પૃથ્વીની દરેક વસ્તુ અલ્લાહપાકની માલિકી છે :

પૃથ્વીમાંની દરેકે દરેક વસ્તુ અલ્લાહ તઆલાની છે. જેને તે પોતાના બંદાઓમાં વારસાસમ, ટ્રસ્ટ કે અમાનત અને કસોટીના સાધનોરૂપે વહેંચી આપે છે. આખા કુર્આનમાં આ મુદ્દો અવાર-નવાર સામે લાવવામાં આવ્યો છે. દા.ત. આસમાનો અને જમીનની હુકૂમત અલ્લાહ તઆલાના જ કબ્જામાં છે. અને બધા મામલાઓ તેની જ તરફ પલટાવવામાં આવે છે. અલ્લાહપાક અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પર ઈમાન લાવો, અને તે (માલ)-માંથી (ખૈરાત)માં ખર્ચ કરો, કે જેના તેણે તમને વારસ બનાવ્યા છે. કારણકે તમારામાંના જેઓ ઈમાન લાવે અને (ખૈરાતમાં) ખર્ચ કરે છે, તેઓના માટે મોટું ઈનામ છે. અને ક્યા કારણસર તમો અલ્લાહને માર્ગે ખર્ચ ન કરો ? જ્યારે કે આકાશો અને જમીનનો વારસો અલ્લાહપાકનો જ છે. *(૫૭:૫, ૭, ૧૦)*

ઈસ્લામ કોમ્યુનિસ્ટ રાજ્યની આપ ખુદ બનાવટી સર્વોપરી

સત્તાને બદલે એકમાત્ર અલ્લાહપાકનું કલ્યાણકારી સાર્વભૌમ શાસન સ્થાપે છે. અને વર્ગવિગ્રહના સામ્યવાદી ચિંતનને સ્થાને સધ્ધર સદાચારી નિતી, આપસની જવાબદારી અને સહકારને ઉત્તેજન આપે છે. બીજી બાજુ તે લાલચુ મૂડીવાદ અને નિર્દય શોષણ સામે પણ સમાજને ભરપૂર રક્ષણ પૂરૂં પાડે છે. ઈસ્લામનું આર્થિક તંત્ર માણસના "સ્વતંત્ર" વ્યક્તિત્વ તેમજ વ્યવસાય તથા મિલ્કત માટેની તેની કુદરતી તમન્નાઓને પૂરેપૂરી માન્યતા આપે છે. છતાં તે એને અલ્લાહપાકથી અને વિશ્વથી સાવ વિખૂટો પણ નથી ગણતું. એ ન તો માણસની કે તેના ધનની પૂજા કરે છે, કે ન મઝદૂરોને ખુદાઈનું સ્થાન આપી દઈને સ્વતંત્ર સાહસને નાબૂદ કરી નાંખે છે.

એ માણસને તેવો જ માને છે, જે રીતનો તે પૈદા કરવામાં આવ્યો છે. અને તેની પ્રાકૃતિક આકાંક્ષાઓ અને સીમિત શક્તિઓ બન્નેને લક્ષમાં લે છે. માણસ માણસ જ છે, અને એને માનવ માની એની સાથે ઈન્સાનના જેવું જ વર્તન થવું જોઈએ. એ ખુદા કે અર્ધખુદા નથી કે જેથી પોતાના હાથમાં અબાધિત સત્તા લઈને પોતાને કદી ભૂલ જ નહિ કરનાર માની લે. અને ન એ કોઈ મૂલ્યવિહોણી તુચ્છ હસ્તી છે. એનું એક માન્યતાપાત્ર અસ્તિત્વ છે, પરંતુ તેના અસલી અને વાસ્તવિક સ્થાન અનુસાર તથા તેના પ્રાકૃતિક સ્વરૂપને વધાર્યા કે ઘટાડયા વિના એ બાકીની સૃષ્ટિથી પર કે તેની બહાર નથી, બલ્કે આખા તંત્રનો એક ભાગ અને કાએનાત (બ્રહ્માંડ)ની ઈમારતનું એક બુન્યાદી તત્વ છે.

જો કે માણસને વ્યવસાય માટે પ્રોત્સાહન આપવામાં આવ્યું છે, એને સાહસ કરવાનુ સ્વાતંત્ર્ય છે. તેમજ એને પૈસો કમાવાનો અને મિલ્કત ધરાવવાનો હક છે, છતાં પણ એ હકીકત છે કે, તે માત્ર અમીન અર્થાત્ ટ્રસ્ટી છે. એની મિલ્કતના યોગ્ય સંચાલનની બાંહેધરી માટે જરૂરી જોગવાઈ પૂરી પાડે છે. એને કમાવા, મૂડીરોકાણ કરવા અને ખર્ચવાનો અધિકાર છે. છતાં એવું કરવામાં સર્વોચ્ચ

પ્રકારના ઉસૂલો એનું માર્ગદર્શન કરે છે કે, જેથી એને પથભ્રષ્ટ (ગુમરાહ) થતો બચાવી શકાય. એક ઉદાહરણ દ્વારા આ મુદ્દો સમજી શકાશે. ધનવાનોને એવી બિનશરતી છૂટ નથી કે તેઓ પોતાની દૌલતને ગમે તે રીતે ખર્ચ કરે. અને પોતાની મિલ્કતનો મનફાવતો ઉપયોગ કરે. ખર્ચ કરવાના પણ અમૂક નિયમો છે, જેમનું પાલન થવું જોઈએ. કુર્આન શરીફના શબ્દોમાં અલ્લાહપાક માલદારોને હુકમ કરે છે કે, તે પોતાના માનવબંધુઓ પ્રત્યેની જવાબદારી પૂરી કરે. અને પોતાના ખાનગી ખર્ચાઓમાં સમતુલા જાળવે. એને વારંવાર એ હકીકતની યાદ આપવામાં આવે છે કે, અલ્લાહપાક જ ખરો દાતા અને માલનો અસલી માલિક છે. જુઓ આ રહી કુર્આનની જાહેરાત :

"અને સગાં-સબંધીઓને તેમના હક આપો. અને હાજતમંદોને (પણ) અને મુસાફરને. પરંતુ (પોતાનું ધન) ઉડાઉની જેમ વેડફી ન નાંખો. બેશક, ઉડાઉ લોકો શયતાનોના ભાઈ છે. અને શયતાન પોતાના પરવરદિગારનો નગુણો છે."

પોતાના હાથને ન તો (કંજૂસની જેમ) પોતાના ગળા સાથે બાંધી રાખો અને ન એને (મૂર્ખ ઉડાઉની માફક) એકદમ છૂટો મૂકી દો કે પછી પરિણામે ઠપકાને પાત્ર ઠરો. બેશક, તમારો પરવરદિગાર જેને ચાહે તેને વધુ રોજી આપે છે, અને તે ન્યાયપૂર્વક જ આપે છે. તે પોતાના બધા બંદાઓને જાણે છે અને તેઓનો ખ્યાલ રાખે છે. *(૧૭:૨૬/૨૭, ૨૯/૩૦)*

### ઈસ્લામમાં ઝકાતની વ્યવસ્થા :

માનવીય સમાજમાં અમુક લોકોનું માલદાર હોવું તથા અમુક લોકોનું ગરીબ હોવું એ સાહજીક બાબત છે. એટલે દરેક સમાજની એ બુનિયાદી ફરજ છે કે, તેના ધનવાનો પોતાના ગરીબ ભાઈઓની આર્થિક મદદ કરે. અને એ હેતુ માટે પોતાની સંપત્તિનો એક ભાગ દાન માટે અલગ કરે.

ઈસ્લામ પહેલાના આકાશી ધર્મોમાં પણ ઝકાત-સદકાતના આદેશો આપવામાં આવ્યા છે. કુર્આન મજીદનું વર્ણન છે કે, હઝરત ઈસ્માઈલ અલયહિસ્સલામ પોતાના ઘરવાળાઓને નમાઝ તથા ઝકાતનો આદેશ આપતા હતા. *(સૂ.મરયમ : ૫૫)* હઝરત યઅકૂબ અલયહિસ્સલામના પૂત્રો (બની ઈસ્રાઈલ)થી ખુદાપાકે જે વાતોનો કરાર લીધો, તેમાં નમાઝની સાથો-સાથ ઝકાતનો પણ ઉલ્લેખ હતો. *(સૂ.બકરહ : ૩)* હઝરત ઈસા અલયહિસ્સલામે પણ એલાન ફરમાવ્યું કે, મને જીવનભર નમાઝ અદા કરવાની તથા ઝકાત આપવાની સુચના આપવામાં આવી છે. *(સૂ.મરયમ : ૩૧)*

ભલે બાઈબલમાં માનવીય હસ્તક્ષેપના કારણે ઘણો બધો ફેરફાર થઈ ગયો છે, પરંતુ તે છતાં તેમાં ક્યાંક અસ્પષ્ટ કે સ્પષ્ટપણે દાન કરવાની વાત જોવા મળે છે. જુના કરારમાં અન્ન તથા જાનવરોમાં દસમો ભાગ જરૂરી ઠરાવવામાં આવ્યો છે. *(અહબાર : ૨૭, ૩ x ૨૦)*

અન્ય ધર્મોમાં પણ મન્નત-બાધા, કુર્બાની-બલિ અને દાનની વિભાવના મૌજૂદ છે. સારાંશ કે, માનવસેવા, ગરીબોની મદદ અને જરૂરિયાતમંદોની જરૂરિયાત પૂરી કરવી વિશ્વના તમામ ધર્મો તથા માનવસ્વભાવનો એક સહિયારો વારસો છે. જેને ઈસ્લામે માત્ર યથાવત્ જ ન રાખ્યો, બલ્કે તેને ખુદાપાકની બંદગીનો દરજ્જો આપી દીધો. અને તેની મહત્વતા વધારવાની સાથોસાથ માનવજાત સમક્ષ તેની એક સુસંગઠિત વ્યવસ્થા રજૂ કરી.

ઈસ્લામી શિક્ષાઓનું સર્વપ્રથમ તથા આધારભૂત સ્રોત કુર્આન મજીદ છે. કુર્આન મજીદે ઝકાતને મહત્વ આપ્યું છે. તેનો અંદાજો એનાથી લગાવી શકાય છે કે, તેણે વીસ જગ્યાએ ઝકાતનો ઈસ્લામની સર્વપ્રથમ ફરજ (કર્તવ્ય) નમાઝની સાથોસાથ ઉલ્લેખ કર્યો છે. બત્રીસ સ્થાનોમાં સ્પષ્ટ રીતે ''ઝકાત''નો શબ્દ અને પંદર જગ્યાએ ''સદકા''નો શબ્દ પ્રયોજાયો છે. અનેક જગ્યાએ ખુદાપાકની રહમત (કૃપા)નો હકદાર બનવા માટે ઈમાન તથા તકવા સહિત ઝકાતની

અદાયગીને પણ શરતરૂપે ઠરાવવામાં આવી છે. *(સૂ.અઅ્રાફ : ૧૬૫)* તેમજ કહેવામાં આવ્યું છે કે, ઝકાત તમારા માલમાં કમીનું કારણ ન બને, બલ્કે બરકત તથા વૃધ્ધિનું નિમિત્ત બનશે. *(સૂ.રૂમ : ૩૯)* આખિરતમાં તેનો જે સવાબ છે, તેને અલ્લાહપાકે એમ દર્શાવ્યું છે :

"અલ્લાહ તઆલાના માર્ગે દાન તરીકે ખર્ચ કરનારાઓનું ઉદાહરણ તે વાવવામાં આવેલ બી જેવું છે, જેમાંથી સાત ડૂંડાં ઉગી નીકળી આવે. અને દરેક કણસલામાં સો-સો દાણા હોય. અલ્લાહ તઆલા જેના માટે ઈચ્છે છે, તેના માટે સવાબ બેગણો કરી આપે છે. અને તે મહાન તથા જ્ઞાની છે." *(અલ બકરહ : ૨૬૧)*

જે લોકો ઝકાત અદા ન કરે અને ગરીબોનો હક્ક અદા કરવામાં ઠાગાઠૈયા કરે છે, તેઓ માટે આવા જ પ્રકારની ખતરનાર સજાનો પણ કુર્આને ઉલ્લેખ કર્યો છે. કુર્આને કરીમમાં છે :

"જે દિવસે સોનું-ચાંદી આગમાં ગરમ કરવામાં આવશે, પછી તેના વડે કપાળ પર તથા પડખા પર અને પીઠ પર ડામ દેવામાં આવશે. અને કહેવામાં આવશે કે, આ જ છે તે માલ, જે તમે તમારા માટે એકત્ર કર્યો હતો. તો હવે આ માલનો સ્વાદ ચાખો." *(અત્તૌબા : ૩૫)*

ક્યાંક એમ ફરમાવવામાં આવ્યું કે, તે માલનો હાર બનાવી અઝાબરૂપે તેના ગળામાં પહેરાવી દેવામાં આવશે. *(સૂરહ આલિ ઈમરાન : ૧૮)* સાચી વાત એ છે કે, ઈસ્લામ જેને સદ્કાર્ય કહે છે, તેમાં નમાઝ પછી જેટલી તાકીદપૂર્વક તથા ભારપૂર્વક કુર્આને ઝકાત તેમજ સદકાનો ઉલ્લેખ કર્યો છે. તેવો ભારપૂર્વક ઉલ્લેખ અન્ય કોઈ અમલનો કર્યો નથી.

અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઝકાતને ઈસ્લામના ચાર સ્તંભો (અરકાન) પૈકી બીજા નંબરના સ્તંભનો દરજ્જો આપ્યો છે. પહેલા ક્રમે નમાઝ છે. અને ક્યારેક આપ

સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જે વાતો પર બૈઅત લીધી, તેમાં ઝકાતનો પણ ઉલ્લેખ કર્યો છે. *(બુખારી શરીફ : ૧/૧૮૮)*

ઝકાત અદા ન કરવાની સજારૂપે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જે વઈદો દર્શાવી છે, તે ધ્રુજારી દેનારી છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જે માલની ઝકાત આપવામાં ન આવી હશે, તે ઝેરી સાપનું રૂપ ધારણ કરી ગળાનો હાર બની જશે અને કરડતો રહેશે. *(બુખારી શરીફ)* જે જાનવરોની ઝકાત અદા કરવામાં ન આવી હશે, તે જાનવરો તેના શરીરને કચડી નાંખશે. *(બુખારી શરીફ)*

બે સન્નારીઓ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સેવામાં હાજર થઈ. તેમના હાથોમાં સોનાના કંગન હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, એમની ઝકાત અદા કરી દીધી છે ? તેણીઓએ નકારમાં જવાબ આપ્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : “શું તમને એ વાત ગમશે, કે તમને આગના કંગન પહેરાવવામાં આવે ?” ત્યાર પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઝકાત આપી દેવાની સૂચના આપી. *(તિરમિઝી : ૧/૧૩૮)*

તદુપરાંત આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ દુન્યામાં પણ ઝકાત આપવા પર ખુશખબરી આપી છે, અને ન આપવા પર અલ્લાહ તઆલાની પકડનો ઉલ્લેખ કર્યો છે. ફરમાવ્યું કે, સદકો બૂરા અંજામ (કુફ્રની મૌત)થી બચાવે છે, ઉંમરમાં વધારો કરે છે. *(અત્તરગીબ વત્તરહીબ : ૧૬૧)* સિત્તેર મુસીબતોના દ્વાર બંધ કરે છે, બલાઓ તેનાથી ટળી જાય છે. *(મિશ્કાત : ૧/૧૬૭)*

જે માલની ઝકાત આપવામાં ન આવી હોય તો ઝકાતના માલની સાથો-સાથ મૂળ માલ પણ બરબાદ થઈ જાય છે. *(મિશ્કાત શરીફ, કિતાબુઝ઼ ઝકાત)* જે લોકો ઝકાત નથી આપતા, તેમના પર દુકાળ ત્રાટકે છે. *(અત્તરગીબ વત્તરહીબ)*

અન્ય એક હદીષ શરીફમાં છે કે, જે લોકો ઝકાત અદા નહીં કરે, તેઓને વરસાદથી મહરૂમ (વંચિત) કરી દેવામાં આવશે. જો તે વસ્તીમાં જાનવરો ન હોય તો કદાચ તેમના ઉપર જરા પણ વરસાદ નહીં વરસે. ઉપરોક્ત હદીષોથી ફલિત થાય છે કે, ઉમ્મતની બરબાદી તથા આર્થિક તંગીનું એક મહત્વપૂર્ણ કારણ એ પણ છે કે, ઉમ્મત ઝકાત અદા કરવામાં ગફલત કરી રહી છે.

પ્રત્યેક ધર્મ એમ તો અલ્લાહ તઆલા સાથે સબંધ સ્થાપવાનો તથા પ્રેમ કરવાનો દાવો કરે છે, પરંતુ ઈસ્લામે બધા ધર્મોની રીતને રદબાતલ ઠરાવી. અને અલ્લાહપાક સાથે પ્રેમપૂર્વક સબંધ સ્થાપવા માટે સર્વપ્રથમ નમાઝ ફર્ઝ કરી. જે એક અત્યંત પવિત્ર તથા અસરકારક ક્રિયા છે. જેમાં માનવીનું પ્રત્યેક અંગ ખુદાપાકના દરબારમાં હાજર થઈ જાય છે. અને બંદગીની ચરમસીમા તો ત્યારે આવે છે, જ્યારે માણસ પોતાનું માથુ જમીન પર નમાવી દે છે.

નમાઝ તો એક હકારાત્મક પ્રક્રિયા છે. અલ્લાહપાકથી પ્રેમ-પૂર્વકનો સબંધ ત્યારે જ પરાકાષ્ઠા પર પહોંચી શકે છે, જ્યારે અલ્લાહપાક સિવાય (ગયરૂલ્લાહ)થી સબંધ વિચ્છેદ થાય. મતલબ કે, સબંધોને ગાઢ કરવા માટે નકારાત્મક પ્રક્રિયા પણ જરૂરી છે. આ વિશ્વમાં જો કોઈ વસ્તુ માનવીના મનને સૌથી વધારે મોહી લે છે, તો તે "માલ" છે. માલની લાલચ માણસને સર્વપ્રથમ અલ્લાહપાકથી દૂર કરે છે. અને જ્યારે માલો-દૌલત આવી જાય છે, તો તેનો એવો નશો ચઢે છે કે, માણસ ઘમંડનો શિકાર થઈ જાય છે. આ ઘમંડ તેના માટે પ્રાણઘાતક ઝેર પુરવાર થાય છે. તેનાથી સ્વાર્થવૃત્તિ જન્મે છે, બલિદાનની ભાવના નષ્ટ થાય છે. અન્ય માનવીના અધિકારોને તે બેકાર સમજવા લાગે છે. પોતાની દૌલત વિશે એવું સમજે છે કે, એ તેણે પોતાની બુધ્ધિબળ કે બાહુબળથી કમાઈ છે.

"ઝકાત" ધનની આ લાલસાને જ ઓછી કરે છે. "નમાઝ" અલ્લાહપાક સાથે સબંધ સ્થાપવાની રીત છે. તો ઝકાત અલ્લાહ

તઆલા સિવાયથી સબંધ વિચ્છેદ કરવાનો રસ્તો છે. આ પ્રક્રિયાને "તઝકિયહ્" યાને ચિત્તશુધ્ધિ કહેવામાં આવે છે. તેનાથી જ વિનમ્રતા ઉદ્ભવે છે. ઝકાતનો અમલ બંદાનો એ વિશ્વાસ વ્યક્ત કરે છે કે, તેની પાસે જે કાંઈ છે, તે ખુદાપાક તરફથી ભેટ છે. એમાં ખુદ એની શક્તિની કોઈ ભૂમિકા નથી. આ એ વાતનો એકરાર છે કે, તે ખુદાપાકની ખુશી મેળવવા માટે દુન્યાની દૌલત કુર્બાન કરવા માટે પણ તૈયાર છે. આનાથી ઈમાન (શ્રધ્ધા) તાજુ થાય છે, અને દુન્યાની દૌલત પાક થાય છે. માણસનું અંતરમન પાક થાય છે, અઅ્માલ પાક થાય છે. એટલે તેનું નામ જ "ઝકાત" રાખવામાં આવ્યું છે. જેનો અર્થ જ થાય છે પાકી, પવિત્રતા. કુર્આને કરીમે ઝકાતનો હેતુ શું છે, તે દર્શાવતાં આ મુદ્દા પ્રતિ ઈશારો કર્યો છે કે, "તેમના માલોમાંથી સદકો (ઝકાત) લઈ લો, એનાથી તમે તેમને પાક કરી દેશો." *(સૂ.તૌબા : ૧૦૩)*

આ તો ઝકાતનું અધ્યાત્મિક (રૂહાની) પાસુ છે. તેના ભૌતિક તથા આર્થિક ફાયદાઓ તો સુસ્પષ્ટ છે. કોઈપણ સમાજમાં માલદારોની સાથોસાથ ગરીબો પણ હોવાના જ. ઝકાત સમાજના ગરીબ તથા કચડાયેલા વર્ગને સુરક્ષા પૂરી પાડે છે. અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે બહુ સારી વાત કરી છે કે, જો બધા લોકો ઝકાત અદા કરી દે, તો કોઈપણ માણસને રોટી-કપડાંથી વંચિત રહેવું નહીં પડે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે, અલ્લાહપાકે માલદારો પર એટલી ઝકાત ફર્ઝ કરી છે કે, તે ગરીબો માટે પૂરતી થઈ જાય. જો અમુક લોકો નિર્વસ્ત્ર તથા ભૂખ્યા હશે, તો એ માલદારોએ ઝકાત ન આપી તે કારણે હશે. એટલે અલ્લાહપાકને એ હક્ક છે કે, આ મામલા વિશે માલદારોથી હિસાબ માંગે અને (ભૂલ જણાય તો) તેઓને અઝાબ આપે.

જે લોકો ઝકાતના હક્કદાર છે, તેમની ગણતરી કરવામાં આવે. ત્યાર પછી જેમના પર ઝકાત જરૂરી છે, તેમની કરવામાં આવે.

અર્થાત્ તેમના પર કેટલી ઝકાત આપવી જરૂરી છે, તેની ગણતરી કરવામાં આવે તો અમને વિશ્વાસ છે કે, ઝકાત તમામ ગરીબોની જરૂરિયાત પૂરી કરી દેશે. આંકડાઓની મદદથી કાશ આ દિશામાં કોઈ સંશોધન કરે, તો ઈન્શાઅલ્લાહ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની આ ભવિષ્યવાણી માત્ર શ્રધ્ધા આધારિત નહી રહેશે, બલ્કે વાસ્તવિક્તા બની જશે.

ઝકાત અદા કરવાનો ફાયદો ખુદ માલદારોને એ મળશે કે, ગરીબો (જેમની મહેનત તથા મજૂરીથી જ વૈભવ વિલાસરૂપી દીપ પ્રજ્વલિત રહે છે, અને તેમના પ્રતાપે ઝિંદગીના આરામગૃહમાં વસંત ખીલેલી રહે છે)માં તેમના વિરૂધ્ધ તિરસ્કારની લાગણી નહીં જન્મશે. અને તેઓ તેમને પોતાના હમદર્દ તથા હિતેચ્છુ સમજશે. પશ્ચિમી મૂડીવાદમાં ઝકાત માટે તો ક્યાં કોઈ જગ્યા છે ? ઉલ્ટાનું વ્યાજે ગરીબો તથા મજૂરોની કેડ ભાંગી નાંખી છે. આ વ્યાજ મોહતાજ તથા શ્રમજીવી વર્ગમાં માલદારો વિરૂદ્ધ તિરસ્કારની ભાવના જગાડે છે, અને તેમને ઉશ્કેરે છે. કમ્યુનિસ્ટ ચળવળ આ તિરસ્કારને વાચા આપવા માટે જ ઉભી થઈ. જો કે તે પણ સ્વાર્થી લોકોને લઈ નિષ્ફળ નિવડી. ઈસ્લામે ઝકાત વડે તેનો ઉપાય કર્યો છે. અને સંપત્તિની વહેંચણીમાં સંતુલન સ્થાપવાની કોશિશ કરી છે.

## ઝકાતના હેતુઓ અને સામૂહિક સામાજિક જીવન ઉપર તેની અસરો :

ઝકાતના સામૂહિક હેતુઓ ઝકાતના હકદારો બાબતની આયત ઉપર વિચાર કરવાથી જ માલૂમ પડે છે. જેમાં ગરીબો, મોહતાજો, ગુલામો, કર્જદારો અને મુસાફિરોની મદદ થાય છે. જેના મારફતે સમાજમાંથી ગરીબી દૂર થાય છે.

ઝકાત ઈસ્લામી આર્થિક નિતીનો મહત્વનો અંગ છે. જે બાહ્ય તથા આંતરિક જીવનના બધા જ પાસાઓ (સંરક્ષણ, રાજકારણ,

નૈતિકતા, ઈબાદતો (ઉપાસના), સંસ્કૃતિ અને અર્થતંત્ર) માટે મદદરૂપ થઈ બધી જ બાબતોએ પગભર થવા તથા સ્વાવલંબી બનવા માટે સહયોગ આપે છે.

ઝકાતનો બીજો ફાયદો આધ્યાત્મિક (રૂહાની) બાબતે પણ છે. ઈસ્લામે રૂહાની વ્યવસ્થાને પરિપૂર્ણ કરવા માટે ત્રણ બાબતોને બુન્યાદી મહત્વની ગણી છે.

(૧) સમાજના બધા જ માણસોને સ્વતંત્રતા હોવી જોઈએ. અને કુર્આન શરીફમાં ઝકાતના હકદારોમાંથી એક ''ગુલામોની મુક્તિ''ના શબ્દોથી સંબોધી તેને ઉચ્ચ દરજ્જો આપ્યો.

(૨) સમાજની દરેક વ્યક્તિમાં એવી ભાવના અને જઝબો પેદા કરવામાં આવે કે તે પોતાનો કિંમતી માલ સમાજના અખ્લાકી અને ભૌતિક (માદ્દી) ફાયદાઓ માટે ખર્ચ કરવા તત્પર રહે. આ હુકમ ઝકાતવાળી આયતમાં ''કર્ઝદારો''ના શબ્દથી વર્ણન કરવામાં આવ્યો છે.

(૩) તે અકીદાઓ (માન્યતા) અને શિક્ષણની રક્ષા કરવામાં આવે, જે માનવીની આધ્યાત્મિક (રૂહાની) સફાઈ માટે ઉતારવામાં આવ્યા છે. ખાસ કરીને અલ્લાહ તઆલાથી સબંધ મજબૂત કરનારા અહકામોથી એનો સીધો સબંધ છે. માટે તેને ઝકાતના હકદારો દર્શાવતી આયતમાં ''અલ્લાહપાકના રસ્તામાં''ના પવિત્ર શબ્દોથી સંબોધવામાં આવ્યુ છે.

ઝકાત જાહેરી દ્દષ્ટિએ એક માલી વ્યવસ્થા છે. પરંતુ તેનો સબંધ માન્યતાઓ (અકાઈદ), ઈબાદતો (ઉપાસના), અખ્લાક (નૈતિકતા), રાજકારણ વગેરે બધાથી જ છે.

**માલદાર-ગરીબનો ફર્ક :**

ઝકાતનો હેતુ ફક્ત મદદ કરી કોઈની ટાઈમપરવારી ગરીબી મોહતાજી દૂર કરવાનો નથી, બલ્કે માલિક બનાવવા *(Owner-*

*ship)*ના કાયદાને વિશાળતા અર્પણ કરી વસ્તુના માલિકોની સંખ્યા વધારવી પણ ઝકાતનો ખાસ હેતુ છે. અર્થાત્ સમાજમાંથી ગરીબી દૂર કરી સમાજને માલદાર બનાવવો પણ છે.

**ઝકાત બાબતે ગેરમુસ્લિમોના મંતવ્યો :**

**પ્રો. શ્રી થોમ્સ ઓર્નલ્ડ** પોતાના પુસ્તક ''ઈસ્લામી દઅવત'' -માં ઈસ્લામી શિક્ષણની વિશિષ્ટતા દર્શાવતા લખે છે કે, આપણે જોઈએ છીએ કે હજની વ્યવસ્થા સાથે એક બીજી વ્યવસ્થા ''ઝકાત'' અદા કરવાની પણ છે. જે મુસ્લિમોને કુર્આની આદેશ ''મુસ્લિમો આપસમાં ભાઈ-ભાઈ છે''ની યાદ તાજી કરાવે છે. આ એક દીની (ધાર્મિક) દૃષ્ટિકોણ છે. જે ઘણી જ આશ્ચર્યજનક રીતે ઈસ્લામી સમાજમાં ઘણી સારી રીતે પ્રગટ થઈ રહ્યો છે. અને નવમુસ્લિમ માટે અમલી હમદર્દીનો સૌથી વધુ પ્રેરક છે. અને ચાહે તેનો સબંધ કોઈપણ કૌમ, રંગ અને વંશથી હોય તેને મુસ્લિમોના સમૂહમાં તરત કબૂલ કરી લેવામાં આવે છે. અને બંધુત્વભાવનાના આધારે તેને બીજા મુસ્લિમોના સમકક્ષ દરજ્જો પ્રાપ્ત થઈ જાય છે.

**ડો. લ્યુડરૂશ** લખે છે કે, મને ઈસ્લામમાં બે એવા સામાજિક પ્રશ્નોનો હલ (નિરાકરણ) મળી ગયો, જેણે વિશ્વને પરેશાન કરી નાંખ્યુ છે. એક કુર્આન શરીફનો આ આદેશ જેમાં ફરમાવ્યું કે, ''મુસલમાન આપસમાં ભાઈ-ભાઈ છે'' આ સામ્યવાદનો શ્રેષ્ઠ નિયમ છે.

અને બીજી દરેક માલદાર વ્યક્તિ ઉપર ઝકાત ફર્ઝ કરવાનો કાયદો જે સમાજમાંથી ગરીબી દૂર કરવામાં ઘણો અસરકારક પુરવાર થયો છે.

એક બીજા ગેરમુસ્લિમ લેખક લખે છે કે, માનવ ઈતિહાસમાં ઝકાતની આ અનોખી વ્યવસ્થાની બુન્યાદ સૌપ્રથમ ઈસ્લામે નાંખી. ઝકાતની વ્યવસ્થાએ ગરીબ અને વિકલાંગ લોકો માટે ઘણી મોટી

રાહત કરી દીધી અને ન્યાયિક સામૂહિકતાના રસ્તામાં જે રૂકાવટ હતી, તેને દૂર કરી દીધી. એક જ દેશના વિવિધ વર્ગો દરમ્યાન માનવ એકતા કાયમ કરી સાબિત કરી દીધું કે ઈસ્લામની બુન્યાદ કુસંપ અને નફરત આધારિત નથી.

પ્રખ્યાત ફ્રાન્સીસી લેખક **મોસીન્યુન** લખે છે કે, ઈસ્લામની ખૂબી આ છે કે, તે સમાનતા અને બંધુત્વભાવનાને સખ્તી સાથે અમલમાં લાવવા માંગે છે. આ હેતુ માટે તેણે ઝકાત ફર્ઝ કરી દીધી છે. ઈસ્લામ વ્યાજુ કર્જની વિરૂધ્ધ છે. સાથે પ્રાથમિક જરૂરતની વસ્તુઓ ઉપર ટેક્ષ લગાડવાનો પણ વિરોધી છે. સાથે તે પ્રાયવેટ માલિકી હક્કો અને રોકાણકારી કરવાનો સમર્થક છે. આ પ્રમાણે તે મૂડીવાદ અને સામ્યવાદ બન્નેવના દ્દષ્ટિકોણથી વિપરિત એક ન્યાયિક સમાનતાના આધારે ચાલે છે.

નોદાણી ટ્રસ્ટની રિપોર્ટ દાવો કરે છે કે, ભારતમાં લગભગ વીસ કરોડ લોકોને ભૂખા પેટે રાત્રિ પસાર કરવી પડે છે.

કેન્દ્ર સરકારના કહેવા પ્રમાણે દેશની વસ્તીના કુલ ૩૭ ટકા લોકો ગરીબીની રેખા હેઠળ જીવી રહ્યા છે.

સરકાર નિયુક્ત અર્જુનસીંગ ગુપ્તા કમિટીના રિપોર્ટ પ્રમાણે ૮૩ કરોડ લોકો વીસ રૂપિયા રોજથી જીવન પસાર કરે છે.

વર્લ્ડ બેંકના રિપોર્ટ પ્રમાણે ૭૬.૫ ટકા લોકો બે ડોલરથી ગુજરાન ચલાવે છે.

યુ.એન.ઓ.ની સંસ્થા વર્લ્ડ ફુડ પ્રોગ્રામની તાજા રિપોર્ટ પ્રમાણે જગતભરના સૌથી વધારે નાગા અને ભૂખા ભારતમાં છે. જેમની સંખ્યા ૩૩ કરોડ છે.

તેંદુલકર કમિટી પ્રમાણે ૩૭ ટકા લોકો ગરીબી રેખાથી પણ નીચલા સ્તરનું જીવન જીવી રહ્યા છે. જ્યારે એન. સી. સક્સેના કમિટીના રિપોર્ટ પ્રમાણે ૫૦ ટકા લોકો ગરીબ છે.

# વેપારની મહત્વતા-ફઝીલત

અલ્લાહ જલ્લ શાનુહૂનું ફરમાન છે કે, **"વ અહલ્લલ્લાહુલ બયઅ વ હર્રમર રિબા"** *(પારા-૩, રુકૂઅ-૬)* અર્થાત્ અને હલાલ કર્યો છે, અલ્લાહ તઆલાએ વેપારને. અને હરામ કર્યું છે વ્યાજને.

હદીષ શરીફમાં વધુ પ્રમાણમાં એનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અને વેપારની ફઝીલતોમાં જે આયતો અને હદીષો આગળ પેશ કરવામાં આવશે, બધી જ આયતો અને હદીષો વેપારના હલાલ હોવાની જ દલીલો છે.

હાફિઝ ઈબ્ને હજર (રહ.)એ બુખારી શરીફની શર્હમાં લખ્યું છે કે, વેપાર હલાલ છે એ માટે ઈસ્લામના સર્વે માનનારાઓ અને વિજ્ઞાનોનો એક મત છે. અને અકલ (બુધ્ધિ)ની ચાહત પણ આ જ છે. કેમકે મનુષ્યની સમાજી જરૂરતોનો લગાવ મોટેભાગે એવી વસ્તુઓથી હોય છે, જે એવાઓ પાસે હોય છે જે મફત આપવા તૈયાર ન થાય. એટલે ખરીદ-વેચાણનું હલાલ હોવું જ સમાજી જરૂરતોને પૂરી પાડવાનું કારણ બનશે. અને એ અતિશય જરૂરી છે.

**"અહલ્લલ્લાહુલ બયઅ"** (અર્થાત્ : અલ્લાહ તઆલાએ વેપાર હલાલ કર્યો છે.) કુર્આન મજીદમાં બીજી જગ્યાએ બયાન કરવામાં આવ્યું છે કે, **"યા અય્યુહલ્લઝીન આમનૂ કુલૂ મિન તય્યિબાતિ મા રઝકનાકુમ"** (અર્થાત્ : અય મુસલમાનો ! જે પવિત્ર વસ્તુઓ અમે તમને આપી છે, તેમાંથી ચાહો તે ખાઓ.)

આ આયતમાં વેપાર હલાલ હોવાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અને બીજી આયતમાં પવિત્ર અને સ્વચ્છ રોઝી ખાવાનો હુકમ આપવામાં આવ્યો છે. કારણકે રિઝક વિના મહેનતે મળી શકતું નથી. આ કારણ અનુસાર ખોરાક માટે શોધખોળનો હુકમ આપવામાં આવ્યો છે.

એક આયતમાં ફરમાવ્યું કે, “ફરી જ્યારે નમાઝ પુરી થઈ જાય તો પૃથ્વી પર ફેલાય જાઓ. અને અલ્લાહ તઆલાના ફઝલ (એટલે રિઝક)ની શોધમાં લાગો. અને ત્યારે પણ અલ્લાહને વિશેષ યાદ કરતા રહો કે જેથી તમે સફળ થાઓ.” *(સૂરએ જુમ્અહ)*

રોઝી કમાવવી જોઈએ તો વેપારના રસ્તે, હુન્નર ઉદ્યોગના રસ્તે અથવા ખેતી અને નોકરીના રસ્તે હોય. એ અલ્લાહપાકનો ફઝલ છે. અને આ આયતના ઉપરની આયત **“યા અય્યુહલ્લઝીન આમનૂ ઈઝા નૂદિય લિસ્સલાતિ મિંય યવ્મિલ જુમુઅતિ ફસ્અવ ઈલા ઝિક્રિલ્લાહિ વઝરૂલ બયઅ”** (અર્થાત્ : અય ઈમાનવાળાઓ ! જ્યારે અઝાન આપવામાં આવે જુમ્આના દિવસે, તો તમો જલ્દી કરો અલ્લાહની યાદ માટે અને વેપારને ત્યજી દો.)

હે ઈમાનવાળાઓ ! આપણામાં એકબીજાનો માલ નાહક ખાઈ ન જાઓ. પરંતુ એકબીજાની ખુશીથી વેપાર (વગેરે) થાય (તો વાંધો નથી). *(પારહ-૫, રુકૂઅ-૨)* અલ્લાહના આ ફરમાનમાં વેપારથી મળનાર રોઝીને દરેકે દરેક ખોટા રસ્તાથી મળનાર રોઝીના મુકાબલામાં ગણવામાં આવી છે. અને ખરાબ રસ્તાનો મુકાબલો કરનારને હક અને ભલાઈના સિવાય કહ્યું નથી. એના જ લીધે આ ઉપરોક્ત આયતમાં વેપારથી હાસિલ કરેલ માલ અસબાબને હક અને ભલાઈથી ભરપૂર કહેવામાં આવ્યો. જે વેપારની ફઝીલત હોવાની મોટી દલીલ છે. અને આથી વેપાર બીજા આવકોના રસ્તાઓથી ઘણો સારો સાબિત થઈ રહ્યો છે. તો એનાથી ગાફિલ રહેવું હક અને ખૈરના રસ્તાથી ગાફિલ રહેવું ગણાશે.

**“રબ્બુકુમુલ્લઝી યુઝજી લકુમુલ ફુલક ફિલ બહરિ લિતબતગુ મિન ફદલિહ”** (અર્થાત્ : તમારો પરવરદિગાર એવો (ઉપકારકર્તા) છે, જે તમારા માટે સમુદ્રમાં વહાણ ચલાવે છે, કે જેથી તમે તેના ફઝલ (રોઝી)ની શોધ કરો.) *(પારહ-૧૫, રુકૂઅ-૬)*

અબૂ સઈદ (રદી.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, સાચુ બોલવાવાળો અમાનતદાર વેપારી (કયામતમાં) પયગમ્બરો અને વલીઓ તથા શહીદોની સાથે હશે. *(તિરમિઝી, દારમી, દારે કુત્ની)*

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી પૂછવામાં આવ્યું કે, સૌથી અફઝલ મહત્વની કમાણી શું છે ? તો ફરમાવ્યું કે, ''વેપાર'' જે શરીઅતના ''ધારાધોરણ'' પ્રમાણે હોય. અને મનુષ્યના પોતાના હાથથી કામ કરવું એટલે ''કારીગરી''.

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી પૂછવામાં આવ્યું કે, કેવી કમાણી વધુ પાક છે ? ફરમાવ્યું કે, માણસના પોતાના હાથનું કામ કરવું અને ફરી તે વેપાર જે નેકીના હાથે હોય એટલે શરીઅત પ્રમાણે જ હોય.

હઝરત મુઆઝ બિન જબલ (રદી.)થી રિવાયત છે કે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, સૌથી પાક કમાણી તે વેપારીઓની છે, જે વાતો કરે છે તો જુઠ નથી બોલતા, જ્યારે એમની પાસે અમાનત વિગેરે મૂકવામાં આવે છે તો ખિયાનત નથી કરતા, જ્યારે વાયદો કરે છે તો પુરો કરે છે, જ્યારે માલ ખરીદી કરે છે તો બુરાઈ નથી કરતા, જ્યારે વેચાણ કરે છે તો (નકામી) પ્રસંશા નથી કરતા, જ્યારે એમના માથે કોઈનું કર્ઝ હોય છે, તો ટાલમટોલ નથી કરતા. અને જ્યારે એમના લેણાં કોઈ પાસે હોય છે તો તેને તંગ નથી કરતા.

હઝરત અનસ (રદી.)થી રિવાયત છે કે, હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, સત્ય બોલનાર વેપારી કયામતના દિવસે અર્શના છાયામાં હશે.

મનુષ્ય ઉપર એક ઝમાનો એવો આવશે, જેમાં દિરહમ અને દિનાર જ ફાયદો આપશે.

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, હલાલ કમાણીનું શોધવું પણ દીની ફરીઝહના પછી એક ફર્ઝ છે. મતલબ કે, જે માણસને પોતાના અને બાલ-બચ્ચાઓના નિભાવખર્ચ માટે માલ-અસ્બાબની જરૂર હોય એ માણસ પર ફર્ઝ છે કે, હલાલ કમાણીનો રસ્તો શોધી કાઢે. અને જેના નિભાવખર્ચ બીજાઓના શિરે છે, એના પર ફર્ઝ નથી. અને આ ફર્ઝ નમાઝ, રોઝા વિગેરેના પછીના દરજામાં છે. કેમકે વેપાર હલાલ રોઝીનો એક રસ્તો છે. એટલા માટે જો કોઈ કમાણીના બીજા રસ્તા ન હોય તો વેપાર ફર્ઝ થઈ જશે.

**આજના યુગમાં માલ ઢાલ સમાન છે :**

હઝરત સુફિયાન ષૌરી (રહ.)થી રિવાયત છે કે, ભૂતકાળમાં માલને મકરૂહ (નાપસંદ) સમજવામાં આવતો હતો અને વર્તમાન-કાળમાં માલ મુસ્લિમો માટે ઢાલ છે. અને ફરમાવ્યું કે, જો આ માલ ન હોત તો બાદશાહો આપણી સાથે રૂમાલ પ્રમાણે વર્તતે. જેવી રીતે રૂમાલથી હાથ સાફ કરી રૂમાલ ફેંકી દે છે.

અને ફરમાવ્યું કે, જેની પાસે માલમાંથી કાંઈક હોય તો તે તેને સાચવીને રાખે. કારણકે આ એવો ઝમાનો છે કે, અગર એ મોહતાજ થઈ ગયો તો સૌપ્રથમ પોતાનો દીન ત્યજી દેશે. અને ફરમાવ્યું કે, હલાલ માલમાં ઈસરાફ (ફુઝૂલખર્ચી)ની ગુંજાઈશ નથી.

*(રવાહુ ફી શર્હિસ્સુન્નહ, મિશ્કાત)*

નુબુવ્વત પહેલાં હુઝૂર ﷺએ હઝરત ખદીજતુલ કુબ્રા (રદી.) સાથે ભાગીદારીમાં વેપાર કર્યો, તેથી સાબિત થયું કે વેપાર કરવો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી સાબિત છે.

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, હઝરત ઝકરિય્યા અલૈહિસ્સલામ મોટા વેપારી હતા.

**વેપાર ખુલફા, સહાબા અને ઉમ્મતના નેક લોકોની સુન્નત છે :**

હઝરત અબૂબક્ર સિદ્દીક (રદી.) વેપારી હતા. હઝરત ઉમર ફારૂક (રદી.) જ્યારે ખલીફા બન્યા તો એક તકરીરમાં ફરમાવ્યું કે, લોકો ! તમોને ખબર છે કે હું એક વેપારી હતો. અને વેપાર દ્વારા જ પોતાની અને પોતાના બાલ-બચ્ચાઓની પરવરિશ કરતો હતો. હઝરત ઉસ્માન (રદી.) એક મહાન વેપારી હતા અને મોટા ધનવાન હતા. અહીં સુધી કે આપનો લકબ "ઉસ્માન ગની" હતો. હઝરત ઝુબેર ઘણા મોટા વેપારી હતા. હઝરત અબ્બાસ અને હઝરત તલ્હા (રદી.) પણ મોટા વેપારીઓ હતા. અને વેપારને લઈ મોટી ધન-દૌલતના માલિક હતા. અને હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદી.) પણ ઘણા માલદાર હતા. અને આ સાહેબોએ ઘણો બધો માલ ઈસ્લામની ખિદમત અર્થે ખર્ચ કર્યો. જે હદીષ શરીફની કિતાબોમાં વિસ્તારિત રીતે વર્ણવવામાં આવ્યો છે.

હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.) કાપડનો વેપાર કરતા હતા. અને એની આવકથી ઉલમા તથા પોતાના શાગિર્દોની મદદ ફરમાવતા. એ સિવાય પણ બીજા અનેક બુઝુર્ગોએ વેપાર કર્યો છે.

નઈમ ઈબ્ને અબ્દુર્રહમાન અઝોદી અને યહ્યા બિન જાબિર તાઈથી મુર્સલન રિવાયત છે કે, દસ ભાગોમાંથી નવ ભાગ (મુસલમાનોનો) રોઝી વેપારમાં છે.

**નીલામ (હરાજી)ની સાબિતી :**

એક માણસ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ખિદમતમાં આવ્યો અને કાંઈક વસ્તુ માંગી. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, શું તારા ઘરમાં કશું નથી ? અરજ કરી : હા, એક ટાટનો ટુકડો છે, જેનો થોડો ભાગ અમે ઓઢીએ છીએ. અને થોડો ભાગ પાથરીએ છીએ. અને એક પવાલુ છે, જેમાં પાણી પીએ છીએ. આપે ફરમાવ્યું કે, જાવ બન્ને લઈ આવો. આપ સલ્લલ્લાહુ અલયહિ

વસલ્લમે બન્નેને પોતાના હાથોમાં લઈ ફરમાવ્યું કે, આ બન્નેને મારાથી કોણ ખરીદે છે ? એક શખ્સે કહ્યું કે હું એક દિરહમમાં લઉં છું. આપે ફરમાવ્યું કે, આથી આગળ કોણ વધે છે ? બે-ત્રણવાર આમ કહેતા એક બીજાએ બે દિરહમમાં લેવાની સંમતિ દર્શાવતાં આપે તેને આ વસ્તુઓ આપી દીધી અને બે દિરહમ લઈ લીધા. અને તે અન્સારીને આપ્યા અને ફરમાવ્યું કે, એક દિરહમનું અનાજ લઈ ઘરે આપો. અને બીજાની એક કુવાડી ખરીદી મારી પાસે આવો. તે કુવાડી લઈ આવ્યા તો આપે પોતાના હાથે તેમાં હાથો નાખીને ફરમાવ્યું : જાવ, આનાથી લાકડા કાપી લાવો, અને તેનો વેપાર કરો. અને પંદર દિવસ સુધી હું તમોને ન જોઉં. તેણે આમ જ કર્યું. અને જ્યારે આવ્યા તો દસ દિરહમ જમા કરી ચૂક્યા હતા. જેનાથી કંઈક કપડાં, કંઈક અનાજ વિગેરે ખરીદયું. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, તમારા માટે આ એનાથી બેહતર છે કે કયામતના દિવસે તમારા ચહેરા પર ભીખ માંગવાનું નિશાન હોય.

*(નસાઈ, તિરમિઝી શરીફ, અબૂ દાઉદ)*

**વેપારીએ નરમીથી વર્તાવ કરવો :**

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, ''અલ્લાહ તઆલા રહમ કરે છે તે બંદા ઉપર, જે વેપાર કરતી વખતે નરમીથી પેશ આવે છે. તેમજ જે ખરીદતી વખતે તથા ઉઘરાણી વેળા નરમીથી વર્તે છે.''

તિરમિઝી શરીફમાં હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા તે બંદાને મહબૂબ રાખે છે, જે વેપાર કરતી વખતે, ખરીદી કરતી વખતે અને ઉઘરાણી કરતી વેળા નરમીનું વર્તન કરે છે. અને તબરાનીમાં હઝરત અબૂ સઈદ ખુદરી (રદી.)થી રિવાયત છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, દરેક મુસ્લિમોમાં સારો મુસલમાન તે છે, જે વેપાર, ખરીદી અને ઉઘરાણી વેળા નરમી

કરે. અને મુસ્તદરકમાં હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જે આઝિઝી કરવાવાળો મિલનસાર હોય, અલ્લાહ તઆલા દોઝખ ઉપર તેને હરામ ફરમાવી દેશે.

**નફો મર્યાદિત રાખવો જોઈએ :**

આપ ﷺએ ફરમાવ્યું કે, તમો રિઝકના મોડેથી મળવાની ફિકરમાં અને પરેશાનીમાં ન પડો. કારણકે બંદો મરતો નથી, જ્યાં સુધી કે તેના ભાગ્યમાં લખેલ રિઝકનો અંતિમ ભાગ ન મેળવી લે. તો તમે એવા માર્ગ અપનાવો કે મર્યાદિત નફો મળે, પણ જે માલ મળે તે હલાલ મળે, હરામ નહીં. વેપારમાં મોટા ભાગે લોકો એમ જ ઈચ્છે છે કે, અમોને જેમ બને તેમ જલ્દી વધુથી વધુ નફો મળી જાય. પરંતુ એમ ન ઈચ્છવું જોઈએ. દિલ લગાવી કામ કરવું જોઈએ. જેટલું રિઝક મુકદ્દરમાં હશે, તેટલું મળીને જ રહેશે.

જ્યારે અલ્લાહપાક તમારામાંથી કોઈ માટે કોઈ રસ્તે રિઝકનો સબબ પેદા કરે છે, તો તેને જોઈએ કે તેને છોડે નહીં. અહીંયાં સુધી કે તે બદલાય ન જાય અથવા ખતમ ન થઈ જાય. *(અહમદ, ઈબ્ને માજહ)*

**ભાગીદારીમાં જ્યાં સુધી ખયાનત ન થાય ખૂબ બરકત થાય છે :**

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઈરશાદ ફરમાવે છે કે, અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો કે, બે ભાગીદારો વચ્ચે હું ત્રીજો છું. જ્યાં સુધી કે તેમાંનો કોઈ પોતાના બીજા સાથી સાથે ખયાનત ન કરે. અને જ્યારે ખયાનત કરશે તો હું તે બન્ને વચ્ચેથી નીકળી જઈશ. *(અબૂ દાઉદ)*

**વેપાર તે જ કરે, જે મસાઈલથી જાણકાર હોય :**

હઝરત ઉમર (રદી.) ફરમાવે છે કે, અમારા બજારોમાં તે જ વેપાર કરે, જે દીનના મસાઈલને સારી રીતે સમજતો હોય.

## ફરેબ, મકર અને ધોકો દોઝખમાં લઈ જાય છે :

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, જે ધોકાબાઝી કરશે, તે અમારામાંથી નથી. અને મક્કારી તથા ધોકો દોઝખમાં લઈ જનાર છે. *(તબરાની)*

## જે વેપારી માલનો એબ છુપાવે છે, તેના ઉપર અલ્લાહપાકનો ગઝબ અને ફરિશ્તાઓની લઅનત થાય છે :

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જેણે એબદાર (નુકસાની) વસ્તુનો વેપાર કર્યો, અને એબ (દોષ) જાહેર ન કરી તો હંમેશા અલ્લાહપાકના ગઝબમાં રહે છે. અને ફરિશ્તાઓ હંમેશા તેના ઉપર લઅનત કરે છે. *(ઈબ્ને માજહ)*

## ઓછું તોલવાવાળા અને માપવાવાળાઓને અઝાબ :

હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ મદીનહ મુનવ્વરહ તશરીફ લાવ્યા ત્યારે લોકો માપતોલમાં ઘણા જ બુરા (અન્યાયી) હતા. તો અલ્લાહ તઆલાએ **"વયલુલ લિલ મુતફ્ફિફીન"**ની સૂરત નાઝિલ ફરમાવી. (એટલે હલાકત છે ઓછુ આપનારાઓ ઉપર કે જ્યારે લે છે તો પૂરૂ લે છે અને આપે છે તો ઓછું તોલી કે માપીને આપે છે.) ત્યારબાદ લોકોએ બરાબર તોલી-માપીને આપવાનું શરૂ કર્યું. *(તિરમિઝી)*

આપ ﷺએ માપ-તોલવાળાઓને ફરમાવ્યું કે, તમોને એવું કામ આપવામાં આવ્યું કે જેમાં તમારાથી પહેલા ઘણી ઉમ્મતો હલાક થઈ ચૂકી છે. (એટલે કે જો તમો પણ લેવામાં વધુ અને દેવામાં ઓછુ માપ-તોલ કરશો તો હલાક થઈ જશો.)

## જે વેપારી પરહેઝગારી અને નેકી કરશે તે ગુનેહગાર નથીઃ

હઝરત રિફાઅહ (રદી.)થી રિવાયત છે કે, તેઓ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સાથે ઈદગાહ તરફ તશરીફ લઈ

ગયા. (જ્યાં બજાર પણ હતુ) આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જોયું કે લોકો ખરીદ-વેચાણ કરી રહ્યા છે. આપે ફરમાવ્યું : અય વેપારીઓ ! તો તેઓએ જવાબમાં પોતાની ગરદનો તથા નઝરો આપના તરફ કરી. તો આપે ફરમાવ્યું કે, વેપારીઓ કયામતના દિવસે ઘણા જ ગુનેહગાર ઉઠાવવામાં આવશે. પરંતુ તે વેપારીઓ કે જેઓ ખુદાપાકથી ડરતા રહ્યા અને નેકી ઈખ્તિયાર કરી, અને સાચુ બોલ્યા. (એટલે તેઓ કયામતના દિવસે રૂસ્વા થશે નહીં.) *(તિરમિઝી શરીફ)*

**કસમો (સોગંદ) ખાવાથી બરકત રહેતી નથી :**

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, પોતાને વેપારમાં વધુ કસમો ખાવાથી બચાઓ. કારણકે એને લઈ માલ તો નીકળશે (એટલે કે વેપાર તો થશે), પણ બરકત ખતમ થઈ જશે.

**દુકાળના સમયે અનાજ રોકવાવાળો મલઉન છે :**

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, (દુકાળ પડે ત્યારે બહારથી અનાજ) લાવનારને તો રિઝક આપવામાં આવે છે, અને રોકી રાખનારને લઅનત (અલ્લાહપાકની રહમતથી દૂર) કરવામાં આવશે.

**માલ પાછો લઈ લેવાનો સવાબ :**

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જે પોતાના ભાઈનો વેચેલો માલ ફરી પાછો (તે આપવા ચાહે ત્યારે) લઈ લે તો અલ્લાહપાક કયામતના દિવસે એની સજા માફ કરી દેશે. *(તબરાની)*

**કર્ઝ જન્નતથી રોકે છે :**

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જેની રૂહ બદનથી એ હાલતમાં જુદી થાય છે કે, તે ત્રણ વાતોથી પાક હોય તો તે (અવશ્ય) જન્નતમાં જશે. ગનીમતના માલમાં ખયાનત કરવાથી, કર્ઝથી અને તકબ્બુર-અભીમાનથી. *(તિરમિઝી શરીફ)*

## રિઝક મેળવવા માટે વહેલી સવારે નીકળો :

હુઝૂર ﷺ એ ફરમાવ્યું કે, વહેલી સવારે રિઝકની શોધમાં નીકળ્યા કરો. કારણકે સવારે જવામાં બરકત અને કામિયાબી છે.

## સવારે વહેલુ ઉઠવું રિઝક વધારે છે :

હઝરત ફાતિમા (રદી.)થી રિવાયત છે કે, હું સવારે સુતેલી હતી કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તશરીફ લાવ્યા. અને મારો પગ પકડીને હલાવ્યો, અને ફરી ફરમાવ્યું કે, બેટી ! ઉઠો અને પોતાના પરવરદિગારના રિઝક ઉપર હાજર થાઓ. અને ગાફિલો-માંથી ન બનો. બેશક, અલ્લાહ તઆલા લોકોના રિઝકને સુબ્હ સાદિકથી તુલુએ આફતાબના વચ્ચે વહેંચે છે. *(બયહકી)*

## રિઝક મેળવવામાં ધીરજ રાખો, જે મુકદ્દરમાં હશે તે સરળતાથી મળી જશે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, દુન્યાની તલબ હળવી કરો. (એટલે કે તેને મેળવવામાં સદંતર રીતે પરોવાય ન જાઓ.) કારણકે દરેક શખ્સને તે વસ્તુ સરળતાથી મળશે, જે તેના ભાગ્યમાં લખેલ છે. એટલે જે વસ્તુ એના માટે પેદા કરવામાં આવી છે, તે એને મળીને જ રહેશે. *(ઈબ્ને માજહ)*

## ચોરીનો માલ ખરીદનાર ચોર બરાબર જ ગુનેહગાર છે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જે શખ્સ ચોરીનો માલ એ જાણવા છતાં ખરીદે છે કે, આ ચોરીનો માલ છે. તો તે તેના એબ અને ગુનાહમાં શરીક ગણાશે. (એટલે જેટલો ગુનોહ ચોરને થશે, તેટલો જ તે માલ ખરીદનારને થશે.) *(બયહકી)*

## હરામ ખાવાવાળો જન્નતમાં ન હશે :

આપે ﷺ ફરમાવ્યું કે, જે બદન હરામ માલથી પોષાયું હોય તે જન્નતમાં જશે નહીં. (એટલે કે જ્યાં સુધી હરામ માલથી બનેલ શરીરનો ભાગ પાક થઈ જશે નહીં, ત્યાં સુધી તે જન્નતમાં જશે નહીં.)

## ઝકાત ન આપવાથી ગુનાહ ઉપરાંત માલ બરબાદ થાય છે:

આપ ﷺનો ઈરશાદ છે કે, ખુશ્કી (પૃથ્વી) અને તરી (સમુદ્ર)માં ઝકાત ન આપવાથી જ માલ હલાક થાય છે.

## જે માલ તમારી પાસે ન હોય તેનો વેપાર ન કરો :

હઝરત હકીમ ઈબ્ને હિઝામ ફરમાવે છે કે, મેં અર્ઝ કરી કે, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ! મારી પાસે એક શખ્સ કાંઈક ખરીદવા માટે આવે અને તે સમયે તે વસ્તુ મારી પાસે ન હોય જે તે માંગે છે, તો શું હું તેની સાથે સોદો કરી લઉં અને પછી બજારથી ખરીદીને તેને આપી દઉં ? આપે ફરમાવ્યું કે, નહીં. જે વસ્તુ તમારી પાસે ન હોય તેનો વેપાર કરશો નહીં.

## ખરીદેલો માલ કબ્ઝામાં આવવા પહેલા વેચો નહીં :

હુઝૂર ﷺનો ઈરશાદ છે કે, જે કોઈ અનાજ ખરીદે તો તે તેને ત્યાં સુધી ન વેચે, જ્યાં સુધી તેના ઉપર સંપૂર્ણ કબ્ઝો ન કરી લે. હઝરત ઈબ્ને ઉમર (રદી.) ફરમાવે છે કે, અમો કાફલાવાળાઓ પાસે અંદાઝથી અનાજ લઈ લેતા હતા. પણ અમોને આપે ﷺ તેને ત્યાંને ત્યાં જ અને તે જ હાલતમાં વેચવાથી મના કર્યા. હા, તે જગ્યાએથી ખસેડી બીજી જગ્યાએ લઈ જઈ વેચવાની (એટલે કે પોતાના કબ્ઝામાં લઈ લીધા પછી જ વેચવાની) રજા આપી. *(તિરમિઝી)*

## હરામ વસ્તુનું વેચાણ હરામ અને તેની કિંમત પણ હરામ :

હુઝૂર ﷺ ફત્હે મક્કાના વર્ષે મક્કા મુકર્રમહમાં ફરમાવતા હતા કે, અલ્લાહપાકે મુરદાર (મૃતક) જાનવર, શરાબ, સુવ્વર અને બુતો (મૂર્તિઓ)નું વેચવુ હરામ ફરમાવ્યું. કોઈએ અર્ઝ કરી કે, યા રસૂલલ્લાહ ﷺ ! મુરદારની ચરબીનો શું હુકમ છે ? તે પણ ફરમાવો. કારણકે તે હોડીઓના ઉપર લગાડવામાં આવે છે. ચામડાઓ ઉપર લગાડાય છે. તદુપરાંત લોકો તેનાથી દીવા સળગાવે છે. ફરમાવ્યું : તે પણ હરામ છે. ખુદાપાક યહૂદીઓને હલાક કરે કે

અલ્લાહપાકે તેઓ ઉપર મુરદારની ચરબી હરામ કરી હતી તો એ લોકો તેને પીગળાવીને વેચતા અને તેની કિંમત ખાય જતા હતા.

**વ્યાજનો અદના દરજો પણ ઘણો જ સખત :**

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે કે, વ્યાજની ૭૨ સુરતો છે. તેમાંની અદનામાં અદની સુરત પણ એવી છે કે જાણે પોતાની માંની સાથે બદકારી કરવું. અને સૌથી મોટી સુરત આ કે આદમી પોતાના ભાઈની ઈઝઝત-આબરૂ ઉપર હાથ લંબાવે.

મુસલમાનની આબરૂ લેવી વ્યાજ કરતાં પણ મોટો ગુનોહ છે. પરંતુ ઘણા જ દુઃખ સાથે કહેવું પડે છે કે, આજકાલ લોકો એ પ્રત્યે બહુ જ ઓછુ લક્ષ આપે છે. અને જે લોકો વ્યાજના પાપથી બચે છે, તે લોકો પણ આ વાતની દરકાર રાખતા નથી.

**વેપારના ગુનાહોને સદકા-ખયરાતથી ધોઈ નાંખો :**

કૈસ રદી. કહે છે કે, અમોને આપ ﷺના સમયમાં દલાલના નામે ઓળખતા હતા. એક દિવસે હુઝૂર ﷺ અમારી પાસેથી પસાર થયા તો આપે અમોને એથી વધુ સારૂ નામ ઈનાયત કર્યું અને ફરમાવ્યું : અય વેપારીઓ ! વેપારમાં અમુક વખતે અનિચ્છનીય વર્તનો થઈ જાય છે, ખોટી કસમો ખવાય છે, તો તમે તેને ખયરાત સાથે મેળવી આપ્યા કરો. (એટલે વધુ ખયરાત કરતા રહો. કારણકે ખયરાતથી અલ્લાહપાકનો ગઝબ અને બલા દૂર થાય છે.)

**તંગદસ્તને મુદ્દત આપનાર, તેના ઉપર કમી કરનાર અથવા માફ કરનાર અર્શના સાયામાં જગ્યા મેળવશે :**

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે કે, જે તંગદસ્તને મુહલત (મુદ્દત) આપે અથવા તેના ઉપર કમી કરે (ઓછુ લઈ રાજી થઈ જાય), અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેના ઉપર પોતાના અર્શનો સાયો નાંખશે કે જે દિવસે ખુદાપાકના અર્શના સાયા સિવાય બીજો કોઈ સાયો હશે નહીં. *(તિરમિઝી શરીફ)*

**માલદારે કર્ઝદારને રઝળાવવુ ઝુલ્મ છે :**

ધનવાન શખ્સ પોતાના માંગનારને રખડાવે અને ટાલમટોલ કરે એ ઝુલ્મ છે.

**હરામ-હલાલના શુબ્હાતથી બચનારો મોટો દીનદાર છે :**

આપ ﷺનો ઈર્શાદ છે કે, હલાલ પણ જાહેર છે અને હરામ પણ જાહેર છે. અને એ બન્નેના વચ્ચે કંઈક શુબહ (શંકાશીલ)ની ચીઝો છે, જે એમાં સંડોવાયો તે એના લાયક છે કે ગુનેહગાર બને. અને જે એનાથી બચ્યો તે પોતાના દીનને વધારનાર છે. જેમકે રોકવામાં આવેલ ચરવાની જગ્યાની અરસપરસ ચરાવનાર (તેમાં જશે તો દોષિત, અને બચે એ આવકારદાયક છે). અને અલ્લાહની રોકેલ ચરાવવાની જગ્યા હરામ વસ્તુઓ છે. (એનાથી બચશે તો સવાબ અવશ્ય મળશે, અને સંડોવાશે તો ગુનેહગાર થશે.) *(તબરાની)*

**જે શખ્સ માં-બાપ અને ઔલાદ અથવા પોતાની પાકબાઝી માટે વેપાર કરશે તો તેને જિહાદનો સવાબ મળશે :**

હઝરત કઅબ (રદી.) ફરમાવે છે કે, હુઝૂર ﷺ પાસેથી એક શખ્સ પસાર થયો. સહાબા (રદી.)એ તેની તાકત તથા કુશળતાને જોઈ અરજ કરી કે, યા રસૂલલ્લાહ ! અગર એનો એ હાલ અલ્લાહ તઆલાના રસ્તામાં (જિહાદમાં) હોત તો કેટલું સારૂં થાત ? ફરમાવ્યું કે, જો તે પોતાના બચ્ચાઓના ભરણપોષણ માટે કમાવા નીકળ્યો છે, તો એ પણ અલ્લાહપાકના રસ્તામાં જિહાદ સમાન છે. અને જો એ ઘરડા માં-બાપના માટે કમાવા નીકળ્યો છે, તો પણ એ અલ્લાહ તઆલાના રસ્તામાં જ છે. અને જો પોતાની ઝાત માટે પ્રયાસ કરવા નીકળ્યો છે કે જેથી બીજા કોઈ સામે સવાલનો હાથ લંબાવવો પડે નહીં, તો એ પણ અલ્લાહ તઆલાની રાહમાં જ છે. અને જો એ લોકોને દેખાડવા અને ગર્વ કરવા ખાતર કમાવવા નીકળ્યો છે, તો એ શયતાનના રસ્તામાં છે.

# ❊ વેપારની વ્યાખ્યા ❊

આપસી રાજીખુશીથી માલના બદલામાં માલની અદલાબદલી (હેરફેર)ને વેપાર કહેવામાં આવે છે. *(કશ્શાફ ઈસ્તિલાહાતે ફુનૂન)*

આનાથી સ્પષ્ટ થયું કે, બન્નેવ તરફથી માલ હોવો જોઈએ. જો એક તરફથી માલ હોય અને બીજી તરફથી કાંઈ જ ન હોય તો તેને વેપાર નહીં કહેવામાં આવે. બલ્કે તે હિબા (બક્ષિસ) અથવા વસિય્યત (વિલનામું) હશે. અને જો એક તરફથી માલ હોય અને બીજી તરફથી નફો હોય, અર્થાત્ કોઈ ભૌતિક વસ્તુ ન હોય તો પણ એને વેપાર કહેવાશે નહીં. જેમકે શિક્ષણ-તઅલીમનો પગાર કે તેમાં ઉસ્તાદ-શિક્ષક તરફથી નફો હોય છે, માલ નથી હોતો. તેને ઈજારા (ભાડેથી) કહેવામાં આવે છે.

વેપારના પાયારૂપ સ્થંભો બે છે : એક તરફથી વસ્તુ વેચવા કે ખરીદવાની ઓફર (ઈજાબ) અને બીજી વ્યક્તિ તરફથી હા (કબૂલ) પાડવી.

**વેપાર (સોદો) સંપૂર્ણ થવા માટેની શર્તો :**

અમૂક શર્તો લેનાર-વેચનાર બન્નેવથી સબંધિત છે. જેમકે...

❊ બન્નેવનું સમજદાર, હોશ-હવાસવાળુ હોવુ, નાબાલિગ (બાળક) જે સમજદાર હોય. તે જ પ્રમાણે કમઅકલ (ઓછી બુધ્ધિવાળો)નો સોદો પણ શરઈ દ્દષ્ટિએ માન્ય ગણાશે.

❊ બન્નેવ એકબીજા તરફથી થવાવાળા સોદાના શબ્દો સાંભળી લે.

**અમૂક શર્તો વસ્તુ અને કિંમત અથવા બન્નેવ સબંધિત છે :**

❊ વસ્તુ અને કિંમત બન્નેવ માલ હોય.

❊ વસ્તુ હાજરમાં હોય.

❊ વેચનારની માલિકીમાં હોય.

❊ વેચનાર લેનારને વસ્તુ હવાલે કરવા શક્તિમાન હોય.

**અમૂક શર્તો સોદાની મંજૂરી (ઈજાબ-કુબૂલ)થી સબંધિત છે:**

❋ ઓફર (ઈજાબ) અને હા (કબૂલ)માં સમન્વય હોય. એવું ન થાય કે ખરીદનાર અલગ કિંમત બતાવે અને વેપારી અલગ બતાવે અથવા એ જ પ્રમાણે બન્નેવની વાતમાં વસ્તુના પ્રમાણ-સંખ્યા વગેરેમાં ફર્ક થઈ જાય.

❋ ઓફર અને હા બન્નેવ એક જ મજલીસ (બેઠક)માં હોય.

**સોદો પાકો થવા માટે બે શર્તો છે :**

❋ વેચનાર તે સામાનનો માલિક હોય અથવા કોઈના વાલી કે વહીવટકર્તા તરીકે તેને સામાન વેચવાનો હક પ્રાપ્ત હોય.

❋ આ સામાનમાં વેપારી સિવાય કોઈ બીજાનો હક્ક લાગેલો ન હોય.

**સોદો સહીહ થવાની શર્તો :**

સોદો સહીહ થવાની અમૂક શર્તો સામાન્ય પ્રકારની છે. જે દરેક સોદા માટે જરૂરી છે.

❋ સોદો એક ખાસ મુદત માટે ન હોય, બલ્કે હંમેશા (કાયમ) માટે હોય.

❋ વસ્તુ તથા કિંમત એવી રીતે ચોક્કસ અને સ્પષ્ટ હોય કે ભવિષ્યમાં કોઈ લડાઈ-ઝઘડો થવાની શક્યતા ન રહે.

❋ એવો સોદો હોય, જેનાથી કોઈ ફાયદો હોય. કોઈપણ પ્રકારના ફાયદા વગરનો સોદો ન હોય.

❋ કોઈ ફાસિદ શર્ત ન લગાડવામાં આવે.

**ફાસિદ શર્તોની સુરતો આ પ્રમાણે છે :**

❋ એવી શર્ત જે શરઈ દષ્ટિએ મના અને નાજાઈઝ હોય.

❋ એવી શર્ત જે સોદાના તકાઝા વિરૂધ્ધ હોય. અને ન આવી શર્તનો લોકોમાં રિવાજ હોય.

❊ સોદો કેન્સલ કરવાનો હંમેશા માટેનો (અબાધ) અખ્તિયાર અથવા ત્રણ દિવસથી વધુ અખ્તિયારની શર્ત (ઈમામ અબૂ હનીફા રહ.ના કથનુસાર) લગાડવામાં આવે.

❊ વસ્તુ અને કિંમત હાજર-મૌજુદ હોવા છતાં તેની સોંપવાની (અદાયગી) મુદત નક્કી કરવામાં આવે.

**વેપાર સહીહ થવા માટેની અમૂક શર્તો એવી છે, જે ખાસ પ્રકારના મામલા માટે જરૂરી છે. તે આ પ્રકારની છે :**

❊ કિંમત ઉધાર હોય તો ચૂકવણી (અદાયગી)ની મુદત નક્કી કરવામાં આવે.

❊ જે વસ્તુઓમાં વધારો-ઘટાડો વ્યાજુ વહેવાર બની જાય છે, તેમાં માપતોલ બરાબર સરખો હોવો જરૂરી છે. જેમકે ઘઉં, જુવાર, જવ, ખજૂરની બદલીમાં ઘઉં, જુવાર, જવ, ખજૂર વધારે-ઓછા પ્રમાણમાં વેચવા-લેવા જાઈઝ નથી. એ પ્રમાણે સોના-ચાંદીને સોના-ચાંદીના બદલામાં વેચતી વખતે બરાબર વજન કરી વેચવા જરૂરી છે.

❊ સોના-ચાંદીની આપસી લેવડદેવડને 'સર્ફ' કહેવામાં આવે છે. તેમાં એક જ મજલિસમાં બન્નેવ ઉપર કબ્ઝો કરવો જરૂરી છે.

❊ મુરાબહા, તૌલીયા અને વઝઈય્યહ જેવા સોદામાં પ્રથમ કિંમતથી વાકેફ હોવુ. (આ શબ્દોનો અર્થ આગળ વર્ણન કરવામાં આવશે, ઈન્શાઅલ્લાહ.)

**સોદાના લાઝિમ (જરૂરી) થવાની શર્તો :**

સોદાના લાઝિમ થવાની શર્તો એ છે કે, વેચનાર-ખરીદનાર બન્નેવમાંથી કોઈને હવે આ સોદો રદ કરવાનો અધિકાર બાકી ન રહે. આ બાબતે ઈમામ અબૂ હનીફા (રહ.)ના મત પ્રમાણે ચાર પ્રકારના શરઈ ઈખ્તિયાર મશ્હૂર છે : (૧) ખિયારે કબૂલ (૨) ખિયારે શર્ત (૩) ખિયારે રૂઅ્યત (૪) ખિયારે ઐબ.

**ગ્રાહક અને વેપારીને મળતા અધિકારો :**

ખરીદ-વેચાણના સોદા દરમિયાન વેપારી અને ગ્રાહકને કેટલાક વિકલ્પો કે અધિકારો પ્રાપ્ત થાય છે. એની વિગતો નીચે પ્રમાણે છે :

**ખિયારે શર્ત :**

સોદો કરતી વખતે વેપારી અને ગ્રાહક બન્ને અથવા એ બન્ને પૈકીનો કોઈ એક એવી શરત મૂકી શકે છે કે મેં આ વસ્તુ વેચી, પરંતુ આટલા નિશ્ચિત દિવસો સુધી મને અધિકાર છે. અથવા ખરીદનાર કહે કે મેં આ વસ્તુ ખરીદી એ શરતે કે આટલા નક્કી કરેલા દિવસો સુધી મને અધિકાર છે. *(મજલ્લહ)*

આ અધિકાર કે અખત્યારની વધુમાં વધુ મુદત ઈમામ અબૂ હનીફા (રહ.)ના નજદીક ત્રણ દિવસ છે. અને સાહિબૈનના નજદીક વધુ મુદતની કોઈ મર્યાદા નથી. અલબત્ત, અખત્યારની કોઈ મુદતનો ઉલ્લેખ ન કરવાથી સોદો નાજાઈઝ ઠરશે. પરંતુ પાછળથી અખત્યાર સમાપ્ત કરી દેવામાં આવશે ત્યારે સોદો જાઈઝ બની જશે. *(મજલ્લહ)*

જો સોદો કરતી વખતે કોઈ અખત્યાર લીધો ન હોય અને ત્યારબાદ વેપારીએ ગ્રાહકને કે ગ્રાહકે વેપારીને અખત્યાર આપ્યો હોય તો એ અખત્યાર એ મજલિસ કે બેઠક સુધી જ મર્યાદિત રહેશે, જે મજલિસમાં અખત્યાર મળ્યો હતો. મજલિસ સમાપ્ત થતાં અખત્યાર સમાપ્ત થઈ જશે. *(શામી)*

અખત્યાર કે અધિકારની એક સ્થિતિ આ પણ છે કે ગ્રાહક કહે કે જો હું આટલા દિવસો સુધી કિંમત ચૂકવી નહીં શકું તો સોદો સમાપ્ત થઈ જશે અથવા વેપારી એમ કહે કે જો હું આટલા દિવસોમાં કિંમત પરત કરી દઉં તો સોદો સમાપ્ત. આ સ્થિતિને "ખિયારે નક્દ" કહેવામાં આવે છે. *(દુર્રે મુખ્તાર)*

અખત્યાર કે અધિકાર મળ્યા પછી નીચેની સ્થિતિઓમાં અખત્યાર સમાપ્ત થઈ જાય છે. *(દુર્રે મુખ્તાર)*

(૧) મૌખિક રીતે અખત્યાર સમાપ્ત કરવાની અથવા સોદો પાકો થઈ જવાની સ્પષ્ટતા કરી દેવામાં આવે.

(૨) અખત્યારની મુદતમાં જ અખત્યાર ધરાવનારે એ વસ્તુનો પોતાની મિલ્કતની જેમ ઉપયોગ કરી લીધો હોય ત્યારે.

(૩) અખત્યાર ધરાવનારનું અખત્યારની મુદતમાં જ મરણ થઈ જાય.

(૪) અખત્યાર ધરાવનારે કોઈ જ વાત ન જણાવી અને મુદત પુરી થઈ ગઈ.

અખત્યાર ધરાવનાર જો સોદો સમાપ્ત કરવા માગતો હોય તો તેના માટે જરૂરી છે કે તે બીજા પક્ષકારને એની જાણ કરે. બીજા પક્ષકારને જાણ કર્યા વિના પોતાની રીતે સોદો સમાપ્ત કરી શકાશે નહીં. *(દુર્રે મુખ્તાર)*

જો બે જણાને અખત્યાર પ્રાપ્ત હોય, તો એ બન્ને જણા પૈકી જે કોઈ વ્યક્તિ પહેલ કરીને અખત્યાર વિશે જે કંઈ કહેશે, તે પ્રમાણે હુકમ સાબિત થઈ જશે. પછી ભલેને બીજી વ્યક્તિ એની વિરૂધ્ધમાં કંઈક કહે. જો બન્ને જણાએ એકી સાથે વિરોધાભાસી વાત કરી હશે, તો સોદો સમાપ્ત થઈ જશે. *(દુર્રે મુખ્તાર)*

વેપારી જો અખત્યાર મેળવે તો વસ્તુ (વેચાણ-માલ) તેની મિલ્કિયતમાંથી નીકળી શકતી નથી. આ સ્થિતિમાં જો ગ્રાહકે વસ્તુ પોતાના કબ્જામાં લઈ લીધી હશે. અને તેની પાસે કોઈકે અખત્યારની મુદતમાં જ એ વસ્તુ વેડફી નાંખી હશે, તો ગ્રાહકના શિરે એની બજાર કિંમત ચૂકવવી ફરજીયાત થશે. અને જો ગ્રાહકે જાતે જ એ વસ્તુ વેડફી નાંખી હશે, કે નષ્ટ કરી નાંખી હશે તો એ કિંમતની ચૂકવણી ફરજીયાત બનશે, જે વેપારી અને ગ્રાહક વચ્ચે નક્કી થઈ હતી. *(દુર્રે મુખ્તાર)*

જો ગ્રાહકે વેપારી પાસેથી કોઈ વસ્તુ જોવા માટે લીધી. અને સોદો નક્કી કર્યો નથી, પરંતુ વેપારીએ વસ્તુ આપતી વખતે એની

કિંમત કહી દીધી અને જોવા માટે લેનાર ગ્રાહકે પણ એમ કહ્યું કે ઠીક છે, જો મને ગમી જશે તો હું રાખી લઈશ. અને પછી એ વસ્તુ ગ્રાહકના કબ્જામાં નષ્ટ થઈ જાય ત્યારે ગ્રાહક એનો જામિન હશે. અને એ વસ્તુ ગ્રાહકના જોખમ *(Risk)* પર ગણાશે. પરંતુ જો વેપારી વસ્તુ આપતી વખતે કિંમતનો ઉલ્લેખ ન કરે અથવા કિંમત જણાવે, પરંતુ ગ્રાહક એમ ન કહે કે મને પસંદ પડશે તો હું રાખી લઈશ. ત્યારે આ બન્ને સ્થિતિઓમાં એ વસ્તુ ગ્રાહક પાસે અનામત લેખાશે.

*(શામી અને શર્હે મજલ્લહ)*

જો અખત્યાર ગ્રાહક અથવા કોઈ અજાણ્યા માણસે લીધો હોય, વેપારીએ ન લીધો હોય, ત્યારે વસ્તુ વેપારીની મિલ્કિયતમાંથી નીકળી જશે. અને અખત્યાર ધરાવનાર એ વસ્તુની કિંમતનો જામીન હશે, પરંતુ અખત્યારની સ્થિતિમાં તે એ વસ્તુનો માલિક બનશે નહિ.

*(દુર્રે મુખ્તાર)*

## ક્યા ક્યા વ્યવહારોમાં અખત્યાર મળતો નથી ? :

દસ વ્યવહારો એવા છે, જેમાં ખિયારે શર્ત (શરતને લીધે મળતા અખત્યાર)ની પરવાનગી નથી : (૧) નિકાહ (૨) તલાક (૩) યમીન એટલે કસમ કે સોગંદ (૪) નઝર (૫) બૈએ સર્ફ (૬) બૈએ સલમ (૭) એકરાર. આની બે સ્થિતિઓ છે : એક એકરાર એવી વસ્તુમાં હોય, જેમાં ખિયારની પરવાનગી નથી. તેમ છતાં જો તે એકરાર કરશે તો પછી અકાઈદની રૂએ તે કાયદેસરનું માનવામાં આવશે. તેના એકરારની રૂએ નહીં. (૮) વકાલત (વકીલાત/પ્રતિનિધિત્વ) (૯) વસિય્યત અને (૧૦) હિબા.

## ખિયારે વસ્ફ

કોઈ વેપારીએ પોતાના માલના ખૂબ વખાણ કર્યા. રાતનો સમય હોવાથી ગ્રાહક ખરીદેલી વસ્તુને બહુ ધ્યાનથી જોઈ શક્યો નહિ. અને માત્ર વેપારીએ કરેલા વખાણથી પ્રેરાઈને વસ્તુ ખરીદી લીધી. પરંતુ જ્યારે ઘરે જઈને ધ્યાનથી જોયું ત્યારે ખરીદેલી વસ્તુ વેપારીએ

કરેલા વખાણ પ્રમાણે ન હતી. તો હવે વેપારીને એ વસ્તુ પરત કરીને પોતે ચૂકવેલી રકમ પાછી મેળવવાનો તેને અધિકાર પ્રાપ્ત છે. આવી જ રીતે એજન્ટ કે આડતિયાએ કોઈ સારી વસ્તુ દેખાડી અથવા કોઈ વાહન કે યંત્રના ફોટા દેખાડીને તેની વિશેષતાઓનું વર્ણન કર્યું. ફોટા અને વર્ણનને આધારે ગ્રાહકે ઓર્ડર આપી દીધો, પરંતુ જ્યારે તે વસ્તુ આવી, ત્યારે એ ફોટા અને વર્ણન પ્રમાણેની ન હતી, તો આ સ્થિતિમાં પણ ગ્રાહકને વસ્તુ પરત કરવાનો અધિકાર પ્રાપ્ત છે. અલબત્ત જો ગ્રાહકે એ વસ્તુ કોઈ બીજાને વેચી નાખી હોય અથવા પોતે વાપરી લીધી હોય તો તેને હવે વસ્તુ પરત કરવાનો કોઈ જ અધિકાર નથી. વસ્તુ ઉપયોગમાં લેવાની કે વાપરવાની જે શરતનો ઉલ્લેખ ખિયારે શર્તમાં કરવામાં આવ્યો છે, તેને અહીં પણ સમજવું જોઈએ. ખિયારે વસ્ફની સ્થિતિમાં જો ગ્રાહકનું અવસાન થઈ જાય તો તેના વારસદારોને પણ એ માલ વેપારીને પરત કરવાનો અધિકાર બાકી રહેશે.

ખિયારે વસ્ફના અન્ય હુકમો લગભગ એવા જ છે, જેવા ખિયારે શર્ત અને ખિયારે રૂ   યત (વસ્તુ જોયા વગર ખરીદવી)ના છે.

જેની તાત્કાલિક તપાસ અથવા તાત્કાલિક કસોટી કરવાનું શક્ય હોય તેવી વિશેષતાની શરત મૂકીને વસ્તુનું વેચાણ કરવું જાઈઝ છે. જેમકે કોઈ માદા જાનવર એ શરતે વેચવું કે તે દૂધ આપે છે, પરંતુ જે વિશેષતાની તાત્કાલિક ચકાસણી કે તપાસ કરવાનું શક્ય ન હોય એ વિશેષતાની શરત મૂકીને વસ્તુનું વેચાણ કરવું જાઈઝ નથી. દા.ત. કોઈ માદા જાનવરનું એવી શરતે વેચાણ કે તે સગર્ભા છે અથવા આટલા કિલો દૂધ આપે છે. અલબત્ત, જો એ વિશેષતાની જવાબદારી જો તેણે ન સ્વીકારી હોય તો પછી સોદો નાજાઈઝ નહિં ગણાય. *(દુર્રે મુખ્તાર, શર્હે મજલ્લહ)*

જો વસ્તુ કોઈ એવી વિશેષતાની શરત સાથે વેચવામાં આવી હોય કે જેના લીધે ગ્રાહક એને ખરીદવા પ્રેરાય, પાછળથી ગ્રાહકને

તેમાં એ વિશેષતા ન દેખાય ત્યારે ગ્રાહકને સોદો ફોક કરવાનો અધિકાર છે. દા.ત. જમીન એ શર્તે વેચી કે એમાં વૃક્ષો છે, પરંતુ ખરીદયા પછી એમાં વૃક્ષો જોવા મળ્યા નહિ અથવા કપડું વેચ્યું એ શરતે કે આ જાપાની કપડું છે, પરંતુ એ જાપાની કાપડ નહોતું વગેરે. આમ થાય ત્યારે ગ્રાહક એ વસ્તુ પોતાની પાસે રાખી કિંમત ઘટાડ- વાની માંગણી કરી શકે. પરંતુ અજાણતામાં જો ગ્રાહકે એ વસ્તુ એવી રીતે વાપરી લીધી કે હવે એ વસ્તુ પાછી આપવાનું સંભવ જ રહ્યું નથી. પાછળથી જાણવા મળ્યું કે તેમાં એ વિશેષતા પણ ન હતી, જે જણાવીને વેપારીએ એને ખરીદવાની પ્રેરણા આપી હતી, તો આવા કિસ્સામાં એ વસ્તુનું પુનઃ મૂલ્યાંકન થશે. અને હવે એ ચીજની વેપારીએ જણાવેલી વિશેષતા સાથે અને એ વિશેષતા વગર કિંમત આંકવામાં આવશે. અને કિંમતનો જે તે તફાવત વેપારી પાસેથી ગ્રાહકને અપાવવામાં આવશે. *(દુર્રે મુખ્તાર અને શર્હે મજલ્લહ)*

જો ગ્રાહકે વસ્તુમાં પ્રેરક વિશેષતા ન હોવાનું જાણમાં આવ્યા પછી એનો પોતાના માટે ઉપયોગ કરી લીધો હશે તો હવે ગ્રાહક ન તો એ વસ્તુ પાછી આપી શકે છે, કે ન તો એની કિંમત ઘટાડવાની માંગણી કરી શકે છે. *(દુર્રે મુખ્તાર)*

ખિયારે શર્ત (શરતને લીધે મળતો અખત્યાર) વારસદારોને તબ્દીલ થતો નથી. જ્યારે ખિયારે વસ્ફ વારસદારને તબ્દીલ થાય છે. *(દુર્રે મુખ્તાર)*

## ખિયારે રૂઅયત

કોઈ વસ્તુને જોયા વિના તેની ખરીદી કરવી કે તેનું વેચાણ કરવું, બન્ને જાઈઝ છે. અનેસોદો થઈ ગયા પછી ગ્રાહકને એ અખત્યાર પ્રાપ્ત થાય છે કે એ પેલી વસ્તુને જોયા પછી પસંદ ન પડવાની સ્થિતિમાં સોદો ફોક કરી દે. પછી ભલેને વસ્તુને જોયા પહેલાં એણે મૌખિક રીતે પોતાના રાજી હોવાનો એકરાર કરી લીધો હોય. અને ભલેને તેમાં કોઈ ખામી કે દોષ પણ ન હોય. પરંતુ વેચનારને વસ્તુ જોયા

પછી સોદો સમાપ્ત કરવાનો અધિકાર પ્રાપ્ત હોતો નથી. ગ્રાહક વસ્તુને જોયા પહેલાં પણ સોદો સમાપ્ત કરી શકે છે. આને ખિયારે રૂઅ્યત કહેવામાં આવે છે. *(મજલ્લહ)*

ખિયારે રૂઅ્યત માટે કોઈ મુદત નિશ્ચિત નથી. ગ્રાહકે વસ્તુને જોયા પછી સોદો સમાપ્ત કે ફોક કરવાનો અખત્યાર રહે છે. ત્યાં સુધી કે એ આ અખત્યારને જાતે સમાપ્ત કરી દે. *(દુર્રે મુખ્તાર અને મજલ્લહ)*

ગ્રાહક વસ્તુને જોઈ લીધા પછી જો તેને વાપરી લે, અથવા વેચી નાખે, અથવા એમાં કોઈ દોષ પેદા કરી દે, જેના કારણે એ વસ્તુ પરત કરવાનું મુશ્કેલ થઈ જાય, અથવા મૌખિક રીતે એ વસ્તુ અંગે પોતે રાજી હોવાનું જણાવી દે, તો આ તમામ સ્થિતિઓમાં ખિયારે રૂઅ્યત સમાપ્ત થઈ જાય છે.

આવી જ રીતે જો ગ્રાહકે વસ્તુને જોઈ લીધા પહેલાં તેને વેચી નાખી, ગીરો મૂકી દીધી અથવા ભાડે આપી દીધી તો એનાથી પણ ખિયારે રૂઅ્યત (જોવાથી મળતો અધિકાર) સમાપ્ત થઈ જશે. ગ્રાહકના મૃત્યુથી પણ ખિયારે રૂઅ્યત સમાપ્ત થઈ જાય છે. અને તે એના વારસદાર તરફ તબ્દીલ થતો નથી. *(દુર્રે મુખ્તાર અને મજલ્લહ)*

જોયા વગર વસ્તુ ખરીદયા પછી ખરીદનાર એ વસ્તુનો માલિક બની જાય છે. અને તેને માલિકની રૂએ વાપરી શકે છે. *(શામી)*

ખિયારે રૂઅ્યતને કારણે વસ્તુ વેપારીને પરત કરવા માટે વેપારીની ઈચ્છાની જરૂરત નથી. ગ્રાહક સ્વેચ્છાએ પણ સોદો સમાપ્ત કરી શકે છે. અલબત્ત, સોદો સમાપ્ત કરવા માટે વેપારીને તેની જાણ કરવી અને જ્યાં સોદો થયો હતો તે સ્થળ સુધી વસ્તુ લઈ જવી આવશ્યક છે. *(દુર્રે મુખ્તાર)*

કોઈપણ વસ્તુ ખરીદતાં પહેલાં તેને એટલા સુધી જોઈ લેવી જોઈએ કે જોયા પછી વસ્તુનો ઉદ્દેશ્ય અને તેના લાભો સ્પષ્ટ થઈ જાય. વસ્તુ જોવા માટે આટલું પૂરતુ છે. આ રીતે જોયા પછી જો એ

જ વસ્તુ ખરીદી લેશે તો ખિયારે રૂઅ્યત પ્રાપ્ત નહિ થાય. આ બાબતનો આધાર સામાન્ય પ્રણાલી (ઉર્ફે આમ) અને રિવાજ પર છે. બજારમાં વસ્તુ જે કોઈ ઉદ્દેશ્ય માટે વેચાય છે અને તેની જે વિશેષતાઓને લીધે એની કિંમતમાં વધ-ઘટ થાય છે, એ હેતુ અને વિશેષતાઓની ચકાસણી કરવાની જે રીત અને જે માપદંડ કે ધારાધોરણો બજારમાં પ્રચલિત હોય તે રીતે વસ્તુની ચકાસણી કરી લેવી પૂરતી છે.

ખરીદી કે કબ્જો મેળવવા માટે નીમાયેલા પ્રતિનિધિ *(Agent)*એ વસ્તુ જોઈ-તપાસી લીધી હોય, ત્યાર બાદ એ જે કોઈનો પ્રતિનિધિ હોય તે અસીલને ખિયારે રૂઅ્યત પ્રાપ્ત થશે નહીં. *(દુર્રે મુખ્તાર)*

ખરીદયા પછી વસ્તુ જો તેના નમૂના કરતાં ઉતરતી કક્ષાની નીકળે તો ગ્રાહકને વસ્તુ વેપારીને પરત કરવાનો અધિકાર પ્રાપ્ત થશે. વસ્તુમાં તેના નમુનાની સરખામણીએ ઓછાપણું જો ઉર્ફે આમ (સર્વગ્રાહી ધારાધોરણો) મુજબ અથવા બજાર પ્રણાલી મુજબ દોષ કે ખામીના દરજ્જામાં હોય તો ગ્રાહકને ખિયારે ઐબ (દોષની સામે સોદો રદ કરવાનો અખત્યાર) પ્રાપ્ત થશે. અને ગ્રાહકના અવસાનથી આ અખત્યાર સમાપ્ત નહિ થાય. અને જો એ ઉણપ કે ખામી દોષની કક્ષાની નથી, તો પછી માત્ર ખિયારે રૂઅ્યત પ્રાપ્ત થશે. અને ગ્રાહકના અવસાનની સ્થિતિમાં આ અખત્યાર સમાપ્ત થઈને સોદો પાકો થઈ જશે. *(શામી અને શર્હે મજલ્લહ)*

જો એક જ સોદામાં વિભિન્ન વસ્તુઓ જોયા વિના ખરીદી હોય, ત્યારે દરેક વસ્તુના સંદર્ભમાં જુદો જુદો ખિયારે રૂયત પ્રાપ્ત થશે. અને જો થોડીક વસ્તુઓ જોઈ હશે, પરંતુ બીજી કેટલીક વસ્તુઓ જોઈ ન હોય ત્યારે માત્ર એ જ વસ્તુઓના સંદર્ભમાં ખિયારે રૂઅ્યત પ્રાપ્ત થશે, જે વસ્તુઓ જોઈ નહીં હોય. અલબત્ત, બન્ને સ્થિતિઓમાં જો ખરીદેલી વસ્તુઓમાંથી કોઈ એક વસ્તુ પાછી કરવી હશે, તો એ સોદામાં ખરીદેલી તમામ વસ્તુઓ વેપારીને પરત કરવી પડશે. *(મજલ્લહ)*

અંધ વ્યક્તિ પોતાના માટે અને બીજાના માટે પણ ખરીદ-વેચાણ કરી શકે છે. અલબત્ત, જો એણે વસ્તુની વિશેષતા જાણ્યા વિના અને એને ચકાસ્યા વિના વસ્તુ ખરીદી હશે તો વિશેષતાની જાણ થયા પછી એ વસ્તુ પરત કરવાનો અધિકાર પ્રાપ્ત હશે.

દરેક વસ્તુની વિશેષતા અને તેની ચકાસણીના ધારાધોરણો જે તે વસ્તુ પ્રમાણે રહેશે. જો અંધ વ્યકિત સમક્ષ વસ્તુની સંપૂર્ણ વિશેષતાઓનું વર્ણન કરી દેવામાં આવ્યું, ત્યાર પછી એણે એ વસ્તુ ખરીદી, તો હવે તેને ખિયારે રૂઅ્યત પ્રાપ્ત નહિ થાય. અલબત્ત, જો અંધ માણસને એ વસ્તુ વિશે વર્ણવવામાં આવેલી વિશેષતાઓથી વિપરિત અથવા એનાથી ઉતરતી કક્ષાની જણાશે, ત્યારે એને ખિયારે ઐબ પ્રાપ્ત થશે. અત્રે એક સ્પષ્ટતા જરૂરી છે કે, અંધ વ્યક્તિ જો કોઈ વસ્તુનું વેચાણ કરે ત્યારે જોઈ શકતી વ્યક્તિની જેમ તેને પણ ખિયારે રૂઅ્યત પ્રાપ્ત થશે નહિ. *(મજલ્લહ)*

## ખિયારે ઐબ (ખામી-નુકસાની)

વેપારીની જવાબદારી છે કે તે સર્વ દોષો અને ખામીઓથી મુક્ત એવી સારી સ્થિતિમાં વસ્તુ ગ્રાહકને સુપ્રત કરે. અને જો વસ્તુમાં કોઈ દોષ હોય તો એ પણ ગ્રાહકને જણાવી દે. ગ્રાહકને ધોકો આપીને કે તેને અંધારામાં રાખીને વસ્તુનું વેચાણ કરવું જાઈઝ નથી. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જેણે બીજાનો ધોકો આપ્યો, તે અમારામાંથી નથી.

ખરીદેલી વસ્તુમાં જો ગ્રાહકને કોઈ એવો દોષ જણાય કે જે એ વસ્તુના વેપારીઓ અને નિષ્ણાંતોના મતે દોષ ગણાતો હોય. અને તેના લીધે વસ્તુની કિંમત ઘટતી જતી હોય, ત્યારે ગ્રાહકને એ વસ્તુ નીચેની શરતોને આધિન રહીને પરત કરવાનો અધિકાર છે :

(૧) વસ્તુમાં રહેલો એ દોષ વેપારીને ત્યાં જ પેદા થયો હોય.

(૨) ગ્રાહકને એ દોષની જાણ ન તો ખરીદતી વખતે થઈ હોય કે ન

એના પર કબ્જો કરતી વખતે.

(૩) વેપારીએ વસ્તુના તમામ દોષ અથવા કોઈપણ એક વિશેષ દોષ માટે પોતે જવાબદાર નથી, એવું ન જણાવ્યું હોય, અને વસ્તુ વેચી મારી હોય. એટલે કે ‘‘જ્યાં એ વસ્તુ પડી છે અને જે સ્થિતિમાં છે’’ના આધારે વસ્તુનું વેચાણ ન કર્યું હોય.

(૪) એ જૂનો દોષ વસ્તુમાં ત્યાં સુધી જળવાઈ રહે, જ્યાં સુધી ગ્રાહક એના વિશે વેપારી સાથે ખુલાસો ન કરી લે.

(૫) એ દોષનું નિવારણ ગ્રાહક માટે સરળ અને શક્ય ન હોય.

(૬) વસ્તુ ખરીદયા પછી ગ્રાહક તરફથી વસ્તુમાં એવું કંઈક ન થયું હોય, જેના લીધે એ વસ્તુને પરત કરવાનું અશક્ય બની જાય.

(૭) ગ્રાહકે વસ્તુમાં રહેલા દોષ વિશે જાણ્યા પછી એ દોષ અંગે પોતાની સ્વીકૃતિ અને રઝામંદી વ્યક્ત ન કરી હોય, અથવા એવું કોઈ કૃત્ય ન કર્યું હોય કે જેનાથી ગ્રાહકની સ્વીકૃતિ કે રઝામંદી વ્યક્ત થતી હોય.

ઉપરોક્ત સ્થિતિમાં ગ્રાહકને એ અધિકાર નથી કે તે દોષવાળી કે ખામીયુક્ત વસ્તુ પોતાની પાસે રાખી લે. અને દોષ કે ખામીને કારણે કિંમત ઘટાડવાની માંગણી કરે. પરંતુ જો વેપારી પોતે સ્વેચ્છાએ ગ્રાહકને કેટલીક રકમ પરત આપી દે. અને દોષવાળી કે ખામીયુક્ત વસ્તુ ગ્રાહકની પાસે જ રહેવા દે તો આ જાઈઝ છે. *(મજલ્લહ)*

જો વેપારી વસ્તુ ખામીવાળી હોવાનો એકરાર ન કરે. અને ગ્રાહક વેપારીની સાથે એ મુદ્દે સમાધાન કરવા માંગતો હોય કે આ ખામીવાળી વસ્તુ તમે પરત લઈ લો. અને મારી ચૂકવેલી રકમમાંથી કંઈક રકમ બાદ કરીને બાકીની રકમ મને પરત કરી દો, તો આવું સમાધાન જાઈઝ છે. અલબત્ત, જો વેપારી તેની વસ્તુ દોષવાળી કે ખામીયુક્ત હોવાનો એકરાર કરે, પરંતુ સાથે જ વસ્તુ પાછી લેવાની

સ્થિતિમાં થોડીક રકમની પણ માંગણી કરે તો આ સ્થિતિમાં તેને રકમ આપવી જાઈઝ નથી. કારણકે આ લાંચ-રૂશ્વત છે.

*(શામી અને શર્હે મજલ્લહ)*

ખિયારે ઐબ ગ્રાહક માટે બિનશરતી ધોરણે પુરવાર થાય છે. આ અધિકારની કોઈ જ મુદ્દત નથી. આ અધિકાર વારસદારો તરફ પણ તબ્દીલ થાય છે. *(શર્હે મજલ્લહ)*

ખિયારે ઐબના લીધે જો વસ્તુ ઉપર કબ્જો મેળવતા પહેલાં વસ્તુ પરત આપવાની હોય તો ગ્રાહક વેપારીની પરવાનગી વિના પણ એમ કરી શકે છે. અને જો વસ્તુ ઉપર કબ્જો મેળવ્યા પછી વસ્તુ પરત કરી રહ્યો હોય ત્યારે વેપારીની પરવાનગી અથવા અદાલતી ચૂકાદો જરૂરી છે. *(શામી અને શર્હુલ મજલ્લહ)*

જો ગ્રાહકે કોઈ દોષને કારણે વસ્તુ વેપારીને પરત કરી. અને વેપારીએ મૌખિક રીતે એનો સ્વીકાર પણ કરી લીધો અથવા ગ્રાહક એ વસ્તુ વેપારી પાસે લઈને ગયો અને ખામી જણાવી, તો વેપારીએ કંઈ પણ કહ્યા વિના વસ્તુ લઈને પોતાની પાસે રાખી લીધી. અને ગ્રાહકને તેના પૈસા પાછા કરી દીધા તો આમ કરવાથી વસ્તુ પરત કરવાનું પુરવાર થઈ જશે. અને એ વસ્તુ વેપારીના જોખમ **(Risk)** હેઠળ આવી જશે. પરંતુ જો વેપારીએ એ વસ્તુનો મૌખિક સ્વીકાર કર્યો ન હોય અથવા ગ્રાહકના પૈસા પાછા આપ્યા ન હોય. ત્યારે આ બન્ને સ્થિતિઓમાં વેપારી પાસે વસ્તુ છોડી મૂકવા માત્રથી એ વસ્તુ પરત કરી હોવાનું પુરવાર નહીં થાય, બલ્કે એ વસ્તુ વેપારી પાસે અનામત લેખાશે. જો નષ્ટ થઈ જશે તો ગ્રાહકની વસ્તુ નષ્ટ થશે. *(શામી)*

જો કોઈ વસ્તુના વેપારીઓ વચ્ચે એવો વિવાદ સર્જાય કે ફલાણી બાબત આ વસ્તુમાં દોષ (ખામી) છે કે દોષ નથી, ત્યારે વિવાદને કારણે એ બાબત એ વસ્તુમાં દોષ ગણાશે નહીં. *(શર્હુલ મજલ્લહ)*

જો કોઈ વસ્તુ એ શરતે ખરીદી હોય કે હું એના તમામ દોષો પર રાજી છું, તો હવે ખિયારે ઐબને કારણે વસ્તુ વેપારીને પરત કરી શકશે નહીં. તમામ દોષોની જવાબદારીમાંથી મુક્તિમાં જાનવરોના રોગો અંગેની જવાબદારીમાંથી પણ મુક્ત થઈ જાય છે.

જો સોદો કરતી વખતે વેપારીએ જણાવી દીધું હોય કે આમાં ફલાણા ફલાણા દોષો છે. અને ગ્રાહક એ દોષો સાથે વસ્તુ ખરીદવા રાજી થઈ ગયો હોય તો હવે એ દોષોને કારણે વસ્તુ પરત કરી શકશે નહીં. અલબત્ત, જો એમાં કોઈ એવો જૂનો દોષ જણાઈ આવે, જેનો ઉલ્લેખ વેપારીએ કર્યો ન હતો, તો હવે આ દોષને કારણે ગ્રાહકને ખિયારે ઐબ પ્રાપ્ત થશે. *(દુર્રે મુખ્તાર, મજલ્લહ)*

દોષ જણાઈ આવ્યા પછી નીચેના કામોથી ખિયારે ઐબ સમાપ્ત થઈ જાય છે. *(દુર્રે મુખ્તાર)*

(૧) વસ્તુમાં રહેલા દોષો અંગે રઝામંદી કે સ્વીકૃતિની સ્પષ્ટતા હોય.

(૨) ખરીદેલી વસ્તુને પોતીકી સમજીને વાપરી લેવી.

(૩) વેચાણ કે ભાડે આપવાની ઓફર કરવી.

(૪) વસ્તુની મરામત કરાવવી. જાનવરનો ઈલાજ કરાવવો. જ્યારે એના વગર પણ વસ્તુ પરત કરવાનું શક્ય હોય.

(૫) વસ્તુ ગીરો મૂકવી.

(૬) વસ્તુ ભેટમાં આપી દેવી.

(૭) ખરીદેલી જમીનની સિંચાઈ કરવી વગેરે....

જો જૂના દોષની જાણ થતાં પહેલાં ગ્રાહકે કોઈ એવું કામ કરી દીધું હોય, જેના કારણે વસ્તુ પરત કરવાની મનાઈ થઈ ગઈ હોય. ત્યાર પછી જૂના દોષની જાણ થાય ત્યારે ગ્રાહક એટલી કિંમત પરત મેળવવાની માંગણી કરી શકે છે. જે વસ્તુમાં રહેલા દોષને કારણે ઓછી થઈ શકતી હતી. *(દુર્રે મુખ્તાર)*

**નીચેની સ્થિતિમાં વસ્તુ વેપારીને પરત કરવાની મનાઈ છે :**

(૧) ખરીદેલી વસ્તુનો કબ્જો મેળવ્યા પછી ગ્રાહક પાસે એ વસ્તુમાં કોઈ નવો દોષ પેદા થઈ જાય. (૨) સીવવા માટે કાપડ વેતરી નાખે અથવા જાનવરને ઝબહ કરી નાખે. (૩) કાપડ વેતર્યા પછી વેચી નાખે. (૪) સત્તૂમાં પાણી વગેરે ભેળવી દે, ખરીદેલા લોટની કણક બાંધી દે. (૫) જમીનમાં વાવણી કરી દે અથવા એમાં બાંધકામ કરી નાખે અથવા જમીનને મસ્જિદ બનાવી દે. (૬) કાચો માલ ઓગાળી નાખ્યા પછી જાણવા મળ્યું કે એમાંથી જોઈતી વસ્તુ નહિં બની શકે. (૭) ખાવાની વસ્તુ ખાઈ લીધી, ત્યાર પછી એમાં રહેલા દોષની જાણ થઈ.

વસ્તુમાં દોષ (ઐબ) જણાતા તેની કિંમતમાં ઘટાડો નિષ્પક્ષ નિષ્ણાંત વ્યક્તિઓ પાસે નક્કી કરાવવામાં આવશે. તે લોકો વસ્તુમાં દોષ હોવાની સ્થિતિમાં અને વસ્તુ દોષરહિત હોવાની સ્થિતિમાં એમ બન્ને સ્થિતિઓમાં કિંમત આંકશે. એ બન્ને કિંમતો વચ્ચે જે કોઈ તફાવત હશે, ગ્રાહક તેટલી જ રકમની માંગણી વેપારી પાસે કરી શકશે.

ગ્રાહક પાસે વસ્તુમાં જે નવો દોષ પેદા થઈ ગયો હતો, તે સમાપ્ત થઈ જાય તો જુના દોષને કારણે વેપારીને પરત કરી શકાય છે.

*(દુર્રે મુખ્તાર અને મજલ્લહ)*

જો વેચનાર માણસ નવા દોષ સાથે વસ્તુ પરત લેવા માંગતો હોય તો તે વસ્તુ પરત કરી શકાય છે. પરંતુ નીચે જણાવેલી કેટલીક સ્થિતિઓ એવી છે કે વેચનાર માણસ વેચેલી વસ્તુને નવા દોષ સાથે પરત લઈ શકતો નથી.

(૧) વસ્તુમાં ગ્રાહક તરફથી એવો વધારો થઈ જાય કે જે એની સાથે જોડાયેલો હોય અને જુદો થઈ શકતો ન હોય. જેમકે કાપડ વેતરીને સીવી નાખે અથવા એના પર રંગ ચઢાવી નાખે.

(૨) વસ્તુ ઉપર કબ્જો કર્યા પછી વસ્તુમાં કોઈ એવો વધારો થયો હોય કે જે એની સાથે જોડાયેલ ન રહેતો હોય. દા.ત. ખરીદેલા ઝાડમાં ફળ આવી જાય, ખરીદેલા જાનવરને બચ્ચાં પેદા થઈ જાય, તો આ સ્થિતિઓમાં વેચનાર જો વસ્તુ પરત લેશે તો એ વધારો વ્યાજ ગણાશે. *(દુર્રે મુખ્તાર)*

જો અનાજ વગેરે ખરીદયું હોય અને તેમાં માટી અને કાંકરા જેવા નકામા પદાર્થો જોવા મળ્યા. જો માટી અને કાંકરા જૂજ માત્રામાં હોય તો ખરીદનારને એ અનાજ વેપારીને પરત કરવાનો અધિકાર નથી. અને જો એટલા વધુ પ્રમાણમાં હોય કે જેને સામાન્ય ચલણ (ઉર્ફે આમ)માં દોષ ગણવામાં આવે છે, તો ખરીદનારને અધિકાર પ્રાપ્ત હશે કે તે માટીવાળુ અનાજ વેપારીને પરત કરી દે. *(મજલ્લહ)*

જેનો એકે એક દાણો જુદો-જુદો થતો હોય તેવી વસ્તુ ખરીદ-વામાં આવી હોય. દા.ત. અખરોટ, ઈંડા કે ફળ વગેરે. અને તે પૈકી એટલા દાણા (કે નંગ) ખરાબ નીકળ્યા, જે સામાન્ય ચલણમાં વધુ ગણાતા નથી. દા.ત. પાંચ કે છ ટકા, તો આટલું માફ છે. અને જો એના કરતાં વધારે નંગ (દાણા) ખરાબ નીકળે અને એવા ખરાબ હોય કે કોઈ જ ઉપયોગમાં પણ ન આવી શકતા હોય, ત્યારે એ સોદો ફોક થઈ જશે. અને ખરીદનાર માલ પરત કરીને પોતાની રકમ મેળવી લેશે. અને જો માલ તદન ખરાબ નથી, પરંતુ પશુઓના કે બાળવાના કે અન્ય કોઈ ઉપયોગમાં આવી શકતો હોય ત્યારે જો માલ મૂળ સ્થિતિમાં મૌજૂદ હોય. અને ખરીદનારને તેમાં દોષ હોવાની જાણ થઈ ગઈ, તો ખરીદનાર એ માલ વેપારીને પરત કરી શકશે. પરંતુ જો એ માલ પોતાની મૂળ સ્થિતિમાં મૌજૂદ ન હોય અને કાપવા કે છોલ્યા પછી તેમાં દોષ હોવાનું જાણવા મળ્યું હોય તો હવે ખરીદનાર માત્ર દોષને કારણે એની કિંમતમાં ઘટાડો કરવાની માંગણી કરી શકે છે, માલ પરત કરી શકશે નહીં.

*(શર્હુલ મજલ્લહ)*

## ગબને ફાહિશ : (છેતરપિંડી સામે પ્રાપ્ત થતો અધિકાર)

જો કોઈ વસ્તુ એટલી વધારે કિંમતે વેચી દેવામાં આવી હોય કે જે કિંમત તે વસ્તુના કોઈપણ વેપારીના મતે યોગ્ય ન હોય ત્યારે આ કારણસર ગ્રાહકને સોદો ફોક કરવાનો અધિકાર નથી, પરંતુ જો યતીમના માલમાંથી કે વકફની મિલ્કતના માલમાંથી અથવા બૈતુલમાલ માટે ગબને ફાહિશ એટલે કે અત્યંત ઉંચા ભાવે વસ્તુ ખરીદવામાં આવી હશે તો સોદો સમાપ્ત કરવાનો અધિકાર પ્રાપ્ત રહેશે. *(શર્હુલ મજલ્લહ)*

જો કોઈને છેતરીને કોઈ વસ્તુ આપી દેવામાં આવી હોય અને ગ્રાહકે વેપારી ઉપર વિશ્વાસ રાખીને એ વસ્તુનું નિરીક્ષણ કર્યું ન હોય. પાછળથી જાણવા મળ્યું કે એ વસ્તુ તેવી નથી, જેવી માંગવામાં આવી હતી. અને એ પ્રમાણે નથી, જે પ્રમાણે એની વિશેષતાનું વર્ણન કરવામાં આવ્યું હતું. ત્યારે ખરીદનારને સોદો સમાપ્ત કરવાનો અધિકાર છે. *(મજલ્લહ)*

જે ગ્રાહક સાથે છેતરપિંડી થઈ, તેણે છેતરપિંડીની જાણ થયા પછી ખરીદેલી વસ્તુ પોતીકી વસ્તુની જેમ વાપરી નાખી હોય ત્યારે તેનો આ અધિકાર સમાપ્ત થઈ જશે. *(મજલ્લહ)*

જો ખરીદનાર વેપારીની સાથે છેતરપિંડી કરે ત્યારે વેપારીને પણ સોદો સમાપ્ત કરવાનો અધિકાર પ્રાપ્ત થશે. અને આ અધિકાર જળવાઈ રહેવા અને સમાપ્ત થવા અંગે એ જ હુકમો છે, જે ખરીદનાર (ગ્રાહક) અંગેના હુકમો છે. *(મજલ્લહ)*

## ઈકાલા : (સોદાની સમાપ્તિ)

સોદો સંપન્ન થઈ ગયા પછી વેચનાર કે ખરીદનાર પૈકીનો કોઈ એક પક્ષકાર સ્વેચ્છાએ સોદો સમાપ્ત કરી શકતો નથી. ઘણીવાર ખરીદનાર (ગ્રાહક) કોઈ એક વસ્તુ ખરીદયા પછી કોઈ કારણસર એ સોદો સમાપ્ત કરવા માંગે છે. આ સ્થિતિમાં સોદો સમાપ્ત કરવા

માટે વેચનારની રાજીખુશી પણ જરૂરી છે. પરસ્પરની સમજૂતીથી સોદો સમાપ્ત કરવાની પ્રક્રિયાને "ઈકાલહ" કહેવામાં આવે છે.

હદીષ શરીફમાં છે કે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જે કોઈ માણસે કોઈક એવા મુસલમાન સાથે ઈકાલહ (સોદો સમાપ્ત) કર્યો કે જે ખરીદવાને કારણે લજ્જિત (નાદિમ) અને પરેશાન હોય તો અલ્લાહ તઆલા કિયામતના દિવસે એની ભૂલોને માફ કરી દેશે. *(કન્ઝુલ ઉમ્માલ)*

વેચનાર અને ખરીદનારની પરસ્પર સમજૂતીથી પાછલી કિંમતે સોદો સમાપ્ત કરવો જાઈઝ છે. પાછલી કિંમતથી વધારા કે ઘટાડાની શરત લગાડવી ઈકાલા (સોદા સમાપ્તિ)માં નાજાઈઝ છે. આ શરત બિન અસરકારક હશે અને માત્ર પાછલી કિંમત લાગુ પડશે. *(દુર્રે મુખ્તાર)*

ઈકાલહ વેચનાર અને ખરીદનાર વચ્ચે સોદો સમાપ્ત કરવાના હુકમમાં છે. અને તદુપરાંત ત્રીજા પક્ષકારના હુકમમાં નવેસરથી કરવામાં આવેલા સોદાના હુકમમાં છે. *(દુર્રે મુખ્તાર)*

મૌખિક રીતે મૂકવામાં આવેલા પ્રસ્તાવ (ઈજાબ) અને તેના સ્વીકાર (કબૂલ) ઉપરાંત વ્યવહારમાં કરવામાં આવેલી લેવડદેવડથી પણ ઈકાલહ (સોદાની સમાપ્તિ) સહીહ થઈ જાય છે. *(મજલ્લહ)*

સહીહ અને કાયદેસર સોદા સમાપ્તિ (ઈકાલહ) માટે આવશ્યક છે કે ઈજાબ (દરખાસ્ત) અને કબૂલ (સ્વીકાર) એક જ બેઠક (મજલિસ)માં થાય અને વેચાણ માલ (મબીઅ) હાજર હોય. જો વેચાણ માલ નષ્ટ થઈ ગયો હશે તો સોદો સમાપ્ત (ઈકાલહ) નહિ થઈ શકે. જો વેચાણ માલ (મબીઅ)નો કોઈક અંશ કે ભાગ બાકી બચ્યો હોય તો તેટલા માલનો જ સોદો સમાપ્ત (ઈકાલહ) થઈ શકશે. જો સમન (માલની કિંમત) નષ્ટ થઈ ગઈ હોય ત્યારે પણ સોદો સમાપ્ત (ઈકાલહ) થઈ શકે છે. *(દુર્રે મુખ્તાર)*

**હુકમો પ્રમાણે વેપારના પ્રકારો :**

વેપાર (સોદ)નો હુકમ એ છે કે, તેના મારફતે વેપારીની માલિકી કિંમત ઉપર અને ખરીદનારની માલિકી સામાન ઉપર સાબિત થઈ જાય છે. અને આ પ્રમાણે બન્નેવની જરૂરતો પૂરી થાય છે.

અહકામ પ્રમાણે વેપારના છ પ્રકાર છે. ત્રણ પ્રકાર જાઈઝ વેપારના અને ત્રણ નાજાઈઝ વેપારના છે.

**પ્રથમ ત્રણ :** (૧) નાફિઝ લાઝિમ (૨) નાફિઝ ગેરલાઝિમ (૩) મૌકૂફ.

**બીજી ત્રણ :** (૧) બાતિલ (૨) ફાસિદ (૩) મકરૂહ.

**નાફિઝ લાઝિમ :**

નાફિઝ લાઝિમ તે વેપાર છે, જે પોતાની અસલ (વાસ્તવિક) અને બાહ્ય શર્તો વગેરે પ્રમાણે સહીહ હોય. વેચનાર વસ્તુથી કોઈનો કોઈપણ પ્રકારનો હક્ક સબંધિત ન હોય. અને વેચનાર-ખરીદનાર બન્નેવમાંથી કોઈનો કોઈપણ પ્રકારનો ઈખ્તિયાર પણ બાકી ન રહે.

**નાફિઝ ગેરલાઝિમ :**

જે પોતાના અસલ અને ગુણ અર્થાત્ વેપારની શર્તો ઉપર બન્નેવ પ્રકારે સંપૂર્ણ રીતે દુરૂસ્ત હોય. પરંતુ વેપારી-ખરીદનારમાંથી કોઈ એકના ખિયારને લઈ તાત્કાલિક લાઝિમ અને જરૂરી ન હોય. જેમકે ૧૦૦ રૂપિયાના બદલામાં કોઈ કિતાબ ખરીદવામાં આવે. અને કોઈ નામુનાસિબ શર્ત ન લગાડવામાં આવે. ખરીદનાર કિતાબ સારી રીતે જોઈ ચૂક્યો હોય, તેની ખામીઓથી વાકેફ થઈ ચૂક્યો હોય, તે છતાં કિતાબ ખરીદવા તૈયાર થયો હોય, તો આ સોદો સહીહ-દુરૂસ્ત થઈ ગયો. કારણકે શરીઅતની વિરૂધ્ધ કોઈ શર્ત લગાડવામાં નથી આવી. બન્નેવની સંપૂર્ણ રજામંદી છે. માટે આ સોદો પરિપૂર્ણ થઈ ગયો છે. અને બન્નેવમાંથી કોઈ એકને પણ સોદો રદ કરવાનો

અખ્તિયાર નથી. માટે સોદો પાક્કો (લાઝિમ) થઈ ગયો. અને જો બન્નેવમાંથી કોઈ એક વિચારવા માટે મોહલત માંગે તો આ સોદો સહીહ નાફિઝ થશે, પરંતુ મોહલતને કારણે લાઝિમ થશે નહીં.

**મૌકૂફ સોદો :**

જે સોદામાં વેચાનાર વસ્તુથી કોઈનો હક્ક સબંધિત હોય, જેમકે નાબાલિગ અને કમસમજ બાળક કોઈ વસ્તુ વેચી નાંખે, તો આ સોદો તેના બાપની પરવાનગી ઉપર મૌકૂફ (અટકેલો) રહેશે. એટલા માટે કે નાબાલિગ-નાસમજ બચ્ચાના માલમાં વાલી તરીકે તેના બાપને અધિકાર છે. (મૌકૂફ સોદાના ૩૦ થી વધુ પ્રકારો છે.) આ પ્રકારો તો જાઈઝ સોદાના હતા.

નાજાઈઝ સોદાના પણ ત્રણ પ્રકાર છે : (૧) બાતિલ (૨) ફાસિદ (૩) મકરૂહ.

**મકરૂહ સોદો :**

જે સોદો પોતાની અસલના એઅતેબારથી સહીહ હોય, પરંતુ કોઈ બાહ્ય વાત જેમકે જગ્યા અથવા વખતને લઈ નાપસંદ હોય. જેમકે મસ્જિદમાં સોદો કરવો અથવા જુમ્આની અઝાન થઈ ગયા બાદ પણ લેવડદેવડ કરવી.

**બાતિલ સોદો :**

બાતિલ સોદો તેને કહે છે, જેમાં વેચાનાર વસ્તુ શરઈ રીતે પોતાની અસલથી જ સહીહ ન હોય. જેમકે કોઈ મુસલમાન સુવ્વર (ડુક્કર)નો વેપાર કરે તો તે બાતિલ સોદો છે. કારણકે સુવ્વર મુસલમાનના હકમાં માલ જ નથી. આ પ્રમાણેનો સોદો પોતાના પાયા અને સ્થંભથી જ મના છે.

**ફાસિદ સોદો :**

જે સોદો પોતાની અસલ (વેચાનાર વસ્તુ)ના આધારે તો સહીહ હોય, પરંતુ બીજા કોઈ કારણસર તેમાં ફસાદ પેદા થઈ જાય. જેમકે

ખરીદનાર અથવા વેચનાર પોતાના તરફથી કોઈ એવી શર્ત લગાડે, જેમાં તેનો ફાયદો હોય.

કિંમત અને ભાવ પ્રમાણે સોદાના ચાર પ્રકાર છે : (૧) વઝઈય્યહ (૨) તવલિયહ (૩) મુરાબહા (૪) મુસાવમા.

**વઝઈય્યહ** : વઝઈય્યહનો ભાવાર્થ એ કે, વેપારી પોતાની ખરીદ કિંમત જણાવી તેનાથી ઓછી કિંમતે વસ્તુ વેચી દે. જેમકે દસ રૂપિયામાં ખરીદેલ વસ્તુ આઠ રૂપિયામાં વેચી દે.

**તવલિયહ** : જે કિંમતે વસ્તુ ખરીદી, એ જ કિંમતે (પડતર ભાવે) કિંમત જણાવી વસ્તુ વેચી દે.

**મુરાબહા** : જે કિંમતે વસ્તુ ખરીદી, તે જણાવી તેના ઉપર નફો લઈ વસ્તુ વેચવી. જેમકે દસ રૂપિયામાં ખરીદીને પંદર રૂપિયામાં વેચવી.

**મુસાવમા** : જેમાં પડતર કિંમત જણાવ્યા વગર વેચનાર-ખરીદનાર સોદો કરે. ચાહે નફા-નુકસાનથી વેચે અથવા પડતર કિંમતે વેચે. મતલબ કે પહેલા ત્રણ પ્રકારના સોદા-ઓમાં પડતર કિંમતનો ઉલ્લેખ કરી સોદો થાય છે, જ્યારે મુસાવમામાં ખરીદ-પડતર કિંમતનો કોઈ ઉલ્લેખ થતો નથી.

**વેચાનાર વસ્તુ (મબીઅ)ના આધારે સોદાના પ્રકારો :**

વસ્તુ (મબીઅ)ના આધારે સોદાના ત્રણ પ્રકાર છે : (૧) મુકાયઝા (૨) સર્ફ (૩) મુતલક સોદો.

**મુકાયઝા** : મુકાયઝાનો અર્થ એ કે, ખરીદનાર-વેચનાર બન્નેવ તરફથી કિંમત અને વસ્તુ સામાન સ્વરૂપે હોય. સોના-ચાંદી (જેને શરીઅત કિંમત અને ભાવ સમજે

છે) અથવા રકમ (નાણું) ન હોય. જેમકે ચોખાના બદલામાં ઘઉં વેચવા.

**સર્ફ** : તે સોદાને કહેવામાં આવે છે, જેમાં સોનાના બદલામાં સોનુ, ચાંદીના બદલામાં ચાંદી અથવા નાણાંના બદલામાં નાણું વેચવામાં આવે. આ સોદામાં જરૂરી છે કે, ખરીદનાર-વેચનાર બન્નેવ તરફથી વસ્તુ અને કિંમતની અદાયગી (હવાલો) એક જ બેઠકમાં થાય. કોઈના તરફથી ઉધાર ન હોય. અને જો બન્નેવ વસ્તુ એક જ પ્રકારની હોય, જેમકે સોનાના બદલામાં સોનુ, તો બન્નેવનો વજન પણ બરાબર હોવો જરૂરી છે. અને એક દેશના નાણા (કરન્સી)ના બદલામાં તે દેશનું જ નાણું હોય તો તેમાં પણ સરખી રકમ હોવી જરૂરી છે. જો બે દેશોની કરન્સી હોય તો તેમાં વધારે-ઓછી રકમથી વેચવી જાઈઝ છે.

**મુતલક સોદો** : સામાનનો સોદો નાણાનાં બદલામાં હોય.આ સોદો રોજીંદા જીવનવ્યવહારમાં થતો રહે છે.

**મુદ્દતના આધારે સોદાના પ્રકારો :**

(૧) સલમ (૨) બૈએ મુઅજ્જલ.

વેપાર-સોદામાં અસલ તો એ જ છે કે, ખરીદનાર-વેચનાર બન્નેવ વસ્તુ તથા કિંમત તરત જ સુપુર્દ કરી દે. કોઈના તરફથી ઉધાર ન હોય. પરંતુ માનવીય જરૂરતોને લઈ શરીઅતે ઉધારની પણ ગુંજાઈશ આપી છે. માટે જો કિંમત રોકડ દેવામાં આવે અને વસ્તુ ઉધાર રાખવામાં આવે. એક મુદ્દત પછી વસ્તુ સોંપવાની હોય તેવા સોદાને ‘‘સલમ’’ કહેવામાં આવે છે. અને જો વસ્તુ તાત્કાલિક સોંપવાની હોય, પરંતુ કિંમત ઉધાર રાખવામાં આવે તો તેને બૈએ મુઅજ્જલ (ઉધાર સોદો) કહેવામાં આવે છે.

## વેપારની નાજાઈઝ રીતો :

હદીષ શરીફમાં ખાસ કરીને એવા બધા જ વેપારથી રોકવામાં આવ્યા છે, જેમાં વેપાર શંકાવાળો હોય. અને જેમાં સોદો ફોગ થઈ જવાનો ચોક્કસ ડર હોય. એવા વેપારને ‘‘ધોકાનો વેપાર’’ કહેવામાં આવે છે. જેમકે કિંમત-ભાવ નક્કી ન હોવો, વસ્તુ ચોક્કસ ન હોવી અથવા તેના માપ-તોલ વગેરેનો અંદાજો ન હોય. વસ્તુ હવાલે કરવાની મુદત નક્કી ન હોય. વસ્તુ અથવા કિંમતની સલામતી શંકાશીલ હોય. જેમકે ઉડતા પક્ષીઓ તથા પાણીમાં તરતી માછલીઓ, જેમને પકડવું શક્ય ન હોય, તેમનો સોદો બૈએ ગરર (ધોકાનો સોદો) છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના યુગમાં અમૂક ધોકા અને શંકાવાળા સોદા થતા હતા. જેનાથી આપે રોક્યા હતા. આજે પણ એનાથી મળતા ઘણા સોદાઓ થઈ રહ્યા છે. માટે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના યુગના વેપાર જેનાથી આપે રોક્યા તેમનું ટૂંકમાં વર્ણન કરૂં છું.

## ગર્ભના ગર્ભનો વેપાર :

હદીષ શરીફમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે હમલ (ગર્ભ)ના હમલ (ગર્ભ)ના વેપારથી મના ફરમાવ્યું. આ હદીષ શરીફના વિવરણમાં મુહદ્દિષીનના અલગ-અલગ મંતવ્યો છે. અમૂકે એમ ફરમાવ્યું કે, એક વસ્તુનો સોદો થતો હતો અને તેની કિંમત અદા કરવાની મુદતમાં ખરીદનાર એમ કહેતો હતો કે મારી આ ગાભણ ઉંટણી બચ્ચુ પેદા કરે, અને તેનાથી જે બચ્ચુ પેદા થાય, તે જ્યારે મોટું થઈ ગર્ભ ધારણ કરે ત્યારે તને કિંમત અદા કરીશ.

બીજુ મંતવ્ય એ છે કે, આ પ્રમાણે કહીને મુદતનો સમયગાળો વર્ણન કરવાનો હેતુ નથી, બલ્કે આ ઉંટણીનું ગર્ભ પેદા થઈ મોટું થઈ જ્યારે ગર્ભ ધારણ કરશે ત્યારે તેને આટલી કિંમતમાં વેચીશ.

પ્રથમ મંતવ્ય પ્રમાણે કિંમત અદા કરવાની મુદતનો ચોક્કસ

સમય નક્કી નથી. એટલે બન્નેવ વચ્ચે ભવિષ્યમાં કિંમત અદા કરવા વિશે ઝઘડો થવાની શક્યતા છે. અને બીજા મંતવ્ય પ્રમાણે જે વસ્તુ (ગર્ભના ગર્ભ)નો સોદો થઈ રહ્યો છે, તેનું અસ્તિત્વ જ નથી. કારણ કે હજુ તો ઉંટણીનો ગર્ભ છે. તેનાથી નર કે નારી શું પેદા થશે તેની ખબર નથી. અને નારી થયા બાદ પણ તેનાથી નર કે નારી પેદા થાય, તેની કોઈ ખબર નથી. અને સાથે તેમનો બન્નેવનો હાલમાં વજૂદ જ નથી.

**બૈએ મુલામસા :**

આ પણ જાહિલિય્યતનો સોદો છે. તેની વિગત વિશે પણ મુહદ્દિષોમાં મતભેદ છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે બૈએ મુલામસાથી રોક્યા છે. એનો એક અર્થ એ કે, એક કપડું બીજા કપડામાં લપેટી દીધુ છે. તેને વેચવામાં આવી રહ્યું છે અથવા રાતના અંધારામાં કપડું દેખાય ન શકતુ હોય. ગ્રાહક તેને આ જ હાલતમાં પકડે અને વેપારી કહે કે મેં તને આ કપડું એ શર્તે વેચ્યું કે તને કપડું જોવાનો અધિકાર નથી. આ પકડવાને જ ફક્ત જોઈ લેવુ સમજવામાં આવે.

બીજુ મંતવ્ય એ કે, ગ્રાહક અને વેચનાર આ કપડું પકડવાને જ સોદો પાક્કો થઈ ગયેલ સમજે. મોઢાથી કાંઈ જ ન બોલે.

ત્રીજું એ કે, વેચનાર આ શર્ત લગાડે કે ગ્રાહક આ કપડું પકડવાથી જ સોદો પાક્કો થઈ જશે. પાછળથી સોદો રદ કરવાનો કોઈ અધિકાર ગ્રાહકને નહીં મળશે. ત્રણેવ પ્રકારની સુરતોમાં આ સોદાની મનાઈ રહેશે.

**બૈએ મુનાબઝા** (કપડું ફેંકવાથી જ સોદો પાકો થઈ જવો) **:**

મુનાબઝાનો અર્થ ફેંકવું થાય છે. તેમાં પણ બૈએ મુલામસાની જેમ ત્રણ મંતવ્યો છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે બૈએ મુનાબઝાથી પણ મના ફરમાવ્યું છે. અર્થાત્ (૧) વેચનાર તરફથી

કપડું ફેંકવાને જ સોદો પાક્કો થવાની નિશાની સમજવામાં આવે, ગ્રાહકને જોવાનો અધિકાર ન હોય. (૨) મોઢાથી સોદો કહેવાની જગ્યાએ ફક્ત કપડું ફેંકવાને જ વેપારી તથા ગ્રાહક તરફથી (ઈજાબો કુબૂલ) ઓફર સ્વીકાર સમજી લેવામાં આવે. ગ્રાહકને રદ્ કરવાનો અધિકાર ન મળી શકે.

**બૈએ હસાત** (કાંકરી મારવાથી જ સોદો પાકો થઈ જવો) :

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કાંકરી મારવાથી સોદો પાક્કો થઈ જવાને પણ નાપસંદ કરી તેનાથી મના કર્યું છે. આની પણ અલગ-અલગ સુરતો જાહિલિય્યતમાં હતી.

(૧) વેચનાર ખરીદારથી કહે કે, જો ખરીદ-વેચાણની વાતચીત દરમ્યાન હું કાંકરી ફેંકુ તો સોદો પાક્કો થઈ જશે. અને તમારે વસ્તુ ખરીદવી જ પડશે.

(૨) વેચનાર ગ્રાહકથી કહે કે, તમે કાંકરી ફેંકો. જે વસ્તુ ઉપર પડે તે વસ્તુ હું તમને વેચીશ.

(૩) વેચનાર ગ્રાહકથી કહે કે, જમીનના આ હિસ્સાથી કાંકરી ફેંકો, જ્યાં જઈને કાંકરી પડે, ત્યાં સુધીની જમીન મેં તમને વેચી.

**બૈએ મુઝાબના-મુહાકલા :**

ખરીદ-વેચાણની અમૂક સુરતોમાં વ્યાજની શંકા રહે છે. તેનાથી પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે મનાઈ ફરમાવી છે. તેમાંથી જ મુઝાબના અને મુહાકલા પણ છે.

**મુઝાબના :** ઝાડ ઉપર લાગેલા ફળોના બદલામાં તે જ ઝાડના તોડેલા ફળો વેચવાને મુઝાબના કહેવામાં આવે છે.

**મુહાકલા :** ખેતરમાં ઉગેલા ઘઉં કે જવના ડુંડા કે કંટીમાં રહેલા ઘઉં કે જવના બદલામાં તેમાંથી કાઢી નાંખેલા ઘઉં કે જવ વેચવાને મુહાકલા કહેવામાં આવે છે.

મનાઈનું કારણ એ છે કે, ઘઉં-ઘઉં તથા ખજૂર-ખજૂરની જાત બન્નેવ એક છે. અને અંદાજા (અટકળ)થી વેચવામાં એક તરફ વધારો-ઘટાડો થવાની શક્યતા છે. અને ઘઉંથી ઘઉંના સોદામાં એક જાત હોવાને લઈ વધારો-ઘટાડો જાઈઝ નથી. આ વ્યાજુ વહેવારની તે વસ્તુઓમાંથી છે, જેમના વિશે હદીષ શરીફમાં મના ફરમાવવામાં આવ્યું છે. *(બુખારી શરીફ : ભાગ-૨, પેજ-૧૫, તિરમિઝી : ભાગ-૧, પેજ-૨૩૨)*

**શહેરીનો ગામડાવાસી માટે સોદો કરવો :**

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, શહેરી ગામડાવાસી માટે તેની વસ્તુ લઈ પોતે ન વેચે. (બલ્કે ગામડાવાસી માર્કેટમાં આવીને પોતાનો માલ વેચે) લોકોને ધંધો કરવાની ખુલ્લી છૂટ આપવામાં આવે. અલ્લાહપાક એકને બીજાથી રોઝી આપે છે. *(તિરમિઝી શરીફ : ભાગ-૧, પેજ-૨૩૨)*

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના સમયમાં લોકોનો આ ધંધાકિય રિવાજ હતો કે, ગામડામાંથી કોઈ પોતાનો માલ લઈ શહેરમાં વેચવા આવતો હતો, તો શહેરના તેના સબંધી કે હિતેચ્છુ લોકો એમ કહેતા કે હમણાં બજારમાં ભાવ સારો નથી. તમોને યોગ્ય કિંમત મળશે નહીં. માટે હમારી પાસે માલ મૂકીને જાવ. જ્યારે ભાવ વધશે, ત્યારે હમો વેચીને તમોને સારો ભાવ અપાવીશું.

આ સુરત મકરૂહ છે. પરંતુ ત્યારે મકરૂહ ગણાશે, જ્યારે મોંઘવારી હોય અને શહેરીજનોને આ વસ્તુની જરૂરત પણ હોય. જો આ પ્રમાણે મોંઘવારી તથા જરૂરત ન હોય તો પછી મકરૂહ ગણાશે નહીં. *(નયલુલ્અવતાર : ભાગ-૫, પેજ-૧૬૪)*

**તલક્કીએ જલબ :**

બહાર ગામડામાંથી વેપારી માલ લઈને આવે અને શહેરના વેપારીઓ તેમના શહેરમાં પ્રવેશ પહેલાં જ તેમને મળી તેમની પાસેથી માલ ખરીદી લે, તેને તલક્કીએ જલબ કહેવામાં આવે છે.

આ સુરતની પણ હદીષ શરીફમાં મનાઈ કરવામાં આવી છે.

*(તિરમિઝી શરીફ : ભાગ-૧, પેજ-૨૩૨)*

મનાઈનું એક કારણ તો એ છે કે, આ પ્રકારના સોદામાં શહેરી વેપારીઓ જૂઠ બોલી બહારથી આવનાર વેપારીઓને એમ કહે છે કે, શહેરમાં મંદી છે, આ વસ્તુનો ભાવ આટલો જ ચાલે છે. આ પ્રમાણેની વાતો કરી તેમની પાસેથી ઓછા ભાવે વસ્તુ લઈ પોતે વધુ ભાવે લોકોને વેચે છે. આના કારણે સંગ્રહખોરીનો રિવાજ વધે છે, અને સામાન્ય લોકોને આ વસ્તુઓ ઘણા મોંઘા ભાવે ખરીદવી પડે છે. એટલા જ માટે હદીષ શરીફમાં આપે ફરમાવ્યું કે, જો આ પ્રમાણે શહેરી વેપારીએ ગામડાના વેપારી-ખેડૂતને ધોકો આપી સસ્તા ભાવે માલ લઈ લીધો, અને ગામડાના વેપારીને બજારમાં જઈ ખબર પડી કે મારી સાથે ધોકો કરવામાં આવ્યો છે, તો તે આ સોદો રદ કરી શકે છે. *(તિરમિઝી શરીફ, ફત્હુલ્બારી : ભાગ-૪, પેજ-૩૭૪)*

### નજશ (ધોકો) :

એક વ્યક્તિ વસ્તુ-માલ ખરીદવાનો ઈરાદો ધરાવતી નથી, પરંતુ કિંમત વધારીને બોલી રહ્યો છે, જેથી બીજા ખરીદનાર વધારે કિંમત આપી વસ્તુ લઈ લે અને ધોકો ખાય. આ પ્રમાણે સોદા કરવાથી હદીષ શરીફમાં મના કરવામાં આવ્યું છે. આ પ્રમાણેના સોદામાં ધોકો આપનાર ગુનેહગાર થશે. જો કે સોદો સહીહ થયેલ ગણાશે.

*(રહમતુલ્ઉમ્મત : પેજ-૧૮૨)*

### બૈએ મુઝાયદહ (હરાજી) :

બૈએ નજશની જેમ (જાહેર દષ્ટિએ) એક સોદો હરાજીનો છે, પરંતુ હદીષ શરીફમાં આ પ્રમાણે સોદાની પરવાનગી આપવામાં આવી છે. બલ્કે ખુદ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એક ગરીબ સહાબી (રદી.)ની વસ્તુઓ (કોથળો અને પ્યાલુ) લઈ બોલી લગાડી. એક ભાઈ એક દિરહમ આપવા તૈયાર થયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એનાથી વધુની અવાજ લગાડી. બીજા ભાઈએ

બે દિરહમ કહ્યા, તો આપે ﷺ તેમને આ વસ્તુઓ વેચી.

(બુખારી શરીફ : ભાગ-૨, પેજ-૧૨, તિરમિઝી શરીફ : ભાગ-૧, પેજ-૨૩૧)

**બૈઆના (બિયાણુ) :**

આપ ﷺએ આ સોદાથી પણ મનાઈ ફરમાવી છે. (હુજ્જતુલ્લાહિલ્બાલિગહ : ભાગ-૨, પેજ-૧૦૦) આ સોદાની સુરત એ છે કે, ખરીદનાર કિંમતનો અમૂક હિસ્સો અદા કરી દે, અને વાયદો કરે કે જો તે રકમ અદા ન કરે તો તેની આ રકમ તે પાછી માંગશે નહીં. આમાં જુગારની સૂરત હોવાને લઈ હદીષ શરીફમાં મનાઈ ફરમાવી છે. કિંમતના એક ભાગરૂપે તથા સોદો પાકો કરવા એડવાન્સમાં બાનાખત કરાવવાની મનાઈ નથી, શર્તની મનાઈ છે.

**બૈએ ઈચના :**

કર્જ ઉપર નફો કમાવાની આ એક યુક્તિ (હીલો) છે. તેની સુરત એ છે કે, એક વ્યક્તિ બીજી વ્યક્તિ પાસે ૧૦૦ રૂપિયા કર્જ માંગે, કર્જ આપનાર વ્યક્તિ નફા વગર આ કર્જ આપવા તૈયાર નથી. માટે તે એવી યુક્તિ કરે કે કોઈ સામાન બજારમાં ૧૦૦ રૂપિયામાં મળતો હોય તે કર્જ લેનારને ૧૨૦ રૂપિયામાં વેચે. અને કર્જ લેનાર બજારમાં જઈ આ વસ્તુ ૧૦૦ રૂપિયામાં વેચી ૧૦૦ રૂપિયા મેળવી પોતાની જરૂરત પૂરી કરે. અને પછી સામાનના ૧૨૦ રૂપિયા કર્જ આપનારને અદા કરે. આ પ્રમાણે વેચનાર ૨૦ રૂપિયાનો ફાયદો પ્રાપ્ત કરી લે. કર્જ લેનારની જરૂરત પણ (૧૦૦ રૂપિયાની) પૂરી થઈ જાય, અને વ્યાજ પણ નહીં કહેવાશે.

ઈમામ અબૂ હનીફા (રહ.) આ સૂરતને નાજાઈઝ ઠેરવે છે. કારણકે આમાં ચોર દરવાજાથી વ્યાજ લેવામાં આવી રહ્યું છે.

ઈસ્લામે વ્યાજની જગ્યાએ એકબીજાને સ્વૈચ્છિક રીતે કર્જ આપવાની ભાવના જન્માવી છે. અને કર્જ આપવાનો સવાબ પણ ઘણો દર્શાવ્યો છે. તેની જગ્યાએ આ પ્રકારના હીલાઓ મારફતે માલદારોને ગરીબોનું આર્થિક શોષણ કરવાનું બહાનુ મળશે.

**કોઈના સોદા ઉપર સોદો કરવો :**

એક વ્યક્તિ બીજી વ્યક્તિ સાથે કોઈ સોદો કરી રહી છે. ત્રીજી વ્યક્તિ તે બન્નેવના સોદામાં દખલગીરી કરી પોતાની સાથે સોદો કરવા પ્રથમ વ્યક્તિને વાત કરે. જેને ભાવ ઉપર ભાવ કરવાનું કહેવામાં આવે છે. હદીષ શરીફમાં આનાથી રોકવામાં આવ્યું છે. પરંતુ જો પ્રથમ સોદો સંપૂર્ણ ફોગ થઈ ગયો હોય, બન્નેવની વાતચીત બંધ થઈ ગઈ હોય, અને ત્યારબાદ ત્રીજી વ્યક્તિ સોદો કરવા માંગે તો જાઈઝ છે. નાજાઈઝ ત્યારે ગણાશે, જ્યારે બન્નેવ વ્યક્તિઓ વચ્ચે સોદો હજુ ચાલતો હોય.

**બૈએ મુસરરાત** (દૂધ આપતા પશુઓમાં ધોકો આપવો) **:**

દૂધ આપતા પશુઓની કિંમત વધારે લેવા માટે લોકો તેમનું દૂધ દોહવાથી કંઈ કંઈ દિવસો સુધી રોકી રાખતા હતા, ત્યારબાદ ખરીદનારને ધોકો આપતા હતા કે હમારૂ જાનવર આટલુ દૂધ આપે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે આ પ્રકારની હરકતોથી મનાઈ ફરમાવી. *(બુખારી શરીફ : ભાગ-૧, પેજ-૧૨)*

**બૈએ તઆતી** (શાબ્દિક ઉચ્ચાર વગર ખરીદ-વેચાણ) **:**

તઆતીનો અર્થ એકબીજાને આપવાનો છે. વેપારમાં અસલ મસ્અલો તો એ જ છે કે, મૌખિક રીતે ખરીદનાર-વેચનાર દરમ્યાન શબ્દોની હેરફેર થાય. એક તરફથી શબ્દોમાં ઓફર અને બીજા તરફથી તેના જવાબમાં સ્વીકાર થાય. પરંતુ અલ્લાહપાકે એ પણ સહુલત આપી કે શબ્દોમાં ઉચ્ચાર કર્યા વગર અમલી સ્વરૂપે ખરીદ-વેચાણ થઈ જાય. જેમકે એક વ્યક્તિ દસ રૂપિયા આપી દુકાનદારથી પેન ખરીદી લે, બન્નેવ તરફથી શબ્દોમાં કોઈ ઉચ્ચાર ન કરવામાં આવે, તો પણ સોદા સહીહ થઈ જશે. *(કસ્તલાની : ભાગ-૩, પેજ-૧૦૨)*

**બૈએ વફા :**

ખરીદ-વેચાણની આ રીત આપ સલ્લલ્લાહુ અલયહિ

વસલ્લમના યુગમાં ન હતી, પાછલા યુગમાં અસ્તિત્વમાં આવી. એની સુરત એ છે કે, દા.ત. એક માણસ કોઈ વસ્તુ બીજા માણસને એક હજાર રૂપિયામાં વેચે, અને આ વાત નક્કી થાય કે વેચનાર પાસે જો હજાર રૂપિયા આવી જાય, અને તે આ હજાર રૂપિયા ખરીદનારને આપી દે, તો ખરીદનાર પેલી ખરીદેલ વસ્તુ તેને પાછી આપી દે. મતલબ કે અસલ હેતુ બીજા પાસેથી એક હજાર રૂપિયા કર્જ લેવુ હતું. પરંતુ જો એક હજાર રૂપિયા કર્જ લઈ તેના બદલામાં વસ્તુ ગિરે મૂકે તો ગિરે રાખનાર માટે શરઈ દ્દષ્ટિએ આ વસ્તુથી ફાયદો ઉઠાવવો જાઈઝ નથી. કારણકે કર્જ આપનારે ગિરોની વસ્તુથી ફાયદો ઉઠાવવો શરઈ રીતે વ્યાજ ગણાશે. એટલા માટે આ કર્જ વેપારના નામે આપ્યું. આ સોદાને બૈએ વફા એટલા માટે જ કહેવામાં આવે છે કે, તેમાં ખરીદનાર તરફથી વેચનારને વાયદો કરવામાં આવે છે કે, જ્યારે વેચનાર પૈસા આપી દેશે, ત્યારે તેની વસ્તુ પાછી આપી પોતાનો વાયદો પૂરો કરશે.

આ સોદો અસલમાં તો ગિરવીની જ સુરત છે. અમૂક ઉલમાએ લોકોના રિવાજને લઈ તેને જાઈઝ કહી તેની ઈજાઝત આપી છે. પરંતુ અલ્લામા શામી (રહ.)એ ઘણા બધા ઉલમાના હવાલાથી એને ગિરવી બતાવી છે. અને ગિરવીની વસ્તુથી ખરીદારે ફાયદો ઉઠાવવાને નાજાઈઝ લખ્યુ છે. *(શામી : ભાગ-૭, પેજ-૪૫૬)*

માટે બેહતર છે કે, આ પ્રમાણેનો બનાવટી સોદો જ ન કરવામાં આવે. કારણકે ગિરવી માલથી નફો ઉઠાવવો વ્યાજના વર્તુળમાં શામેલ છે. અને લોકોના રિવાજથી વ્યાજ વગેરે શરઈ હરામ વસ્તુઓ હલાલ થતી નથી.

**નોટ અને પરચૂરણનો સોદો :**

આજકાલ લોકો રૂપિયો અને મોટી રકમોનું પરચૂરણ તથા નાની-મોટી નોટોના બદલામાં અમૂક પૈસા વધારે લે છે. આ બિલ્કુલ જાઈઝ નથી, બલ્કે ખુલ્લુ વ્યાજ છે. કારણકે આ સમન (કિંમત)ના

બદલામાં કિંમત લેવાઈ રહી છે. જેને શરઈ ભાષામાં બૈએ સર્ફ કહેવામાં આવે છે. જેમાં બન્નેવમાંથી એક તરફથી પણ વધારો લેવો જાઈઝ નથી. *(કુદૂરી : પેજ-૮૫)*

**વેપારમાં વપરાતા શબ્દો (પરિભાષાઓ)ની છણાવટ :**

**અક્દ** ***(Contract)*** **:**

**અર્થ** : કરાર, ઠેકો, કોન્ટ્રાકટ.

**વ્યાખ્યા** : જ્યારે બે માણસો પરસ્પર કોઈક લેવડદેવડ, વ્યવહાર કે સોદો *(Transaction)* કરે ત્યારે એ લેવડદેવડ, વ્યવહાર કે સોદાને 'અક્દ' કહેવામાં આવે છે.

**આકિદ** ***(Contractor)*** **:**

**અર્થ** : કરાર કરનાર, ઠેકેદાર, કોન્ટ્રાકટર.

**વ્યાખ્યા** : લેવડદેવડ, વ્યવહાર કે સોદો કરનારા બે પક્ષકારો પૈકીના એક પક્ષકાર (કરાર કરનાર)ને આકિદ અને બન્નેને ''આકિદૈન'' કહેવામાં આવે છે.

**મજલિસે અક્દ** ***(Place of Contract)*** **:**

**અર્થ** : કરારનું સ્થળ.

**વ્યાખ્યા** : જે સ્થળે આ કરાર થાય છે, તે સ્થળને ''મજલિસે અક્દ'' અથવા ''મ-હલ્લે અક્દ'' કહેવામાં આવે છે.

**અક્દે બૈઅ** ***(Contract of Sale)*** **:**

**અર્થ** : વેચાણ કરાર.

**વ્યાખ્યા** : ખરીદ-વેચાણનો કરાર કે સંધિ.

**બાએઅ** ***(Vender, Saller)*** **:**

**અર્થ** : વિક્રેતા, વેચાણકર્તા.

**વ્યાખ્યા** : (કોઈ ચીજ-વસ્તુનું) વેચાણ કરનાર.

**મુશ્તરી** ***(Buyer, Purchaser) :***

**અર્થ** : ગ્રાહક, ઘરાક.

**વ્યાખ્યા** : ચીજવસ્તુની ખરીદી કરનાર.

**મબીઅ** ***(Sold goods) :***

**અર્થ** : વેચેલો માલ.

**વ્યાખ્યા** : એ વસ્તુ, જે વેચી દેવામાં આવી હોય.

**સમન** ***(Price) :***

**અર્થ** : કિંમત, મૂલ્ય.

**વ્યાખ્યા** : ખરીદી કરનાર ચીજ-વસ્તુ (મબીઅ)ની અવેજમાં જે કોઈ વસ્તુ ચૂકવવાનો કરાર કરે તે.

**કિંમત** ***(Rate) :***

**અર્થ** : દર, ભાવ.

**વ્યાખ્યા** : કોઈપણ વસ્તુનો બજારમાં પ્રવર્તમાન દર કે ભાવ.

**માલે મુ-ત-કવ્વમ :**

**વ્યાખ્યા** : રોજિંદા વ્યવહાર કે શરીઅતમાં જેનું કોઈ મૂલ્ય હોય તે માલ.

**ઈજાબ** ***(Offer) :***

**અર્થ** : પ્રસ્તાવ, દરખાસ્ત.

**વ્યાખ્યા** : લેવડદેવડ, વ્યવહાર કે સોદા વખતે પ્રથમ કરવામાં આવતી રજૂઆત.

**કબૂલ** ***(Acceptance) :***

**અર્થ** : સ્વીકાર, સ્વીકૃતિ.

**વ્યાખ્યા** : દરખાસ્ત મૂકાયા પછી સામાવાળાની સ્વીકૃતિ. પ્રસ્તાવ રજૂ થયા પછી સામાવાળાની મંજૂરી.

**બૈઅ** ***(Sale)*** **:**

**અર્થ** : વેચાણ, વિક્રય.

**વ્યાખ્યા** : કોઈ એક માલનું બીજા માલના અવેજમાં કરવામાં આવતુ વિનિમય.

**બૈઅ (વેચાણ)ના પ્રકાર** ***(Types of Sale)*** **:**

બૈઅના પ્રકારો નીચે મુજબ છે :

**બૈએ મુકાયઝા** ***(Barter)*** **:**

**અર્થ** : વસ્તુ વિનિમય.

**વ્યાખ્યા** : કોઈ એક ચીજવસ્તુ કે માલ *(Goods)*ને બીજી કોઈ ચીજ-વસ્તુ કે માલ *(Goods)*ના અવેજમાં વેચવી તે.

**બૈઅ (વેપાર) :**

**વ્યાખ્યા** : કોઈપણ ચીજ-વસ્તુને નાણા *(Money)* એટલે પ્રવર્તમાન ચલણી નાણા *(Currency)*ના અવેજમાં વેચવી. સામાન્ય રીતે ફક્ત ''બૈઅ'' શબ્દ ખાસ આના માટે જ પ્રયોજાય છે.

**બૈએ સર્ફ** ***(Changing of Money)*** **:**

૧. સોનાની અવેજમાં સોનાનું વેચાણ.

૨. નાણાની અવેજમાં નાણાનું વેચાણ.

**બૈએ મુસાવમા** ***(Bargaining Sale)*** **:**

જેના પર સંમતિ સધાઈ હોય તે કિંમતે વસ્તુનું વેચાણ કરવું. તાજેતર વ્યવહારમાં આ પ્રકારના સોદાઓનું જ સૌથી વધારે ચલણ છે.

**બૈએ મુરાબહા** ***(Sales on Cost Plus)*** **:**

વસ્તુની પડતર કિંમત કે ખરીદ કિંમત જણાવ્યા પછી વધારાના

કેટલાક નફા સાથે વસ્તુનું વેચાણ કરવું.

**બૈએ ત-વલ્લિયા *(Sale on Loss)* :**

વસ્તુની ખરીદ કિંમત કે પડતર કિંમત જણાવીને એ જ કિંમત કે પડતરના બદલે વસ્તુનું વેચાણ કરવું.

**બૈએ વઝીઅહ *(Sale on Loss)* :**

વસ્તુની ખરીદ કિંમત કે પડતર કિંમત જણાવીને તેના કરતાં ઓછી કિંમતે વસ્તુનું વેચાણ કરવું.

**બૈઅ-વ-શિરા :**

એટલે કે ખરીદ-વેચાણના બે પ્રકાર છે : એક તો એ કે, જે મુન્અકિદ (નિર્ધારિત) અને બીજી જે નિર્ધારિત ન હોય. પછી બૈએ મુન્અકિદ (એટલે નિર્ધારિત સોદા)ના ચાર પ્રકાર છે :

(૧) સહીહ *(Valid)* માન્ય કાયદેસર.

(૨) ફાસિદ *(Invalid)* અમાન્ય કે ગેરકાયદેસર.

(૩) નાફિઝ *(Effective)* અસરકારક કે અમલી.

(૪) મોકૂફ *(Deferred)* મુલ્તવી.

અને જ્યારે ખરીદ-વેચાણ મુન્અકિદ એટલે કે નિર્ધારિત ન હોય ત્યારે એવો સોદો બાતિલ એટલે કે રદબાતલ ગણાય છે. દરેકની વ્યાખ્યા નીચે પ્રમાણે છે :

**બૈએ સહીહ *(Valid Sale)* :**

**અર્થ** : કાયદેસર માન્ય વેચાણ.

**વ્યાખ્યા** : "હુવલ બૈઉલ મશરૂઅ ઝાતંવ વ વસ્ફા" એવો સોદો (ખરીદ-વેચાણ) કે જે પોતાની હકીકત અને બાહ્ય વિશેષતાઓના સંદર્ભમાં શરીઅત પ્રમાણે હોય. એટલે કે એ ન તો રદબાતલ હોય કે ન તો એમાં પરસ્પરની

અસંમતિ હોય. એમાં વિક્રેતા (બાએઅ) કિંમતનો અને ખરીદનાર (મુશ્તરી) વસ્તુનો માલિક બની જાય છે.

**બૈએ ફાસિદ** ***(Invalid Sale or Invalid Transaction)*** **:**

**અર્થ** : એટલે અમાન્ય સોદો કે ગેરકાયદેસર વેચાણ.

**વ્યાખ્યા** : "અલ બૈઉલ ફાસિદ હુવલ બૈઉલ મશ્રૂઅ અસ્લન લા વસ્ફા" એવો સોદો (ખરીદ-વેચાણ) કે જે પોતાની હકીકત (વાસ્તવિક્તા)ની રૂએ દેખીતી રીતે માન્ય હોય. પરંતુ કેટલાક બાહ્ય કારણોસર એ શરીઅતની રૂએ માન્ય કે કાયદેસરનો ન હોય. એટલે કે સોદાના આવશ્યક અંગો એટલે કે સોદાની દરખાસ્ત કે તેના સ્વીકારમાં ક્યાંક કોઈક ખામી રહી જવા પામી હોય. દા.ત. એવા સોદામાં બન્ને પક્ષકારોએ કિંમત (સમન)નો ઉલ્લેખ ન કર્યો હોય અથવા જે વસ્તુ વેચાઈ રહી છે, તે (મબીઅ) અજ્ઞાત (મજહૂલ) હોય અથવા બગીચાઓમાં ફળ આવે તે પહેલાં તેમનું વેચાણ કરવામાં આવ્યું હોય.

આવા અમાન્ય કે ગેરકાયદેસર સોદા (બૈએ ફાસિદ)માં બન્ને પક્ષકારોને સોદો (બૈઅ) ફોક કરવાનો અધિકાર રહે છે. અને શરઈ રીતે ફોક કરી કાયદેસર કરી લેવો જોઈએ. પરંતુ જો ખરીદનારે કબ્જો મેળવી લીધો હશે તો આવો સોદો અસરકારક કે અમલી *(Effective Sale or Effective Transaction)* બની જશે.

**બૈએ બાતિલ** ***(Void Sale or Void Transaction)*** **:**

**અર્થ** : રદબાતલ વેચાણ કે રદબાતલ સોદો.

**વ્યાખ્યા** : "અલ બૈઉલ બાતિલુ મા લા યસિહ્હુ અસ્લન યા'ની લા યકૂનુ મશ્રૂઅન અસ્લા" એટલે કે ખરીદ-વેચાણના આવશ્યક અંગો (પ્રસ્તાવ અને તેનો સ્વીકાર) અને ખરીદ-વેચાણની વસ્તુ (મ-હલ્લે બૈઅ) શરીઅતની રૂએ

કોઈક ખામી હોય એટલે કે કોઈ નાનું બાળક ખરીદ-વેચાણ કરે અથવા કોઈક હરામ વસ્તુની લે-વેચ થાય અથવા એવા માલની લે-વેચ થાય, જે હજી અસ્તિત્વમાં જ ન આવ્યું હોય અને તેના પર કબ્જો કરવાનું શક્ય જ ન હોય. *(શર્હુલ મજલ્લા, પેજ-૨૦૨)*

આમ, વેચાણ અર્થે મૂકવામાં આવેલી ચીજ-વસ્તુ (મબીઅ) અથવા તેના અવેજમાં ચૂકવાનારી કિંમત (સમન) પૈકી કોઈ એક હરામ હશે, ત્યારે આવો સોદો રદબાતલ ગણાશે.

### બૈએ મૌકૂફ *(Deferred Sale)* :

**અર્થ** : મોકૂફ-મુલ્તવી વેચાણ.

**વ્યાખ્યા** : કોઈ માણસની પરવાનગી વગર તેની વસ્તુનો કોઈ સોદો કરે ત્યારે માલિકની પરવાનગી પર એ સોદો મોકૂફ રહેશે અથવા કોઈ હોશિયાર છોકરો સોદો કરે ત્યારે એના વાલીની પરવાનગી પર એ સોદો મોકૂફ રહેશે.

### ફુઝૂલી *(An impertinant Fellow)* :

**અર્થ** : અવિનયી, ઉદ્ધત, અપ્રસ્તુત.

**વ્યાખ્યા** : શરીઅતની પરવાનગી સિવાય કોઈ વસ્તુ વાપરનારને ‘‘ફુઝૂલી’’ કહેવામાં આવે છે.

### બૈએ નાફિઝ *(Effective Sale)* :

**અર્થ/વ્યાખ્યા** : અમલમાં મૂકાયેલ વેચાણને બૈએ નાફિઝ કહેવામાં આવે છે. તેના બે પ્રકાર છે : (૧) બૈએ લાઝિમ (૨) બૈએ ગૈર લાઝિમ.

### બૈએ લાઝિમ *(Obligatory Sale)* :

**અર્થ/વ્યાખ્યા** : ખરીદ-વેચાણનો એ સોદો જેમાં સોદો સમાપ્ત કરવા માટેનો કોઈ જ અધિકાર પ્રાપ્ત ન હોય.

**બૈએ ગૈર લાઝિમ *(Effective Sale)* :**

**અર્થ/વ્યાખ્યા :** એ બૈએ નાફિઝ જેમાં વિક્રેતા કે ખરીદનારને સોદો સમાપ્ત કરવાનો અધિકાર પ્રાપ્ત હોય. પછી એ અધિકારો (ખિયાર)ના પણ કેટલાક પ્રકાર છે : (૧) ખિયારે શર્ત (૨) ખિયારે ઐબ (૩) ખિયારે વસ્ફ અને (૪) ખિયારે રૂ   યત.

**૧. ખિયારે શર્ત *(Right against terms and condition)* :**

**અર્થ/વ્યાખ્યા :** સોદો કરતી વખતે વિક્રેતા અને ખરીદાર બન્ને અથવા એ બન્ને પૈકીનો કોઈ એક એવી શરત મૂકી શકે છે કે, આ વસ્તુનું મેં વેચાણ કર્યું, પરંતુ આટલા નિશ્ચિત ત્રણ દિવસો સુધી મને અધિકાર છે અથવા ખરીદનાર એમ કહે કે મેં આ વસ્તુ ખરીદી એ શર્તે કે આટલા નિશ્ચિત દિવસો સુધી મને અધિકાર છે. આમ, સોદા અંગેનો અધિકાર પોતાની પાસે અનામત રાખવાની શરત કે તત્સંબંધી અધિકારને ખિયારે શર્ત કહેવામાં આવે છે. *(મજલ્લા)*

**૨. ખિયારે ઐબ *(Right against defect)* :**

**અર્થ/વ્યાખ્યા :** વિક્રેતાની જવાબદારી છે કે એ ખરીદનારને પોતાનો માલ દોષરહિત અને સ્વચ્છ સ્થિતિમાં સુપ્રત કરે. જો એ માલમાં કોઈ દોષ હોય તો ખરીદનારને જણાવી દે. ખરીદનારને એનાથી અજાણ રાખીને તેની સાથે દગો-છેતરપિંડી કરીને વસ્તુ વેચવી જાઈઝ નથી.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું છે : જે કોઈએ ધોકો આપ્યો, તે અમારામાંથી નથી. ખરીદેલી વસ્તુમાં જો ખરીદનારને કોઈ એવો દોષ જણાય કે જે એ વસ્તુના વેપારીઓ

અને નિષ્ણાતોના મતે દોષ ગણાતો હોય. અને તેના કારણે વસ્તુની કિંમતમાં ઘટાડો થઈ જતો હોય તો ખરીદનારને કેટલીક શરતો અનુસાર માલ વેપારીને પાછો આપવાનો અધિકાર છે. આ અધિકારને ખિયારે ઐબ કહેવામાં આવે છે.

### ૩. ખિયારે વસ્ફ *(Right against Description)* :

**અર્થ/વ્યાખ્યા :** કોઈ દુકાનદારે પોતાના માલના વખાણ કરી એને વેચી દીધી, પરંતુ ખરીદનારને વસ્તુ ખરીદયા પછી વેપારીએ જણાવેલી વિશેષતાઓ એમાં ન જણાય તો ખરીદનારને ખરીદેલો માલ વેપારીને પરત આપવાનો અધિકાર પ્રાપ્ત છે. આ અધિકારને ''ખિયારે વસ્ફ'' કહેવામાં આવે છે.

### ૪. ખિયારે રૂઅ્યત *(Right against appearance)* :

**અર્થ/વ્યાખ્યા :** જોયા વગર કોઈ વસ્તુ ખરીદવી કે વેચવી જાઈઝ છે. અને સોદો થઈ ગયા પછી ખરીદનારને એવો અધિકાર પ્રાપ્ત છે કે એને ખરીદેલી વસ્તુ પસંદ ન પડે તો તે સોદો સમાપ્ત કરી શકે છે. ખરીદનારને પ્રાપ્ત આ અધિકારને ખિયારે રૂઅ્યત કહેવામાં આવે છે. *(દુર્રે મુખ્તાર)*

### કબજા *(Possession)* :

**અર્થ** : કબજો, તાબો, હવાલો, ભોગવટો.

**વ્યાખ્યા :** કોઈ વસ્તુ ઉપર કબજો કરવાનો અર્થ આ છે કે, વિક્રેતા તે વસ્તુ ગ્રાહકના હાથમાં આપી દે અથવા ખરીદનારના ભોગવટામાં એવી રીતે સોંપી દે કે તે કોઈપણ અવરોધ વિના તેને ઉપાડી શકે. અને સાથે જ વિક્રેતા ગ્રાહકને એમ પણ કહી દે કે આ વસ્તુ લઈ લો.

*(શામી અને શર્હુલ મજલ્લા)*

**બૈએ નસીહ *(Sale on Credit)* :**

**અર્થ** : શાખ પર થતુ ઉધાર વેચાણ.

**વ્યાખ્યા** : ગ્રાહકની શાખને આધારે વસ્તુની કિંમત ભવિષ્યમાં ચૂકવવાની શરતે કરવામાં આવતુ ઉધાર વેચાણ.

**ઈકાલા *(Cancellation of order)* :**

**અર્થ** : સોદાની સમાપ્તિ (સોદાને ફોક-રદ કરવો).

**વ્યાખ્યા** : વિક્રેતા અને ખરીદનારની પરસ્પરની રાજીખુશીથી સોદો ફોક કરવાને ઈકાલા કહેવામાં આવે છે.

**વકાલત *(Agency)* :**

**અર્થ** : પ્રતિનિધિત્વ આપવું કે પ્રતિનિધિ બનાવવો.

**વ્યાખ્યા** : કોઈ કામ બીજાને સોંપીને તેને પોતાનો પ્રતિનિધિ બનાવવાને વકાલત કહેવામાં આવે છે. કામ સોંપનારને મુઅક્કિલ અને જેને કામ સોંપવામાં આવે તેને વકીલ *(Agent)* કહેવામાં આવે છે.

**કફાલત *(Guarantee)* :**

**અર્થ** : જામિન બનાવવો.

**વ્યાખ્યા** : કોઈ એક વ્યક્તિના શિરે જે જવાબદારી હોય એ જવાબ-દારી બીજાના શિરે નાખવી એને કફાલત કહે છે. ગુજરાતીમાં એને જામિન બનાવવું કે જામીનગીરી કહેવામાં આવે છે. જે વ્યક્તિ આ જવાબદારી સ્વીકારે છે, તેને કફીલ અને જે વ્યક્તિની જવાબદારી લેવામાં અવો તેને 'મકફૂલ અન્હુ' કહેવામાં આવે છે.

**શિરાકતદારી *(Partnership)* :**

**અર્થ** : ભાગીદારી.

**વ્યાખ્યા** : **Parnership is the relation between the persons**

who were agreed to share the profit of a business carried one by all or one of them. કોઈ એક કે બધા દ્વારા સંચાલિત વેપારના નફાની વહેંચણી માટે સંમત થયેલી વ્યક્તિઓ વચ્ચેના સબંધને ભાગીદારી કહેવામાં આવે છે.

ભાગીદારી એટલે શિરાકતના ઈસ્લામી શરીઅતમાં બે પ્રકાર ગણાવવામાં આવ્યા છે : (૧) શિર્કતે મિલ્ક અને (૨) શિર્કતે અકદ.

**૧. શિર્કતે મિલ્ક** ***(Partnership in Assets)*** **:**

**અર્થ** : મિલ્કતની ભાગીદારી/માલિકી હક્કમાં ભાગીદારી.

**વ્યાખ્યા** : બે કે બેથી વધુ માણસો કોઈ વસ્તુને સંયુક્ત રીતે ખરીદવા બદલ અથવા એ વસ્તુ તેમને સંયુક્ત રીતે ભેટ-સોગાદમાં મળવાથી કે વારસાઈ હક્કને કારણે એક જ વસ્તુના સંયુક્ત માલિક બની જાય તેને શિર્કતે મિલ્ક કહેવામાં આવે છે.

**૨. શિર્કતે અકદ** ***(Partnership on Contract)*** **:**

**અર્થ** : કરારબદ્ધ ભાગીદારી.

**વ્યાખ્યા** : બે કે તેથી વધુ વ્યક્તિઓ દરખાસ્ત અને તેના સ્વીકારની પ્રક્રિયા મારફત પોતપોતાના અધિકારો અને માલને સંયુક્ત બનાવી દે ત્યારે આવી ભાગીદારીને શિર્કતે અકદ એટલે કે કરારબદ્ધ ભાગીદારી કહેવામાં આવે છે.

**મુદારેબત** ***(Equity Participation)*** **:**

**વ્યાખ્યા** : બે માણસોની એવી ભાગીદારી, જેમાં એકના તરફથી માલ કે મૂડી હોય અને બીજાના તરફથી શ્રમ (કે મહેનત) હોય અને નફામાં બન્ને ભાગીદાર હોય, ત્યારે આવી ભાગીદારીને મુદારેબત કહેવામાં આવે છે. ધંધા માટે

માલ લાવનાર અથવા મૂડી કાઢનારને સાહિબે માલ, રબ્બુલ માલ અથવા સરમાયાકાર કહેવામાં આવે છે. જ્યારે શ્રમ (મહેનત) કરનારને આમિલ (*Active*/સક્રિય) અને મુદારિબ કહેવામાં આવે છે. જે માલ કે મૂડી ધંધામાં રોકવામાં આવે છે, તેને ર  સુલ માલ (*Capital*/મૂડી) અથવા સરમાયા કહેવામાં આવે છે.

**અજીર** ***(Hired Servant)*** **:**

**અર્થ/વ્યાખ્યા :** જે વ્યક્તિ મહેનતાણાં માટે કામ કરે.

**મુસ્તાજિર** ***(Lessee)*** **:**

**અર્થ/વ્યાખ્યા :** જે વ્યક્તિ કોઈ વસ્તુ ભાડેથી મેળવે.

**મુસ્તાજર** ***(Hired)*** **:**

**અર્થ/વ્યાખ્યા :** ભાડેથી મેળવવામાં આવેલી વસ્તુ.

**ઉજરત** ***(Wages/Fare)*** **:**

**અર્થ/વ્યાખ્યા :** ભાડુ, મજૂરી કે મહેનતાણું.



# ભારતમાં ઈસ્લામી બેંકીંગ-ફાયનાન્સ બાબતે થયેલ પ્રગતિ

જુલાઈ ૨૦૦૫માં સરકારના કહેવાથી શ્રી આનંદ સિંહાના પ્રમુખપદે રિઝર્વ બેંક ઓફ ઈન્ડિયાએ એક વર્કીંગ ગૃપ બનાવ્યુ. જેથી ઈસ્લામી રોકાણકારી વિશે જાણકારી મેળવી શકાય. તેમણે એકાવન (51) પેજનો એક વિગતવાર રિપોર્ટ તૈયાર કર્યો. અને રિઝર્વ બેંક તથા ડેવલપમેન્ટ વિભાગ તરફથી જુલાઈ ૨૦૦૬ના છ (6) નિષ્ણાંતોની કમિટિએ જે મી. આનંદ સિંહા તથા આર.બી.આઈ.ના એઝયુકેટિવ ડાયરેક્ટરના અધ્યક્ષપદે બની હતી. આ કમિટિના રીપોર્ટમાં (આનંદ સિંહા ગૃપ) ઈસ્લામી બેંકીંગ વિશે એક સારો અભિપ્રાય આપ્યો છે. જેમાં ઈસ્લામી રોકાણકારીની વિવિધ રીતો (મુઝારબા, મુશારકા, મુરાબહા વગેરે)ની વિગતો સરસ મજાની જાણકારી સાથે દર્શાવી છે.

પરંતુ છેલ્લે એમના કાનૂની વિભાગ તરફથી રિઝર્વ બેંકના ઈન્ડિયન બેંકીંગ રેગુલેશન ઈ.સ. ૧૯૪૯ના હવાલાથી જણાવવામાં આવ્યું કે, ભારતિય બેંકીંગના આ કાયદાઓને લઈ ઈસ્લામી બેંકીંગ (જે વ્યાજ મુક્ત નફા-નુકસાનના ધોરણે હોય છે) ભારતમાં સ્થપાય શકતી નથી. તેના માટે કાયદાઓમાં ફેરફાર અથવા બીજા અલગ પ્રકારના કાયદાઓ ઘડવાની જરૂર છે. તે સિવાય ટેક્ષોની વ્યવસ્થામાં પણ સુધારાની જરૂરત તરફ ધ્યાન દોરવ્યુ છે. જો કે અમૂક સંજોગોમાં હાઉસ ફાયનાન્સીંગ સિસ્ટમમાં ડબલ સ્ટેમ્પ ડ્યુટી ભરવાની આવે છે. તો તેનાથી બચવા માટે ઈંગ્લેન્ડ તથા સિંગાપુરે ટેક્ષોના કાયદાઓમાં આંશિક ફેરફાર કર્યા છે, તેવા ફેરફારો ભારતમાં પણ શક્ય છે.

જનાબ એચ. અબ્દુરરકીબ સાહેબે (જનરલ સેક્રેટરી : ઈન્ડિયન સેન્ટર ફોર ઈસ્લામિક ફાયનાન્સ) બે વર્ષની લગાતાર કોશિશો બાદ

રાઈટ ટુ ઈન્ફોરમેશન એક્ટના આધારે આર.બી.આઈ.થી આ રિપોર્ટ પ્રાપ્ત કરી. અને ત્યારબાદ દેશ-વિદેશના અર્થશાસ્ત્રીઓ અને શરીઅતના પ્રખર અનુભવી સ્કોલરોથી આ બાબતે સલાહ-મશ્વેરો કર્યો. જેમાં મૂફતી બરકતુલ્લાહ સાહબ (શરીઅત એડવાઈઝર ઈસ્લામિક બેંક-લંડન), ડો. ફરીદી, ડો. નજાતુલ્લાહ સિદીકી, જનાબ મુહમ્મદ તલ્હા (કતર ઈન્ટરનેશનલ ઈસ્લામિક બેંક), ડો. હુસૈન હામિદ હસ્સાન (ચેરમેન : શરીઅહ બોર્ડ દુબઈ ઈસ્લામિક બેંક) તથા જનાબ અલી રવાલ્યા (જે ઈંગ્લેન્ડની ફાયનાન્શીયલ સર્વિસ ઓથોરિટી FSAના કાનૂની સલાહકાર છે) વગેરે શરીક હતા.

## ડો. રઘુરામ રાજન સમિતિનો રિપોર્ટ :

ભારત સરકારના પ્લાનીંગ કમીશને (આયોજન પંચ) ઈ.સ. ૨૦૦૭માં દેશમાં ભવિષ્યના બદલાતા આર્થિક ચેલેન્જોને ધ્યાનમાં રાખી આર્થિક સેક્ટરમાં સુધારણા માટે ડો. રઘુરામ રાજનના અધ્યક્ષપદે બાર (12) સભ્યોની એક ઉચ્ચ કમિટી કાયમ કરી. ડો. રઘુરામ અર્થતંત્રના પ્રખર નિષ્ણાંત છે. પહેલા એ આઈ.એમ.એફ. (IMF)ના સૌથી નાની ઉંમરના ચીફ ઈકોનોમિસ્ટ રહી ચૂક્યા છે. અને વડાપ્રધાનના આર્થિક બાબતોના સલાહકાર પણ છે. તે સિવાય સ્ટેટ બેંક ઓફ ઈન્ડિયા તથા ICICI બેંકના ચેરમેનની સાથે સ્પેશીયલ આર્થિક નિષ્ણાંતોની એક ટીમ જે ડો. રઘુરામ રાજનના શબ્દોમાં ભારતના સૌથી પ્રખર કાનૂની અને આર્થિક નિષ્ણાંતો ગણવામાં આવે છે. તે બધાએ મળીને એક મુસદો *(Draft)* વેબ-સાઈટ ઉપર મૂક્યો. આ મોકાથી ઈન્ડિયન સેન્ટર ફોર ઈસ્લામિક ફાયનાન્સે (ICIF) ફાયદો ઉઠાવી ઈસ્લામી અર્થતંત્ર અને બેંકીંગના નિષ્ણાંતોનું આ મુસદા તરફ ધ્યાન દોરવ્યુ. તથા મીસ્ટર રઘુરામ રાજનથી મુલાકાત કરી. અને જાપાન, ઈંગ્લેન્ડ તથા સિંગાપુરમાં ઈસ્લામી બેંકીંગમાં થયેલ પ્રગતિ વિશે વિગતવાર વર્ણન કરી, એમની સમિતિની ફાયનલ રિપોર્ટમાં ઈસ્લામી બેંકીંગને શામેલ કરવા માટે

એક મેમોરેન્ડમ રજૂ કર્યું. ત્યારબાદ દોહા(કતર)ની એક સંસ્થા ઈન્ડિયન નેશનલ અબ્રોડ અને ત્યાંના બીજા ચૌદ સંગઠનોએ મળીને એક મિટિંગ ગોઠવી. અને તેમાં ઉપરોક્ત મુસદ્દા (ડ્રાફ્ટ) ઉપર ચર્ચા-વિચારણા કરી મહત્વના ફેરફારોની ભલામણ કરતુ એક મેમોરેન્ડમ ભારતિય એલચી મારફતે પ્લાનીંગ કમીશનને રવાના કર્યું. આ ઠરાવોમાં મહત્વનો ઠરાવ એ પણ હતો કે વર્તમાન બેંકીંગ વ્યવસ્થામાં ઈસ્લામી અખ્લાક (નૈતિકતા)ના આધારે રચાયેલ ઈસ્લામી બેંકીંગ વ્યવસ્થાને પણ શામેલ કરવામાં આવે. આની ખાસ તાકીદી ભલામણ દોહા(કતર) બેંકના અધ્યક્ષ અને ગલ્ફના નામાંકિત બેંકર મીસ્ટર સીતારામને કરી.

આ બધી કોશિશોના પરિણામસ્વરૂપે પોતાની ફાયનલ રિપોર્ટમાં મીસ્ટર રઘુરામ રાજન કમિટીએ બે પેરેગ્રાફ વ્યાજમુક્ત બેંકીંગ બાબતે શામેલ કર્યો. જેમાં જણાવ્યું કે, ભારતિય સમાજનો કચડાયેલો વર્ગ તથા ધાર્મિક કારણોસર વ્યાજુ બેંકીંગમાં શરીક ન થનાર (મુસ્લિમો) સમાજો બેંકીંગ વ્યવસ્થાનો ફાયદો ઉઠાવવાથી વંચિત રહે છે. જો કે ભારતમાં અમૂક કંપનીઓ (NBFC) અને અમુક સંસ્થાઓ વ્યાજમુક્ત કર્જની સહુલતો આપે છે. કમિટી ભલામણ કરે છે કે, થોડા મોટા અને વિશાળ પાયે વ્યાજમુક્ત બેંકોની સહુલતો પૂરી પાડવા માટે વ્યવસ્થિત પગલાં ભરવામાં આવે. જેમાં બેંકો મારફતે આપવામાં આવતી સહુલતો પણ શામેલ હોય.

## રિઝર્વ બેંકના ડેપ્યુટી ગવર્નર તથા નાણામંત્રીથી વાતચીત :

જ્યારે ખબર પડી કે રિઝર્વ બેંક રઘુરામ રાજન સમિતિના દસ્તાવેજી રિપોર્ટ (CFSR)ની અમૂક મહત્વની ભલામણો ઉપર અમલ કરવા માંગે છે, તો ઈન્ડિયન સેન્ટર ફોર ઈસ્લામિક ફાયનાન્સ (ICIF) કમિટીએ પ્લાનીંગ કમીશનના ડેપ્યુટી ચેરમેન મોન્ટીકસીંગ અહલુવાલિયા અને રિઝર્વ બેંકના ગવર્નરથી સંપર્ક સાધ્યો. આ વિષયે ICIFના એક પ્રતિનિધિમંડળે ડો. ચક્રવર્તી ડેપ્યુટી ગવર્નર RBIથી

વિગતવાર મુલાકાત કરી અને વિશ્વભરમાં વ્યાજમૂક્ત ઈસ્લામી રોકાણકારી તથા બેંકીંગમાં પ્રગતિ બાબતે ચર્ચા કરી અને ડો. રઘુરામ રાજન કમિટીની ભલામણો ઉપર અમલ કરવાની દરખ્વાસ્ત કરી.

ડેપ્યુટી ગવર્નરે બતાવ્યુ કે વ્યાજમૂક્ત (ઈસ્લામી) બેંકીંગ વ્યવસ્થા લાગુ કરવા માટે પાર્લામેન્ટમાં ઈન્ડિયન બેંકીંગ રેગુલેશન ઈ.સ. ૧૯૪૯માં મુનાસિબ ફેરફારની જરૂરત છે. અને તેના માટે સરકાર તથા નાણામંત્રી (શ્રી પ્રણવ મુખરજી)થી વાતચીત કરવી પડશે.

## નાણામંત્રીથી મુલાકાત :

નાણામંત્રી શ્રી પ્રણવ મુખરજીને આ બાબતે પત્ર લખ્યો. અને તેમના નિવાસ્થાને (કોલકત્તા) રૂબરૂ જઈ મુલાકાત કરી પરિસ્થિતિથી વાકેફ કર્યા. તથા એક વિગતપૂર્વક પત્ર પણ આપ્યો, જેમાં શ્રી રઘુરામ રાજન કમિટીની ભલામણ ઉપર અમલ કરવા માટે દરખ્વાસ્ત કરવામાં આવી. તથા કેરાલા સરકારે ઈસ્લામી બેંકીંગ માટેની RBIથી કરેલ દરખ્વાસ્તનો પણ હવાલો આપવામાં આવ્યો. જેમાં RBIના કાયદાઓમાં મુનાસિબ ફેરફારની પણ ભલામણ કરવામાં આવી હતી.

શ્રી પ્રણવ મુખરજીએ આ વાતો ઘણા ધ્યાન અને દિલચસ્પીથી સાંભળી. અને કહ્યુ કે તે આ બાબતે RBIના ગવર્નરની ચર્ચા કરશે. ત્યારબાદ નાણા મંત્રાલયે સી.આઈ.એફ. અને રિઝર્વ બેંક ઓફ ઈન્ડિયા દરમ્યાન વ્યાજમૂક્ત બેંકીંગ બાબતે લંબાણપૂર્વક ચર્ચા કરી. અને આ માર્ગમાં જે અડચણો આવી શકે છે, તેને દૂર કરવાના વિકલ્પો વિશે વિચાર-વિમર્શ કર્યા.

## પાર્લામેન્ટમાં બેંકીંગ કાયદાઓમાં ફેરફાર માટેનું બિલ :

પાર્લામેન્ટમાં બેંકીંગ રેગુલેશન એકટમાં ફેરફાર કરવા માટે એક પ્રાઈવેટ મેમ્બર બિલ જનાબ ખુરશીદ નજમી સાહેબે (રિઝર્વ

બેંકના માજી કાનૂની સલાહકાર) તૈયાર કર્યું. અને તે માટે દુબઈના શરીઅહ બોર્ડના કાનૂની સલાહકારોથી પણ આ બિલ બાબતે સલાહ-મશ્વેરો કરવામાં આવ્યો. ત્યારબાદ મૂફતી બરકતુલ્લાહ સાહબ (કાનૂની સલાહકાર ઈસ્લામિક બેંક ઓફ બ્રિટન) અને જનાબ અન્વર બટકી સાહબ (કાનૂની સલાહકાર RBI)ના અધ્યક્ષપદે તેને ફાઈનલ કરી જનાબ અસદુલ્લાહ ઉવૈશી સાહબ (મેમ્બર ઓફ પાર્લામેન્ટ)ને આપ્યુ. જે તેમણે લોકસભામાં દાખલ કરી દીધુ છે. તેની કાનૂની તપાસ બાદ ચીઠ્ઠી દ્વારા તેની પસંદગી બાદ પાર્લામેન્ટમાં ચર્ચા માટે લેવામાં આવશે.

**હજ્જ ફંડ :**

રાજ્યસભાના ડેપ્યુટી ચેરમેન જનાબ કે. રહમાનખાનની અધ્યક્ષતામાં એક કમિટી બની છે. જેમાં હાજીઓ માટે એક ફંડ ઈસ્લામી રોકાણકારીની પધ્ધતિથી કામ કરશે. આ પ્રોગ્રામ મલેશિયાના મશ્હુર હજ ફંડ "તબુંગ હાજી"ની જેમ હશે. જે પાછલા દસકોથી (પાંચ મિલિયન ડોલરની રોકાણકારી સાથે) સફળતા સાથે હાજીઓની વિવિધ પ્રકારની સેવાઓ અંજામ આપે છે.

વડાપ્રધાન ડો. મનમોહનસિંઘે પોતાની ઓફિસ (PMO)માં ચીફ સેક્રેટરીના તાબા હેઠળ એક કમિટી બનાવી છે. જે શરીઅહ ફંડના વિવિધ પાસાઓનો અભ્યાસ કરી રહી છે.

જનાબ કે. રહમાન સા.નો ખ્યાલ છે કે, જો ઈસ્લામી રોકાણ-કારીનો હજ ફંડનો અનુભવ સફળ થશે, તો દેશમાં ઈસ્લામી રોકાણ-કારીનો રસ્તો ખૂલી જશે.

**ઈસ્લામી રોકાણકારી :**

પાછલા દિવસોમાં ઘણા ફંડો માર્કેટમાં આવ્યા છે. જેને Sharia Complaint કહેવામાં આવે છે. જેની પરવાનગી સરકારની રેગ્યુલર ઓથોરિટી SEBI એ આપી છે. દા.ત. બજાજ એલાયન્સનો પેન્શન

ફંડ, જનરલ ઈન્સ્યોરન્સની રી-તકાફુલ સ્કીમ અને સેક્વાર ઈન્વેસ્ટ-મેન્ટનો વિન્ચર કેપીટલ ફંડ વગેરે. જેની તપાસ TAGIS શરીઅહ બોર્ડ કરી રહી છે. તે સિવાય ઘણા ફંડો દા.ત. તાતા અને તાર્સ કંપનીઓએ પણ પોતાને શરીઅહ બોર્ડ પ્રમાણે ઠેરવવાની કોશિશ કરી છે. તે સિવાય ભારતમાં સ્ટોક માર્કેટમાં શરીઅહ Complain સ્ટાફની મોટી સંખ્યા મૌજુદ છે. જે મુસ્લિમ દેશોમાં પણ નથી. દા.ત. મુંબઈ સ્ટોક એક્ષચેન્જના પાંચસો સ્ટોકમાં ૧૨૫ અને નેશનલ સ્ટોક એક્ષચેન્જના ૧૨૬૯ સ્ટોકમાં ૨૬૫ સ્ટોકને શરીઅત પ્રમાણે કરવામાં ઠેરવવામાં આવ્યા છે.

**શરીઅહ રોકાણકારીની નિરિક્ષક સંસ્થાઓ :**

તકવા એડવાઈઝરી એન્ડ શરીઅહ ઈન્વેસ્ટમેન્ટ સલોસિઝ (TASIS) દેશની એક અગત્યની સંસ્થા છે. જે દેશમાં હાજરફંડો, સ્ટોક માર્કેટ, ઈન્સ્યુરન્સ (તકાફૂલ-ઈસ્લામી વિમા સિસ્ટમ) વગેરેની ઉલમાએ કિરામના તાબે રહી શરીઅતની રૂએ નિરિક્ષણ કરી રહી છે. જેમાં હઝરત મૌ. ખાલિદ સૈફુલ્લાહ સાહબ રહમાની (જનરલ સેક્રેટરી : ઈસ્લામી ફિકહ એકેડમી), મૂફતી બરકતુલ્લાહ સા. (શરીઅહ એડવાઈઝરી બોર્ડ ઈસ્લામિક બેંક-લંડન) અને મૌલાના ડો. ઈકબાલ મસઉદ નદવી સા. (કેનેડા) શામેલ છે.

હાલમાં ઈસ્લામિક ઈન્વેસ્ટમેન્ટ અને ફાયનાન્સ બોર્ડ (IIFB) હઝ. મૌ. વલી રહમાની સા.ના ચેરમેનપદે કાયમ થઈ છે. જનાબ ઈમ્તિયાઝ મરચન્ટ સા. જેના મહત્વના મેમ્બર છે. તે સિવાય ઘણા આલિમો તેમાં શરીક છે. અને ‘‘ઈસ્લામી તિજારહ’’ના નામથી એક ઉર્દૂ માસિક પણ પ્રગટ કરે છે.

જીરેલ (GRAL) જે અમેરિકાની પ્રખ્યાત મેનેજમેન્ટની સલાહકાર કંપની અને માર્કેટની જાણભેદુ હોવાને લઈ તેના રિપોર્ટો પ્રગટ કરતી રહે છે. તેના વિશ્લેષણ પ્રમાણે ભારત ઈસ્લામી બેંકીંગનું મહત્વનું માર્કેટ બની શકે છે. શર્ત એ કે બેંકોના કાયદાઓમાં

વ્યવસ્થિત ફેરબદલી કરવામાં આવે. અને મુસ્લિમો તથા બીજા લોકોને જાગૃત કરવામાં આવે.

આ જ પ્રમાણેનો રિપોર્ટ એક પ્રતિસ્થિત મેગેઝીન ‘‘ઈન્ડિયન બિઝનેસ લો જર્નલ’’ના ઓગષ્ટ ૨૦૦૮ના અંકમાં "The Dawn of Islamic Finance"ના શિર્ષક હેઠળ "Ben Frrumin"નામના પ્રખર આર્થિક નિષ્ણાંતે એક લેખ લખ્યો હતો. તેમણે ઘણા ઈસ્લામી સ્કોલરો અને ઈસ્લામી ફાયનાન્સના અનુભવી લોકોનું ઈન્ટરવ્યુ લીધા બાદ લખ્યુ છે કે, બેંકીંગના કાયદાઓમાં મામુલી ફેરફાર અને સુધારણા કરીને ભારતને સમગ્ર એશિયા માટે શરીઅત આધારિત ફાયનાન્સનું મુખ્ય કેન્દ્ર બનાવી શકાય છે. પાછલા દિવસોમાં દેશના પ્રખર કૃષિ વૈજ્ઞાનિક અને "Green Revolution"ના ઉપનામથી મશ્હુર ડો. એમ. એસ. સ્વામીનાથને જાહેરમાં કહ્યું કે, મહારાષ્ટ્રમાં ગરીબ ખેડૂતો વ્યાજના ઉંચા દરે લોન લઈ તેની ભરપાઈ ન કરી શકવાને લઈ આપઘાત કરી રહ્યા છે. એનો હલ વ્યાજમૂક્ત ઈસ્લામી બેંકો સ્થાપીને થઈ શકે છે.

**શ્રી આર. સીતારામન (ચીફ એઝ્યુકેટિવ દોહાકતર બેંક):**

ચાર્ટડ એકાઉન્ટ શ્રી આર. સીતારામન સા. ઈસ્લામી બેંકીંગના પૂરજોર હિમાયતી છે. આપને પોતાની આર્થિક સુધારાની નિતી-ઓને લઈ ઘણા એવોર્ડ પણ મળ્યા છે. જેમાં મિડલ ઈસ્ટ બેંકીંગ ઈન્ડસ્ટ્રીનો ઈ.સ. ૨૦૦૭નો ‘‘બેંકર ઓફ ધ ઈયર’’ એવોર્ડ અને ઈ.સ. ૨૦૦૬નો ‘‘અરબ એશિયન એક્સીલેન્સ’’ એવોર્ડ શામેલ છે. તેમણે અર્થતંત્ર વિષયે ઘણા પુસ્તકો પણ લખ્યા છે.

બ્રાહ્મણ કુટુંબમાં જન્મેલ ડો. સીતારામનનો ખ્યાલ છે કે, ભારતમાં ઈસ્લામી બેંકીંગ ઘણી જ સરળતાથી (ભારતની આર્થિક પરિસ્થિતિને અનુરૂપ) ચાલી શકે છે. તેનાથી ગરીબી દૂર કરવામાં ઘણી મદદ મળી શકે છે.

દૈનિક પેપર ''રોજનામા દક્કન''ના કે. એસ. આનંદે તેમનાથી એક ઈન્ટરવ્યુ લીધું. જેમાં ઈસ્લામી બેંકીંગ બાબતે અમૂક સવાલો કર્યા. તેનો જવાબ આપતા શ્રી સીતારામને કહ્યું કે, ''ખાડીના આરબ દેશો પાસે તેલ અને ગેસના ભંડારો છે. જેનાથી તે માલદાર થયા છે. તેમની પાસે જે ધનદૌલત છે, તેનું રોકાણ કરવા માટે ભારતમાં ઈસ્લામી બેંકીંગ સ્થાપી શકાય છે. માઈક્રો ફાઈનાન્સ સેક્ટર ઈસ્લામી રોકાણકારી માટે ઘણુ લાભકારક છે. અને ગરીબી દૂર કરવા માટેનું ઉત્તમ હથિયાર છે.''

શ્રી આનંદે સવાલ કર્યો કે, ઈસ્લામી બેંકીંગ અને કોમર્શિયલ બેંકોમાં શું ફર્ક છે ? તેનો જવાબ આપતા શ્રી રામને કહ્યું કે, ''ઈસ્લામી રોકાણકારી શરીઅતની પાબંદ છે. તેમાં શિરકત (ભાગીદારી) અને મુઝારબતના કાયદાઓ પ્રમાણે વેપાર થાય છે. જ્યારે કોમર્શિયલ બેંકો વ્યાજુ વ્યવહાર કરે છે. જે ઈસ્લામમાં હરામ છે. શરીઅત જુગાર, સટ્ટા વગેરેથી મના કરે છે. ઈસ્લામી બેંકીંગમાં આપણે કર્જ આપતા નથી, બલ્કે ઈક્વીટી ફાયનાન્સીંગ કરીએ છીએ. શરીઅત પારદર્શક લેવડદેવડ અને કાયદા કરારોની પાબંદ બનાવે છે. જૂઠ, દગાબાઝી અને ધોકાથી રોકે છે. તેમાં કોઈ વસ્તુ છૂપાવ-વાની હોતી નથી.''

શ્રી આર. સીતારામ (ચીફ એઝયુકેટિવ-દોહાકતર બેંક)ને કહ્યુ કે, ''હાલ કુલ છત્રીસ દેશોમાં ઈસ્લામી બેંકીંગની વ્યવસ્થા ચાલી રહી છે. જેમાં ઇંગ્લેન્ડ, જાપાન, કેનેડા અને તાઈવાન પણ શામેલ છે. સમગ્ર વિશ્વમાં ૭૧૫ બેંકો આ પ્રમાણે કાર્ય કરી રહી છે. તેની કુલ રકમ બાર ટ્રીલિયન અમેરિકી ડોલરથી પણ વધારે છે.''

એક સવાલ એ કરવામાં આવ્યો કે, આજના ગ્લોબ્લાઈઝેશનના યુગમાં સમગ્ર વિશ્વની આર્થિક તથા માલી નિતીઓ એકબીજા સાથે સંકળાયેલી છે. તેવી સુરતમાં ઇસ્લામી બેંકો એકલી અટૂલી કેવી રીતે કામ કરશે ? તથા વિશ્વ માલી નેટવર્કથી જોડવાયા વગર તે કેવી

રીતે સુરક્ષિત રહી શકશે ?

તેના જવાબમાં શ્રી રામને કહ્યુ કે, "વિશ્વના હાલના આર્થિક સંકટનું મુખ્ય કારણ જ નૈતિકતા (અખ્લાક)નો અભાવ છે. ઈસ્લામી વ્યવસ્થામાં **Asset-based**ની જગ્યાએ **Asset-banked**ના નિયમો આધારિત લેવડદેવડ થાય છે. અને ઉદ્યોગોને સામાનોનો સહારો પ્રાપ્ત રહે છે. ઈસ્લામી અર્થતંત્રના અંદર પોતે જ સુરક્ષાની મજબૂત કવચવાળી વ્યવસ્થા મૌજૂદ છે." *(ધ સન્ડે ઈન્ડિયન ૧૯ એપ્રિલ ૨૦૦૯)*

**શ્રી પરસુન એસ. મજુમદાર :**

જેઓ ધ સન્ડે ઈન્ડિયનના આર્થિક વિભાગના એડીટર છે. તેમણે ૧૦ જાન્યુઆરી ૨૦૧૦ના લેખમાં જણાવ્યુ છે કે, ભારતમાં ઈસ્લામિક ફાયનાન્સ જારી કરવા માટે એક રચનાત્મક વિચારશૈલીની જરૂરત છે. જ્યારે જગતના બીજા દેશોમાં તેના સારા પરિણામો આવી રહ્યા છે. તો આ વિષયને ગંભીરતાથી લેવાની જરૂર છે.

ઈસ્લામી બેંક કર્જ આપતી નથી, બલ્કે તે પ્રોજેક્ટોમાં ભાગીદાર બને છે. ચાહે ફાયદો થાય કે નુકસાન થાય, તે બન્નેવમાં શરીક રહે છે. આ બાબત ઈસ્લામી બેંકને એક આગવી વિશિષ્ટતા અર્પણ કરે છે. જો કે ભારતના બેંકીંગ રેગુલેશન એક્ટ ઈ.સ. ૧૯૪૯માં ભાગીદારી કારોબારની બેંકને પરવાનગી નથી.

તથા બેંકનો વ્યાજ દર સી.આર.આર. એસ.એલ.આર.નું રેગ્યુલેશન વગેરેના પ્રશ્નો અને અડચણો પણ છે. જેમાં એક્ટ મુજબ વ્યાજ શામેલ છે, જેની ઈસ્લામી રોકાણકારીમાં પરવાનગી નથી. ટોટલી રીતે ઘણા પ્રોબ્લેમ છે. પરંતુ જેમ ભારતમાં બેંકીંગ સિવાયની માલી કંપનીઓના કાયદાઓ અલગ અલગ છે, તેવા જ કાયદાઓ ઈસ્લામિક બેંકીંગ અને ફાયનાન્સ માટે પણ બનાવી શકાય છે.

અમૂક અનુભવી નિષ્ણાંતોનો અભિપ્રાય છે કે, જો આ પૂરાતન વિચારશૈલીનો મુદ્દો છે તો આ બાબતે ભારતની શેડ્યુલ કોમર્શિયલ

બેંકો પણ કોઈ રીતે પૂરાતન વિચારશૈલીમાં પાછળ નથી. કદાચ આ જ કારણે લગભગ બધી જ બેંકોની એન.પી.એ. ઘણી ઓછી છે. અને કદાચ આ જ કારણસર વિશ્વ આર્થિક મંદીના ભરડામાં ભારતિય બેંકો સુરક્ષિત રહી છે.

પરંતુ ભારતિય ઉદ્યોગો અને બુન્યાદી પ્રગતિની વધતી માંગને લઈ ભારતે પણ કાંઈ કરવુ પડશે. મલેશિયા અને ઈન્ડોનેશિયામાં ઈસ્લામિક ફાયનાન્સે પોતાનો જાદુઈ કરિશ્મો દેખાડયો છે. ભારતે પણ કંઈ કરવુ પડશે. જ્યારે કે અમેરિકામાં પણ ઈસ્લામી બેંકીંગ લોકપ્રિય થઈ રહી છે. ઈ.સ. ૨૦૦૯ સુધી ઓછામાં ઓછી ૧૯ ઈસ્લામી બેંકીંગ વિવિધ ક્ષેત્રોમાં સેવાઓ બજાવી રહી છે.

ભારત ઈસ્લામી રોકાણકારી માટેનો સર્વશ્રેષ્ઠ દેશ બની શકે છે. મધ્યપૂર્વના (આરબ) દેશોમાં રાજકીય અને આર્થિક અફરા-તફરીના સંજોગોમાં ઈસ્લામી રોકાણકારી માટે ભારત ‘‘સ્વર્ગ’’થી ઓછુ નથી. એનાથી ભારતિય બેંકોને પણ ઘણો લાભ થશે. કારણકે તેના કારણે મધ્યપૂર્વના મુસ્લિમ દેશોની મૂડીનો ભારતની બેંકો પણ ફાયદો ઉઠાવે છે. જેની હાલમાં પરવાનગી નથી.

મારો પોતાનો જાતિ અનુભવ છે કે, મધ્યપૂર્વના ઘણા રોકાણકારો ભારતમાં રોકાણ કરવાના ઈચ્છુક છે. ખાસ કરીને ભારતિય રિયલ સ્ટેટમાં રોકાણકારી કરવા તેઓ તત્પર છે. પરંતુ તે એવા પાર્ટનરની શોધમાં છે, જે વ્યાજમૂક્ત ઈસ્લામી કાયદાઓ અનુસાર ધંધો કરે.

નાઈન ઈલેવન પછી આરબ રોકાણકારો અમેરિકામાં રોકાણ કરવાથી ડરી રહ્યા છે. આ મોકાનો ભારતે ફાયદો ઉઠાવવો જોઈએ. એવા સમાચાર પ્રાપ્ત થયા છે કે, ફ્રાન્સે લગભગ એક બિલિયન યુરો જેટલા ઈસ્લામિક બોન્ડ (સુકૂક) જારી કરવા પોતાના કાયદાઓમાં ફેરફાર કર્યા છે.

ઈન્ડોનેશિયાએ આ વર્ષના પ્રારંભમાં (૨૦૧૦) પોતાના ડોલર (સુકૂક) ઈશ્યુ કર્યા. જે ઘણા સફળતાથી નફો આપી રહ્યા છે.

છેલ્લે આ વાત ઉપર ખાસ ધ્યાન કેન્દ્રિત કરવાનું છે કે, જો ઈંગ્લેન્ડ, જાપાન, સીંગાપુર અને હોંગકોંગ જેવા પ્રગતિ પામેલ દેશો ઈસ્લામિક ફાયનાન્સ અને બેંકીંગને ગળે લગાડી શકે છે તો આપણે ક્યા સમયની રાહ જોઈ રહ્યા છીએ ?

*(ધ સન્ડે ઈન્ડિયન, ૧૦ જાન્યુઆરી, ૨૦૧૦ ઈ.સ.)*

ઈંગ્લેન્ડના પ્રખ્યાત ઈસ્લામી ફાયનાન્સના અનુભવી ડો. રોદની વિલ્સનના ખ્યાલમાં ભારતે ઈસ્લામી બેંકીંગમાં આગળ ધપવા માટે RBIને મલેશિયાની સંસ્થા "તબુંગ હાજી" અથવા ઈસ્લામિક ફાયનાન્સીયલ સર્વિસીઝ બોર્ડ (IFSB)થી સબંધિત થઈ આ સંસ્થાના અનુભવો દ્વારા પ્રચલિત બેંકીંગ વ્યવસ્થા સાથે સાથે ઈસ્લામી બેંકીંગના ચેલેન્જોને સમજવાની કોશિશ કરવી જોઈએ.

રિઝર્વ બેંકના માજી કાનૂની સલાહકાર જનાબ મુહમ્મદ અન્વર બટકીએ પાંચ વિકલ્પો દર્શાવ્યા છે. જેમાંથી કોઈ પણ એકને અપનાવી રિઝર્વ બેંક ઈસ્લામી બેંકીંગની શરૂઆત કરી શકે છે. અથવા આંશિક ફેરફાર કરી અલગ પ્રકારના પગલા ભરી શકે છે. અથવા સરકાર પાર્લામેન્ટમાં એક એક્ટ પાસ કરી વ્યાજ મૂકત બેંક સ્થાપી શકે છે.

અમૂક નિષ્ણાંતોએ ઈસ્લામી બેંકીંગના ત્રણ વિકલ્પો બતાવ્યા છે :

(૧) સંપૂર્ણ ઈસ્લામી વ્યાજમૂક્ત બેંકીંગ જે શરઈ કાયદાનુસાર હોય.

(૨) પ્રચલિત બેંકોમાં એક પેટા કંપની *(Subsidiary Company)* સ્થાપી ઈસ્લામી બેંકીંગનો પ્રારંભ કરી શકાય છે.

(૩) પ્રચલિત બેંકોની સાથે જ ઈસ્લામિક વિન્ડો *(Window)* કાયમ કરી અલગથી ઈસ્લામી બેંકીંગનો પ્રારંભ કરી શકાય છે.

પાછલા દિવસોમાં પોપની રોમ સ્થિત વેટીકનની ઓફિસે પશ્ચિમી દેશોને તેમની આર્થિક મંદીથી છૂટકારા માટે ઈસ્લામી ફાયનાન્સીયલ નિયમો અપનાવવાની સલાહ આપી છે. અને જણાવ્યુ

કે, તે અખ્લાકી વેલ્યુ (નૈતિક ધારાધોરણ) જેમના આધારે ઈસ્લામી ફાયનાન્સીંગની વ્યવસ્થા કાયમ છે, તે બેંકોને પોતાના ગ્રાહકો અને ખાતેદારોથી નજીક લાવે છે. અને આપસી સહયોગ તથા મદદની સાચી ભાવનાઓ પેદા કરે છે.

**બે ખાસ રિપોર્ટ અને કેરાલા સરકારનું પ્રશંશનિય પગલુ :**

કેરાલા સરકારના ઉદ્યોગ મંત્રાલય (KSIDC) તરફથી પ્રખ્યાત આર્થિક સલાહકાર અને ધંધાકીય ફર્મ સંસ્થા "EARNST & YOUNG" મારફતે કેરાલામાં ઈસ્લામી રોકાણકારીની શક્યતાઓનું નિરિક્ષણ કર્યુ. એ જ પ્રમાણે KPMG એ TASIS ના સહયોગથી ભારતમાં ઈસ્લામી રોકાણકારીની શક્યતાઓ અને તેની વિગતોનો સંક્ષિપ્ત ખુલાસો તૈયાર કર્યો છે.

ERNST & YOUNGની Feasibility રિપોર્ટના આધારે KSIDC એ એક રોકાણકારી કંપનીના અસ્તિત્વ માટેની એક મિટીંગમાં અતિથિવિશેષ તરીકે હાજરી આપી. અને અલ્હમ્દુ-લિલ્લાહ એક હજાર કરોડ રૂપિયાની મૂડીથી એક પબ્લીક પ્રાયવેટ પાર્ટનરશીપ કંપની સ્થાપવામાં આવી. જેમાં કેરાલા સરકારના ૧૧ ટકા અને બાકી ૮૯ ટકા મૂડી કેરાલાના પ્રાયવેટ રોકાણકારોની રહેશે. અલ્હમ્દુલિલ્લાહ ! ‘‘અલ બરકહ ફાયનાન્સીયલ સર્વિસીઝ’’ના નામથી એક કંપની અસ્તિત્વમાં આવી. જેના ચેરમેન ડો. ગુલ્ફાર મુહમ્મદ અલી સા. છે.

કેરાલા સરકારે આ ઈસ્લામી રોકાણકારીની ઘણી સારી રીતે પબ્લીસીટી કરી. અને ત્યારબાદ સરકારના મહત્વના પ્રોજેક્ટો માટે ઈસ્લામી બોન્ડ જારી કરવા અને RBIથી મંજૂરી અને કાયદાઓમાં ફેરફાર કર્યા બાદ દેશ-વિદેશમાં Global ઈસ્લામી બેંકીંગ કાયમ કરવાનો ઈરાદો રજૂ કર્યો.

આના કારણે ઈસ્લામી રોકાણકારી વિરૂધ્ધ સર્કલમાં હલચલ

મચી ગઈ. અને ડો. સુબ્રમણ્યમ સ્વામીએ આને ગેરકાનૂની ઠેરવી કોચીન હાઈકોર્ટમાં અરજી કરી.

જજોએ ઈસ્લામી રોકાણકારી બાબતે સરકારનો અભિપ્રાય જાણવા માટે નાણા મંત્રાલય અને રિઝર્વ બેંકને પણ એક પક્ષકાર તરીકે શામેલ કરી દીધા છે. તાજા સમાચાર મુજબ હાઈકોર્ટે અલ્બરકહ ફાયનાન્સીયલ સર્વિસને રોકાણકારીની પરવાનગી આપી દીધી છે. પરંતુ કેરાલા સરકારથી કહી દીધુ છે કે, ડો. સ્વામીના મુકદમાની સુનાવણી અને તેના ફેંસલા પછી જ સરકાર તેમાં શરીક થઈ શકે છે.

**કેરાલા હાઈકોર્ટમાં શરીઅત તથા સેક્યુલિરઝમની ચર્ચા :**

ડો. સુબ્રમણ્યમ સ્વામીએ વ્યાજ વગરની બેંકોના અસ્તિત્વનો ઈન્કાર કર્યો. તો કોચીન હાઈકોર્ટમાં KSIDC તરફથી દલીલ કરતા દેશના નામાંકિત વકીલ શ્રી નાગેશ્વર રાવે ઘણી વિગતવાર ચર્ચા કરતાં જણાવ્યુ કે, KSIDC એ અલ્બરકહ કંપની સાથે જે સબંધો કાયમ કર્યા છે, તે કોઈ ખાસ ધર્મ કે સંપ્રદાયની ફેવર નથી કરતા. અને તે RBIના કાયદાઓ પ્રમાણે એક વ્યાજમૂક્ત ફાયનાન્સીયલ કંપની (NBFC) હશે. અને તેની સંપૂર્ણ વ્યવસ્થા બિનસાંપ્રદાયિક પ્રકારના હશે. શરીઅહ એડવાઈઝરી બોર્ડ એક કાનૂની સલાહકાર તરીકે રહેશે. અને બધા જ કામો ભારતના બંધારણ અને કાયદા-ઓના વર્તુળમાં રહીને જ થશે. અને આ ફંડોથી કેરાલાના ઔદ્યોગિક પ્રોજેક્ટો તથા ઈન્ફ્રોસ્ટ્રક્ચલની પ્રગતિ થશે.

શ્રી નાગેશ્વરીએ વધુમાં કોર્ટમાં જણાવ્યું કે, વ્યાજમૂક્ત ફાયનાન્સ અને બેંકો વિશ્વભરમાં એક સારા વિકલ્પ સ્વરૂપે ઉભરી રહી છે. અને તેનાથી કેરાલામાં રોકાણકારીની તકો વધશે. આ કોઈ ધાર્મિક કામ નથી, બલ્કે બિનસાંપ્રદાયિક રીતે સમાજના બધા જ વર્ગો અને સંપ્રદાયો માટે કોઈપણ જાતના ભેદભાવ વગર રોકાણ-કારીનો માર્ગ ખુલ્લો કરે છે. એનાથી પહેલા કેથાલિક સ્રીન બેંક

અને લોર્ડ કૃષ્ણા બેંકના ધાર્મિક નામોથી બેંકો સ્થપાય ચૂકી છે. તથા બંધારણની કલમ 19 (1) હેઠળ દરેક નાગરિકને કોઈપણ ધંધો અથવા કારોબાર કરવાનો અધિકાર છે.

વ્યાજમૂક્ત બેંકોની વિગત આપતા શ્રી નાગેશ્વરીએ નામદાર કોર્ટને જણાવ્યું કે, સમગ્ર વિશ્વમાં ઈસ્લામી રોકાણકારી એક સારા વિકલ્પ તરીકે કામ કરી રહી છે. ઈ.સ. ૧૯૭૦થી આ બેંકોનો પ્રારંભ થયો અને આજે તેની પાસે ૭૫૦ બિલિયન ડોલરની મૂડી તથા સામાનનું રોકાણ છે, જે આવતા અમૂક વર્ષોમાં ૨૮ ટ્રિલિયન ડોલરે પહોંચશે. વર્તમાન આર્થિક મંદીમાં પ્રચલિત રોકાણકારી ઘણી ખરાબ રીતે નુકસાન ઉઠાવી ચૂકી છે.

શ્રી નાગેશ્વરીએ જણાવ્યું કે, કેરાલા સરકાર અને રોકાણકારો બન્નેવ ઈસ્લામી રોકાણકારીને એટલા માટે પસંદ કરે છે કે, નાઈન ઈલેવન બાદ લોકો ઈસ્લામી રોકાણકારી તરફ આકર્ષાયા છે. અને ઉમ્મીદ છે કે, રોકાણ વધુ થશે. કેરાલા સરકારનું આ પગલુ ફક્ત પબ્લિક તથા રાજ્યના ફાયદા માટે જ છે.

શ્રી નાગેશ્વરીએ આ પણ બતાવ્યું કે, "KSIDC"એ આ કંપની (અલ્બરકહ)ના ફક્ત ૧૧ ટકા શેર ખરીદયા છે. આ કોઈ પાર્ટનર-શીપ નથી, જે હંમેશા બાકી રહેવાની હોય.

શ્રી નાગેશ્વરીએ ખાસ બંધારણની કલમ 25 (2)નો હવાલો આપ્યો. જેમાં સ્પષ્ટતા છે કે, આ કલમની કોઈ વાત કોઈ એવા મૌજૂદ કાયદાના પ્રવર્તન પર પ્રભાવ નહીં કરે, અથવા રાજ્યને કોઈ એવો કાયદો બનાવવાથી સરકાર નહીં રોકે, જે કોઈ આર્થિક, માલી, રાજકીય અથવા બીજી કોઈ ગેરધાર્મિક પ્રવૃત્તિ જેનો સબંધ ધાર્મિક અમલથી હોય, તેનો વિનિયમન કરે અથવા પાબંદી લગાવે.

એટલા માટે કેરાલા સરકારનું આ પગલુ કાનૂનના અનુસંધાનમાં જ થયેલુ છે. તેનાથી કાયદાનું કોઈપણ પ્રકારનું ઉલ્લંઘન થતુ નથી.

આ એક ધંધાકીય પ્રવૃત્તિ છે, ધાર્મિક બાબતોથી આનો સીધો સબંધ નથી અને ડો. સ્વામીનો આ કેસ Hypothetical અને અમલી નથી.

ભારતીય બંધારણના નિષ્ણાંત વકીલ **શ્રી રાજીવ ધવને** ઘણી ધારદાર દલીલો કરતાં કોર્ટને જણાવ્યું કે, PIL માટે જરૂરી છે કે, કોઈ એક પક્ષકારને તેનાથી નુકસાન થતુ હોય અથવા તેના કોઈ હિતો છિનવાયા હોય. આ કેસમાં મી. સ્વામી અને હિંદુ એકાવદી બન્નેવ પક્ષકારો સાંપ્રદાયિક ગૃપથી સબંધ ધરાવે છે. માટે તેમના કેસની સુનાવણી ન કરવામાં આવે.

શ્રી રાજીવ ધવને ભારતની બિનસાંપ્રદાયિકતા બાબતે ચર્ચા કરતાં વિગતવાર વર્ણન કર્યું અને જણાવ્યું કે, આપણા બંધારણમાં બિનસાંપ્રદાયિક્તાનો તે અર્થ નથી, જે અમેરિકી બંધારણમાં છે. જ્યાં ધર્મ અને સરકારમાં ભેદભાવ તથા ફર્ક છે. તેમાં બન્નેવ અલગ-અલગ વસ્તુઓ છે. તેનાથી વિપરિત ભારતના બંધારણમાં જે બિન-સાંપ્રદાયિકતા છે, તે Beney olent neutrality છે. જેમાં ધાર્મિક બાબતોમાં બધા જ ધર્મોના લોકોને સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત છે. સરકાર તટસ્થ છે, અને તે બાબતો જે બિનસાંપ્રદાયિક પ્રકારની છે, તેનો બાહ્ય પ્રકાર ચાહે ધાર્મિક હોય છતાં તેને બાકી રાખવા અને તેને Regulate કરવામાં સરકાર મદદરૂપ થાય છે. જેમકે ઉત્તરપ્રદેશમાં સરકારે હજ હાઉસના બાંધકામમાં મદદ કરી તથા મહાવીર જયંતિની ઉજવણીના ખર્ચમાં ભાગ લીધો.

એ જ પ્રમાણે બંધારણની કલમ ૨૯૦ (A)માં હિંદુ મંદિરોને કેરાલા સરકાર લાખો રૂપિયાની ગ્રાન્ટ આપે છે.

બંધારણની કલમ (૨૫)માં શિખોને કિરપાણ રાખવાની પરવાનગી અને કલમ (૪૫)માં ગૌ હત્યા વિરૂધ્ધ વાતોનું વર્ણન છે.

માટે એ જ પ્રમાણે કેરાલા સરકાર જો શરીઅત આધારિત વ્યાજમૂક્ત કારોબારને વધારવા માંગે છે, તો આ કોઈ ધાર્મિક પ્રક્રિયા થતી નથી.

શ્રી રાજીવ ધવને બંધારણની કલમ (૨૮)નો પણ દાખલો ટાંક્યો. જેના આધારે કોઈપણ વર્ગ-સંપ્રદાયને આ અધિકાર પ્રાપ્ત છે કે તે સંસ્થા સ્થાપે. શર્ત એ કે તે શાંતિ, સામાન્ય નૈતિકતા અને સ્વાસ્થ્યની બાબતોને નુકસાનકર્તા ન હોય.

રિઝર્વ બેંકના જવાબ ઉપર ચર્ચા કરતાં શ્રી ધવને કહ્યું કે, નોન બેંકીંગ ફાયનાન્સીયલ કંપની (NBFC)ને વ્યાજમૂક્ત પધ્ધતિથી ચલાવવામાં કોઈ કાનૂની રૂકાવટ નથી.

નામદાર જજ સાહેબોને શ્રી રાજીવ ધવને બતાવ્યું કે, આરબ સમાજ (જ્યાં વ્યાજુ વ્યવહાર ઘણો જોરશોરથી ચાલતો હતો)માં હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ હઝ. ખદીજા રદી.નો માલ વેપાર અર્થે લઈ જઈ બીજા દેશોનો સફર કર્યો હતો. અને આપે વ્યાજમૂક્ત (મુઝારબા-મુશારકા) પધ્ધતિઓથી માનવ-સમાજને માહિતગાર કર્યા.

રિઝર્વ બેંક ઓફ ઈન્ડિયાના ત્રિવેન્દ્રમ શાખાના સ્ટેટ મેનેજર શ્રી રાજ સીમન તરફથી કોર્ટમાં એક અરજી દાખલ કરવામાં આવી, જેમાં તેમણે જણાવ્યુ કે, આ સમગ્ર પ્રક્રિયા દરમ્યાન ઈસ્લામી બેંકીંગમાં તેમની દિલચસ્પી વધી છે. અને તે એના માટે એક પ્રોફેસનલ કોર્ષ પણ શરૂ કરવા માંગે છે.

ઈન્ડિયન સેન્ટર ફોર ઈસ્લામિક ફાયનાન્સ તરફથી ડો. સુબ્રમણ્યમ સ્વામી સાથે પણ આ બાબતે મુલાકાત કરવામાં આવી. અને તેમને Why Shariah ન્યુયોર્ક ટાઈમ્સનો એક ખાસ લેખ અને ઇંગ્લેન્ડના ચીફ જસ્ટીસના તે પ્રવચનનો ખુલાસો રજૂ કરવામાં આવ્યો, જેમાં ચીફ જસ્ટીસ સાહેબે કહ્યું છે કે, શરીઅતના કાયદાઓ કૌટુંબિક વ્યવસ્થા સાથે આર્થિક ક્ષેત્રે પણ લાગુ પાડવામાં આવવા જોઈએ.

હકીકત એ છે કે, આ કેસને કારણે ઈસ્લામી રોકાણકારી-

બેંકીંગની ઉચ્ચતા, સર્વોપરિતા અને સફળતા તથા વર્તમાન વિશ્વ-મંદીમાં એક શાનદાર વિકલ્પ સ્વરૂપે હોવુ, બિનસાંપ્રદાયિક્તાનો ભારતિય સમાજ કાયદાના આધારે ભાવાર્થ તથા આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના અમલી જીવનમાં વ્યાજમૂક્ત ધંધા-રોજગારની મહત્વતા વગેરે ઘણી બધી બાબતોની ચર્ચાને લઈ મિડિયા તથા કોર્ટના વર્તુળોમાં ઈસ્લામી આર્થિક વ્યવસ્થાથી લોકોની દિલચસ્પી અને જાણકારીમાં વધારો થયો.

**વડાપ્રધાનના આર્થિક સલાહકાર શ્રી વ્યાસ સમક્ષ રજૂઆત :**

આયોજન પંચની રઘુરામ રાજન સમિતિની ભલામણોના સંદર્ભમાં નવીનીકરણ સાથે સાર્વત્રિક વિકાસ નિશ્ચિત બનાવવા દેશમાં વ્યાજમૂક્ત બેંકિંગ વ્યવસ્થાના અમલ માટે ઈન્ડિયન સેન્ટર ફોર ઈસ્લામિક ફાયનાન્સે વડાપ્રધાનની આર્થિક સલાહકાર સમિતિના સભ્ય વી. એસ. વ્યાસ સમક્ષ ધારદાર રજૂઆત કરી હતી.

ઈન્ડિયન સેન્ટર ફોર ઈસ્લામિક ફાયનાન્સ *(I.C.I.F.)*ના મહાસચિવ એચ. અબ્દુર્રકીબની આગેવાનીમાં એક પ્રતિનિધિમંડળ ડિસેમ્બર ૨૦૧૦ના યોજના ભવન ખાતે પ્રોફેસર વ્યાસને મળ્યુ હતું. અને માઈક્રો ફાયનાન્સ મોડેલની ઉપયોગિતા પર ગંભીર સવાલો ઉભા થઈ રહ્યા છે, ત્યારે સમાજના વંચિત વર્ગો સુધી બેંકિંગ સુવિધાઓનો લાભ પહોંચાડવાની જરૂરિયાત પર ભાર મૂક્યો હતો.

રાજસ્થાન પ્લાનિંગ બોર્ડના અધ્યક્ષ એવા પ્રોફેસર વ્યાસે આ મુલાકાત દરમ્યાન આયોજન અને વ્યવસ્થાપનમાં નૈતિકતા પરની ચર્ચામાં નોંધ્યું હતું કે, ગરીબ અને જરૂરિયાતમંદ લોકોમાં સંપત્તિની એકસમાન વહેંચણી માટે ઈસ્લામના આર્થિક સિદ્ધાંતો ઝકાત અને સદકા (દાન) આધુનિક અર્થતંત્રના પડકારોનો ઉકેલ બની શકે છે. પ્રોફેસર વ્યાસની ટિપ્પણીથી પ્રોત્સાહિત થયેલા પ્રતિનિધિમંડળે તેમની સમક્ષ વિગતવાર રજૂઆત કરી હતી. અને ભાવિ પગલાં અંગે નિર્ણય કરતા પહેલાં એક વર્ષ માટે મુંબઈમાં પ્રવર્તમાન ભારતીય

બેંકિંગ મર્યાદાઓમાં રહીને વ્યાજમૂક્ત ઈસ્લામિક બેંકિંગ વ્યવસ્થા શરૂ કરવા ભારતમાં કાર્યરત જાહેર, ખાનગી અને વિદેશી બેંકોમાં પાયલોટ પ્રોજેક્ટ શરૂ કરવાનું સૂચન કર્યું હતું. અબ્દુર્રકીબે નોંધ્યુ હતું કે, ઈસ્લામ સહિતના ચોક્કસ ધર્મો વ્યાજ આધારિત આર્થિક સાધનો પર પ્રતિબંધ ફરમાવે છે, અને તેને શોષણનું સાધન માને છે. આ સમૂદાયોના મોટી સંખ્યામાં લોકો સમાજના આર્થિક રીતે પછાત વર્ગોના સભ્યો હોવાથી તેઓ બેંકિંગ સુવિધાઓનો લાભ લઈ શકતા નથી. અને દેશની આર્થિક વૃધ્ધિના લાભ તેમના સુધી પહોંચતા નથી. *(ધ હિન્દુ, ૭ ડિસેમ્બર ૨૦૧૦)*

**ભારતમાં સૌપ્રથમ ઇસ્લામિક સ્ટોક ઈન્ડેક્ષનું લોન્ચિંગ :**

ભારત અને વિદેશમાં વસતા મુસ્લિમ રોકાણકારોને આકર્ષવાના હેતુથી બોમ્બે સ્ટોક એક્ષચેન્જ દ્વારા તકવા એડ્વાઈઝરી એન્ડ શરિયા ઈન્વેસ્ટમેન્ટ સોલ્યુશન્સ (તાસીસ)ની સહાયથી સૌપ્રથમવાર શરિયા આધારિત ઈસ્લામિક સ્ટોક ઈન્ડેક્ષનું લોન્ચિંગ કરવામાં આવ્યું છે. બી.એસ.ઈ. તાસીસ શરિય્યાહ ૫૦ ઈન્ડેક્ષમાં બી.એસ.ઈ. ૫૦૦માં સમાવિષ્ટ ૫૦ સૌથી મોટી અને શરિય્યાહને સૌથી વધુ મળતી આવતી કંપનીઓનો સમાવેશ કરવામાં આવ્યો છે.

બી.એસ.ઈ.ના અધિકારીઓએ આ અંગે વેબસાઈટ પર રજૂ કરેલા નિવેદનમાં જણાવ્યું હતું કે, ભારતમાં આ પ્રકારના સૌથી પહેલા એવા બી.એસ.ઈ. તાસીસ શરિય્યાહ ૫૦ ઈન્ડેક્ષની રચના ભારતીય મૂળના શરિય્યાહ સલાહકાર બોર્ડના ચુસ્ત માપદંડ અને સ્થાનિક નિપૂણતાને આધારે કરવામાં આવી છે. આ નિવેદનમાં વધુમાં જણાવાયું હતું કે, તાસીસે ઈસ્લામ અને શરિયા કાનૂન અંગેની પોતાની જાણકારી અને હાલમાં લિસ્ટેડ ભારતીય કંપનીઓ વિશેની માહિતીનું ખૂબ જ ઝીણવટથી અધ્યયન કરીને આ ઈન્ડેક્ષમાં કંપનીઓને સામેલ કરવા માટે અત્યંત ચુસ્ત માપદંડ તૈયાર કર્યા છે. જેથી કરીને ઈન્ડેક્ષમાં સામેલ થનારી તમામ કંપનીઓ ઈસ્લામિક શરિયા કાનૂન સાથે

બંધબેસતી હોય. તાસીસ દ્વારા અપનાવવામાં આવેલા માપદંડ એટલા ચુસ્ત છે કે, તે શરિયા કાનૂનને આધારે રોકાણ કરવા માંગતા મુસ્લિમ રોકાણકારો માટે આદર્શ બની રહેશે. બી.એસ.ઈ.ના એમ.ડી. તથા સી.ઈ.ઓ. મધુ કન્નાનના જણાવ્યા મુજબ આ ઈન્ડેક્ષ શરિયા આધારિત મ્યુચ્યુઅલ ફંડ તથા ઈ.ટી.એફ. જેવા નાણાંકીય રોકાણ વિકલ્પોના લાયસન્સીંગ માટે ખૂબ જ ઉપયોગી સાબિત થશે. તાસીસ ખાતેના રિસર્ચ એન્ડ ઓપરેશન્સ વિભાગના નિર્દેશક ડો. શારીક નિસારના જણાવ્યા મુજબ બોમ્બે સ્ટોક એક્ષચેન્જ દ્વારા આ ઈન્ડેક્ષની શરૂઆત થયા બાદ હવે બી.એસ.ઈ.માં શરિયા આધારિત લિસ્ટેડ સ્ટોકની સંખ્યા સમગ્ર વિશ્વમાં સૌથી વધુ છે. એટલું જ નહીં, મિડલ ઈસ્ટના તમામ દેશો તથા પાકિસ્તાનમાં લિસ્ટેડ આ પ્રકારની તમામ કંપનીઓ કરતાં પણ વધુ કંપનીઓ બી.એસ.ઈ.માં લિસ્ટેડ છે.

**શરિયા કાયદાને અનુરૂપ ઈન્ડેક્ષમાં સામેલ કંપનીઓ :**

| કંપનીનું નામ | ઈન્ડેક્ષમાં વેઈટેજ | કંપનીનું નામ | ઈન્ડેક્ષમાં વેઈટેજ |
|---|---|---|---|
| ટીસીએસ લિમિટેડ | ૮.૩૨ | હિરોહોન્ડા એમ | ૨.૬૪ |
| રિલાયન્સ | ૮.૨૧ | સિપ્લા લિમિટેડ | ૨.૬૩ |
| ઓએનજી કોર્પો. લિમિટેડ | ૭.૫૨ | ગ્રાસીમ ઈન્ડસ્ટ્રીઝ | ૨.૧૭ |
| ભારતી એરટેલ | ૬.૧૯ | નેસ્લે લિમિટેડ | ૧.૯૨ |
| ભેલ | ૫.૩૫ | એશિયન પેઈન્ટ્સ | ૧.૮૪ |
| મહિન્દ્રા એન્ડ એમ | ૪.૬૫ | સિમેન્સ લિમિટેડ | ૧.૬૭ |
| હિન્દુસ્તાન યુનિ. લિમિટેડ | ૪.૩૭ | અંબુજા સિમેન્ટ | ૧.૬૩ |
| હિન્ડાલ્કો ઈન | ૪.૩૩ | ક્રોમ્પ્ટન ગ્રિવ્ઝ | ૧.૬૧ |
| વિપ્રો લિમિટેડ | ૪.૧૦ | અલ્ટ્રાટેક સિમેન્ટ | ૧.૫૭ |
| ગેઈલ ઈન્ડિયા | ૩.૪૯ | લ્યુપિન લિમિટેડ | ૧.૫૩ |
| ડો. રેડ્ડીઝ લિમિટેડ | ૨.૯૨ | એસીસી લિમિટેડ | ૧.૫૩ |
| બજાજ ઓટો | ૨.૮૯ | એક્સાઈડ ઈન્ડસ્ટ્રીઝ | ૧.૦૭ |
| મારૂતિ સુઝુકી | ૨.૭૫ | ટાઈટન ઈન્ડસ્ટ્રીઝ | ૧.૦૫ |

| કંપનીનું નામ | ઈન્ડેક્ષમાં વેઈટેજ | કંપનીનું નામ | ઈન્ડેક્ષમાં વેઈટેજ |
|---|---|---|---|
| કમિન્સ ઈન્ડસ્ટ્રીઝ | ૧.૦૧ | ઓપ્ટો સર્કિટ | ૦.૪૭ |
| ડાબર ઈન્ડિયા | ૦.૮૨ | કેસ્ટ્રોલ ઈન્ડિયા | ૦.૪૬ |
| કોલ્ગેટ પાલ્મ | ૦.૭૮ | સ્ટર્લ ઈન્ટરનેશનલ | ૦.૪૪ |
| ગ્લેક્સોસ્મીકોન | ૦.૭૬ | પીટીસી ઈન્ડિયા | ૦.૪૩ |
| વોલ્ટાસ લિમિટેડ | ૦.૬૮ | ટેક મહા | ૦.૩૬ |
| એમફેસીસ લિમિટેડ | ૦.૬૭ | અરેવા | ૦.૩૧ |
| લેન્કો ઈન્ફ્રા. | ૦.૬૨ | બીઈએમએલ લિમિટેડ | ૦.૨૮ |
| ટાટા ગ્લોબલ | ૦.૬૦ | મેંગ્લોર રિ. | ૦.૨૬ |
| ગોદરેજ કોન્સ | ૦.૫૯ | એમઆરએફ લિમિટેડ | ૦.૨૫ |
| એબીબી લિમિટેડ | ૦.૫૭ | આલ્સટમ પ્રોજેક્ટ | ૦.૨૨ |
| અશોક લેલેન્ડ | ૦.૫૬ | હિન્દ. કોપર | ૦.૨૧ |
| થર્મેક્સ લિમિટેડ | ૦.૫૫ | મેકલિયોડ રૂસ | ૦.૧૮ |

*(ગુજરાત ટુડે, તા.૩૦-૧૨-૧૦)*



# મૂડીવાદ અને ઈસ્લામી અર્થતંત્ર વચ્ચેનો ફર્ક

ઈસ્લામ બજાર (માર્કેટ)ની અસલ તાકતનો ઈન્કાર કરતો નથી. પ્રાયવેટ માલિકીને માનવા છતાં ઈસ્લામી અર્થતંત્ર મૂડીવાદની જેમ માનવીને કમાવા માટે બિલ્કુલ બેલગામ નથી રાખતો. મૂડીવાદમાં પણ જો કે અમૂક પાબંદીઓ લગાવવામાં આવી છે, પરંતુ તે માનવીઓ તરફથી લગાડવામાં આવી છે. જેને કાયદાકીય રીતે આપસી મશ્વેરાથી બદલી પણ શકાય છે. અને લોકશાહી ઢબે ચાલતી સંસ્થાઓ માનવીને વધારે મહત્વ આપે છે. જેને લઈ તેમાં એવા કામધંધાઓ તથા તેની એવી રીતો પણ પ્રચલિત છે, જે સામાન્યરૂપે સમાજ માટે આર્થિક, સામાજિક, ધાર્મિક દૃષ્ટિએ ઘણી નુકસાન-કારક હોય છે. પરંતુ માનવીય હિતોનું બહાનું કાઢી મૂડીવાદમાં તે વેપારનો એક અંશ સમજવામાં આવ્યો છે.

વ્યાજ, જુગાર અને સટ્ટાબાઝીને લઈ ધન-દૌલત અમૂક વ્યક્તિઓના કબ્ઝામાં જ સમેટાઈ જાય છે. એ જ પ્રમાણે અખ્લાક-સંસ્કાર બગાડનાર વસ્તુઓ અને સેવાઓ-પ્રવૃત્તિઓ દ્વારા પૈસો વધુથી વધુ કમાવા માટેની હોડ લાગેલી છે. સ્ત્રીઓના નગ્ન અંગોનું પ્રદર્શન તથા તેમની ઈઝઝતનું લીલામ રાત-દિવસ અખબારોના પાનાઓ અને ટી.વી.ની સ્ક્રીનો ઉપર આપણે જોઈ રહ્યા છે. ફિલ્મી જગતમાં પૈસા માટે સ્ત્રીઓ શું કરી રહી છે અથવા તેમનાથી શું કરાવવામાં આવી રહ્યું છે, તે આપણે જાણીએ છીએ. પરંતુ ફિલ્મી દુન્યા તો સૌથી વધુ જલ્દી કમાવાની દુન્યા છે. ચાહે તેમાં સ્ત્રીઓનું ગમે તેમ જાતિય, માનસિક બલ્કે આર્થિક પણ શોષણ થતું હોય.

નફો કમાવાની બ્રેક વગરની ઈજારાદારી-મોનોપોલી બજારની અસલ તાકત ડીમાન્ડ-સપ્લાઈ *(Demand-Supply)*ને લૂલી-લંગડી કરી દે છે. અને સંપૂર્ણ માર્કેટની વ્યવસ્થા પડી ભાંગે છે. મૂડીવાદનો દાવો તો એ છે કે, તે માંગ ઉપર આધારિત છે. પરંતુ

હકીકતમાં મોનોપોલીને લઈ (ડીમાન્ડ-સપ્લાઈની) સમગ્ર વ્યવસ્થા પડી ભાંગે છે.

મૂડીવાદમાં અમૂક આર્થિક નિતીઓ અને ધંધાઓ એટલા માટે પણ રહેવા દેવામાં આવે છે કે, તે તાકતવર અને આર્થિક સધ્ધર ગૃપ તરફથી લાદવામાં આવી છે. જેમાં તેમનો અંગત સ્વાર્થ-લાભ છૂપાયેલો છે. ચાહે ગરીબ દેશોનું તેમાં શોષણ થતું હોય. અને તેમાં તેમની જ દાદાગીરી ચાલે છે. ચાહે ડોલર ઉપર **"TRUST IN GOD"** લખ્યું હોય, પરંતુ વહેવારમાં ખુદાપાકને નઉઝુબિલ્લાહ ક્યારની તિલાંજલી આપી દીધી છે.

આ પ્રકારની ખરાબીઓને રોકવા માટે ખુદાઈ ઓથોરીટી અને શક્તિને સર્વમાન્ય રીતે કબૂલ કરવા વગર છૂટકારો નથી. ઈસ્લામ પોતાની વેપારનિતીમાં માનવીને મર્યાદિત છૂટછાટ આપવાની સાથે ખુદાપાક તરફથી લાદેલી અમૂક પાબંદીઓ ઉપર અમલ કરવાને જરૂરી સમજે છે. જે ગરીબ વર્ગનું શોષણ ન કરે.

આ પાબંદીઓ અલ્લાહપાક તરફથી લાદવામાં આવી છે. જેના ઈલ્મ-જ્ઞાનની તુલનામાં માનવીય જ્ઞાન અધૂરૂ છે. જેનો વિજ્ઞાને સ્વજાતે સ્વીકાર કર્યો છે. વૈજ્ઞાનિક રીતે અમૂક મર્યાદાઓ (લીમીટેડ બુધ્ધિ) છે કે, માનવી સંપૂર્ણ જ્ઞાન નથી ધરાવી શકતો. વ્યાજ, જુગાર, સટ્ટો, સંગ્રહખોરી, અમૂક વસ્તુઓની લે-વેચ અને તેમનો નફા પ્રાપ્ત કરવાની મનાઈ, જે વસ્તુ પોતાની પાસે નથી તેનો વેપાર ***(Short Sale)***ની મનાઈ, વગેરે ખુદાઈ પાબંદીઓના અમૂક ઉદાહરણો છે. આ બધી પાબંદીઓના પરિણામ સ્વરૂપે સામાજિક સમાનતા અને દૌલતની ન્યાયિક વહેંચણી થાય છે.

ઈસ્લામી ધંધા-ફાયનાન્સિંગની અમૂક વિશિષ્ઠતાઓ પૈકી એક આ પણ છે કે, તે વાસ્તવિક વસ્તુ-સામગ્રી ઉપર આધારિત છે. પ્રચલિત ફાયનાન્સિંગની મૂડીવાદી શક્તિઓનો ખ્યાલ એ છે

કે, બેંક અને માલી સંસ્થાઓ ફક્ત પૈસા *(Money)* અથવા પૈસાના દસ્તાવેજો *(Monetary Papers)*ની લેવડદેવડ કરે છે. આ જ કારણ છે કે, દુનિયાના વધુ પડતા દેશોમાં બેંકો અને માલી સંસ્થાઓને વસ્તુઓનો વેપાર કરવાની અને ધંધાકીય સ્ટોક રાખવાની પરવાનગી નથી હોતી. જ્યારે કે ઈસ્લામ પૈસા *(Money)*ને ખાસ સુરતો સિવાય કારોબારી (અસલ વસ્તુ) નથી ગણતો. ચલણી નોટનો પોતાનો સ્વજાતી અને આંતરિક કોઈ ફાયદો નથી હોતો. તે ફક્ત લેવડ-દેવડની હેરફેરનું સાધન *(Medium of Exchange)* છે. અને તેનો એક પૈસો તે કરન્સીના બીજા પૈસાની જેમ જ રૂપિયાનો ૧૦૦મો ભાગ છે. એટલે કે ભારતિય એક રૂપિયાની નોટ બીજી એક રૂપિયાની નોટથી સંપૂર્ણ (સો ટકા) સરખી સમજવામાં આવે. ચાહે એક નોટ નવી હોય અને બીજી નોટ જૂની હોય. માટે ઈસ્લામમાં નોટના બદલામાં નોટથી નફો કમાવાની કોઈ ગુંજાઈશ નથી. નફો ત્યારે જ પ્રાપ્ત કરી શકીશું, જ્યારે નોટના બદલામાં કોઈ એવી વસ્તુની લેવડદેવડ થાય, જેનો પોતાનો ફાયદો હોય અથવા બે અલગ-અલગ દેશોની કરન્સીનો સોદો હોય. (જેમકે રૂપિયાના બદલામાં ડોલર હોય) પરંતુ ભારતિય રૂપિયાના બદલામાં રૂપિયા અથવા તેના બોન્ડની લેવડદેવડ કરી પ્રાપ્ત કરેલ નફો વ્યાજુ હોવાને લઈ હરામ છે. એટલા જ માટે પ્રચલિત માલી સંસ્થાઓની તુલનામાં ઈસ્લામમાં ફાયનાન્સિંગ હંમેશા ચીજવસ્તુ-સામગ્રી આધારિત રહે છે. જેનાથી હકીકી (વાસ્તવિક) ચીજવસ્તુ અને વેપારનો સામાન *(Inventories)* અસ્તિત્વમાં આવે છે.

ઈસ્લામી અર્થતંત્રની અસલ અને દાખલારૂપી રીતો મુશારકા અને મુઝારબા છે. જ્યારે એક પૈસા આપનાર વ્યક્તિ *(Financier)* આ બન્નેવ પ્રકારે પોતાની રકમ શામેલ કરે છે, તો તેનાથી ચોક્કસ અને જરૂરી થઈ જાય છે કે, આ મૂડીને સ્વજાતે નફો આપનાર વસ્તુઓમાં રૂપાંતર કરવામાં આવે. અને તે ચીજવસ્તુ-

ઓના વેચાણથી નફો પ્રાપ્ત કરવામાં આવે.

સલમ અને ઈસ્તિસ્નાઅ આધારિત ધંધાઓથી પણ હકીકી (વાસ્તવિક) ચીજવસ્તુઓ પ્રાપ્ત થાય છે. સલમની સૂરતમાં ફાયનાન્સર હકીકી વસ્તુઓ પ્રાપ્ત કરે છે. જેને માર્કેટમાં વેચી નફો પ્રાપ્ત કરી શકે છે. ઈસ્તિસ્નાઅની સૂરતમાં પણ આ ધંધો અમૂક ચીજ-સામગ્રી તૈયાર કરવા *(Manufacturing)*ને લઈને જ નફાકારક બને છે. જેના બદલામાં ફાયનાન્સર નફો પ્રાપ્ત કરે છે.

ધંધાકીય ભાડા *(Financial Lease)* અને મુરાબહા વિશે આગલા પ્રકરણોમાં આ વાત માલૂમ પડશે કે આ અસલ ઈસ્લામી ફાયનાન્સિંગની રીતો નથી, પરંતુ અમૂક જરૂરતો પૂરી પાડવા માટે તેમને નવા પ્રકારે રજૂ કરવામાં આવ્યા છે. જેને લઈ એમને અમૂક શર્તો સાથે માલ કમાવા *(Mode of Financing)* માટે (સાધનરૂપી) વપરાશમાં લઈ શકાય છે, જ્યાં મુશારકા, મુઝારબા, સલમ અને ઈસ્તિસ્નાઅ અમૂક કારણોસર અમલમાં ન આવી શકતા હોય.

મુરાબહા અને ભાડે (લીઝીંગ)વાળા ધંધાની રીતો ઉપર સામાન્ય રીતે આ આક્ષેપ કરવામાં આવે છે કે, તેમનું છેલ્લુ પરિણામ વ્યાજુ કર્જથી અલગ નથી હોતું. આ આક્ષેપ અમૂક હદે સહીહ પણ છે. એટલા જ માટે ઈસ્લામી બેંકો અને માલી સંસ્થાઓના શરીઅતી એડવાઈઝરી બોર્ડ આ બાબતે સહમત છે કે, આ ઈસ્લામી ઉદાહરણિય રીતો નથી. માટે તેને ફક્ત જરૂરતના મોકાસર જ ધંધા માટે પસંદ કરવામાં આવે. અને તે પણ શરઈ શર્તોનો સંપૂર્ણ ખ્યાલ રાખવા સાથે જ કરવામાં આવે.

ઉપરોક્ત બાબત છતાં મુરાબહા અને ઈજારા બન્નેવ ધંધાઓ સંપૂર્ણ રીતે ચીજ-વસ્તુઓ આધારિત જ ફાયનાન્સિંગ છે. અને આ રીતે કરવામાં આવનાર ધંધાઓ વ્યાજુ ધંધાઓથી નીચે દર્શાવેલ અમૂક કારણોસર સ્પષ્ટ રીતે જુદા પડે છે.

(૧) પ્રચલિત ધંધાઓમાં ફાયનાન્સર પોતાના ગ્રાહક *(Client)*ને વ્યાજે રકમ આપે છે. ત્યારબાદ તેને ગ્રાહકથી કોઈ સબંધ નથી હોતો કે તે આ રકમ ક્યાં વાપરે છે ? તેને તો ફક્ત પોતાના હપ્તાવાળા વ્યાજથી જ દિલચસ્પી હોય છે. તેના મુકાબલામાં મુરાબહામાં ફાયનાન્સર પોતાના ગ્રાહકને રકમ આપતો નથી, બલ્કે તે પોતે આ વસ્તુ *(Commodity)* ખરીદે છે, જેની ગ્રાહકને જરૂર હોય છે. (ત્યારબાદ ગ્રાહકને વધુ કિંમતે ઉધાર વેચે છે.) મુરાબહાનો આ સોદો ત્યાં સુધી સંપૂર્ણ થતો નથી, જ્યાં સુધી ગ્રાહક આ ખાતરી ન આપે કે તે આ વસ્તુ ખરીદવા ચાહે છે. એટલા માટે મુરાબહાનો સોદો ત્યારે જ થશે, જ્યારે ફાયનાન્સર પોતાની પાસે તે વેચવાવાળી વસ્તુ (અસ્તિત્વમાં) હાજર કરે. આ રીતે મુરાબહામાં અસલ સ્વરૂપે વસ્તુ-સામગ્રી હોય છે.

(૨) પ્રચલિત ફાયનાન્સિંગ સિસ્ટમમાં કોઈપણ નફાકારક હેતુ માટે કરજ (લોન) આપવામાં આવે છે. એક જુગારી પોતાના જુગાર-ખાનાને વિકસાવવા માટે પણ લોન લઈ શકે છે. નગ્ન ફિલ્મો અને ખરાબ મેગેઝીન ચલાવવાવાળી કંપની કે પ્રેસવાળા પણ લોન લઈ બેંકના ગ્રાહક બની શકે છે, જેમકે એક મકાન માટે લોન લેનાર. આ પ્રમાણે મૂડીવાદના પ્રચલિત ધંધામાં કોઈ ખુદાઈ પાબંદી હોતી નથી, પરંતુ ઈસ્લામી બેંક અને માલી સંસ્થાઓ (મુરાબહા સિસ્ટમ ચાલુ કરવામાં પણ) આ પ્રમાણેના સામાજિક દૂષણ કે હરામ કામો માટે કદી પણ ધંધો કરશે નહીં.

(૩) મુરાબહાના સહીહ હોવા માટે એક શર્ત આ પણ છે કે, જે વસ્તુ *(Commodity)* ઉપર મુરાબહા થઈ રહ્યો છે, તે ફાયનાન્સરે ખરીદી હોવી જોઈએ. (ચાહે થોડીવાર માટે પણ તેના કબ્ઝા અને માલિકીમાં આવી હોય.) જેનો મતલબ એ થયો કે ફાયનાન્સર તે વસ્તુ વેચવા પહેલા તેની **Risk** (ઝમાનત) કબૂલ કરે છે. ફાયનાન્સરને મળતો નફો આ

જવાબદારી (રિસ્ક)નો બદલો છે. વ્યાજ આપનાર આ પ્રમાણેની ઝમાનત નથી લેતો.

(૪) વ્યાજુ લોનમાં કર્જ લેનારે જે રકમ પરત કરવાની હોય છે, તે મુદત ગુજરવાની સાથે વધતી રહે છે. તેના મુકાબલામાં મુરાબહામાં બન્નેવ પાર્ટી દરમ્યાન જે કિંમત ઉપર સહમતિ થઈ જાય તે નક્કી અને ફિક્સ રહે છે. માટે જો ખરીદનાર (બેંકનો ગ્રાહક) સમયસર અદા કરતો નથી, તો પણ વેચનાર (બેંક) મોડુ થવાને લઈ વધારે કિંમત લઈ શકતો નથી. કારણ કે ઈસ્લામી કાનૂનમાં મોડુ થવાને લઈ પૈસામાં વધારો કરી શકતો નથી.

(૫) લીઝિંગ (ભાડે)માં પણ ફાયનાન્સની દરખ્વાસ્ત વપરાશલાયક વસ્તુ-સામગ્રી મારફતે થાય છે. જે પ્રોપર્ટી ભાડેથી આપવામાં આવે છે, તે લીઝ (ભાડા)ની પૂરી મુદત દરમ્યાન ફાયનાન્સર (ભાડે આપનાર)ની રિસ્ક (ઝમાનત)માં રહે છે. એટલા જ માટે ભાડેથી આપેલ વસ્તુ જો વાપરનારની બેકાળજી અથવા બેપરવાહીના કારણે તબાહ થાય તો તો વાપરનાર ઉપર તેની જવાબદારી આવશે. પરંતુ કાળજીથી વાપરવા છતાં તબાહ થઈ ગઈ તો ફાયનાન્સરે (ભાડે આપનારે) તે નુકસાન વેઠવું પડશે.

ઉપરોક્ત મુદ્દાઓથી સ્પષ્ટ થાય છે કે, ઈસ્લામી ફાયનાન્સના બધા જ પ્રકારોમાં હકીકી ચીજ-સામગ્રી અસ્તિત્વમાં હોય છે. ઉપર જણાવેલ મુરાબહા અને લીઝિંગ (ભાડે) તો ઈસ્લામી અસલ રીતો નથી, છતાં તેમાં ચીજ-સામગ્રી જરૂરી છે. તો પછી મુશારકા-મુઝારબા વગેરેમાં તો ચીજ-સામગ્રી અત્યંત જરૂરી સમજવામાં આવશે.

બીજી તરફ આ વાત જાણીએ જ છીએ કે વ્યાજુ ધંધાઓમાં ચોક્કસ ચીજ-વસ્તુ હોતી જ નથી. એટલા જ માટે બેંકો અને ધંધાકીય સંસ્થાઓ તરફથી જારી કરવામાં આવેલ કરજ (લોન)ના પરિણામે

પૈસાની જે સપ્લાય અસ્તિત્વમાં આવે છે, તે સમાજમાં પેદા થવાવાળી હકીકી વસ્તુઓ અને સેવાઓની સાથે બંધબેસતી હોતી નથી, બલ્કે તેનાથી વધી જાય છે. કારણકે આ કર્જ (લોન) બનાવટી પૈસા પેદા કરે છે. જેના કારણે વાસ્તવિક વસ્તુઓની પેદાશ થયા વગર પૈસાની સપ્લાય વધી જાય છે, બલ્કે અમૂક વખત કંઈ ઘણી વધી જાય છે.

પૈસાની સપ્લાય અને સાધન-સામગ્રીની વાસ્તવિક પેદાવારમાં આ ફર્ક ફુગાવો પેદા કરે છે, અથવા તેમાં વધારો કરે છે. ઈસ્લામી વ્યવસ્થામાં ફાયનાન્સિંગનો આધાર ચીજ-સામગ્રી હોય છે. એટલા માટે તેના મુકાબલામાં આવનાર વસ્તુઓ તથા સેવાઓની સાથે મળતાપણું હોવાને લઈ ફુગાવાની શક્યતા ઓછી હોય છે.

**મૂડી અને વ્યવસ્થા *(Capital & Entrepreneur)* :**

મૂડીવાદી દૃષ્ટિકોણ પ્રમાણે મૂડી ***(Capital)*** અને મૂડી આપનાર ***(Entreprenur)*** બે અલગ-અલગ પેદાઈશના પ્રેરક શક્તિબળો છે. પ્રથમ (પૈસો) વ્યાજ પ્રાપ્ત કરે છે, જ્યારે મૂડી આપનાર નફો પ્રાપ્ત કરે છે. વ્યાજ પૈસા ભેગા કરવાનો નક્કી નિર્ધારિત ફાયદો છે, જ્યારે નફો ફક્ત ત્યારે જ પ્રાપ્ત થાય છે, જ્યારે જમીન, મહેનત અને પૈસાને તેમનો નક્કી કરેલો ફાયદો (લગાન, ભાડુ અને વ્યાજ) આપ્યા બાદ જે કાંઈ બચે.

એના મુકાબલામાં ઈસ્લામ પૈસા અને પૈસા આપનારને બે અલગ પેદાઈશ શક્તિ માનતો નથી. દરેક તે વ્યક્તિ જે કોઈ કારોબારમાં પૈસો શામેલ કરે છે, તે નુકસાનની જવાબદારી પણ જરૂર ઉઠાવે છે. એટલા માટે તે ચોક્કસ રીતે નફાના એક પ્રમાણમાં મુનાસિબ હિસ્સાનો ભાગીદાર બને છે. એ જ પ્રમાણે કારોબારની જવાબદારી (રિસ્ક)ની હદ સુધી પૈસો પોતાની અંદર ભાડે આપનાર ***(Entreprenur)*** હોવાનો એક અંશ પણ રાખે છે. એટલા માટે તે વ્યાજની જગ્યાએ નફો પ્રાપ્ત કરે છે. જેટલો ધંધા-કારોબારનો નફો

વધારે હશે, તેટલો જ પૈસાનો ફાયદો પણ વધી જશે. એ રીતે સમાજમાં થતા બધા જ કારોબારથી પ્રાપ્ત થયેલ નફાઓ બધા જ લોકોને ન્યાયિક રીતે વહેંચવામાં આવે છે. મોર્ડન પ્રણાલી પ્રમાણે બેંક અને ધંધાકીય સંસ્થાઓ લોકોની જમા થયેલ રકમથી કારોબાર માટે પૈસા ભેગા કરે છે, તો ઈસ્લામી બેંકીંગ વ્યવસ્થામાં પણ આ બધા જ ખાતેદારોને ન્યાયિક રીતે નફો મળશે. અને રૂપિયાનો વહેણ ફક્ત અમૂક માલદારો તરફ જવાને બદલે બધા જ ભાગીદારોને વ્યવસ્થિત રીતે મળશે.



# ❊ મુશારકા (Musharakah) ❊

મુશારકા અરબી શબ્દ છે. તેનો અર્થ હિસ્સેદાર-ભાગીદાર થવું છે. વેપારી ભાષામાં એક એવો ભાગીદારીનો ધંધો છે, જેમાં બધા જ હિસ્સેદારો સંયુક્ત ધંધાકીય કોશિશના નફા-નુકસાનમાં ભાગીદાર હોય છે.

આ વ્યાજથી મુક્ત એક આદર્શ ધંધો છે. જેમાં પૈસાની પેદાઈશ અને વહેંચણી બન્નેવના દુરગામી અસરો જન્મ લે છે. વર્તમાન મૂડીવાદમાં વ્યાજ જ ફક્ત એક સ્રોત છે, જેને દરેક પ્રકારે પૈસો ભેગા કરવા (ફાયનાન્સિંગ) માટે બેધડક વાપરવામાં આવે છે.

ઈસ્લામમાં વ્યાજ હરામ હોવાને લઈ કોઈપણ પ્રકારની ફાયનાન્સિંગમાં તેને વાપરી શકતા નથી. એટલા માટે ઈસ્લામી કાયદાઓ આધારિત અર્થતંત્રમાં મુશારકા ઘણો જ સારો અને ફાયદાકારક રોલ ભજવી શકે છે.

વ્યાજુ વ્યવહારમાં ફાયનાન્સર (પૈસા ધિરનાર) તરફથી આપવામાં આવતા કર્જ પર વધારાની લેવાતી રકમ (વ્યાજ) પહેલાંથી જ નક્કી હોય છે. ચાહે કર્જ લેનારને નફો થાય કે નુકસાન થાય. જ્યારે મુશારકામાં ફાયનાન્સરને પરત મળતી રકમ પહેલાંથી નક્કી હોતી નથી, બલ્કે ધંધામાં મળેલ નફા પ્રમાણે વહેંચવામાં આવે છે.

વ્યાજુ વહેવારમાં વ્યાજ આપનાર કદી પણ નુકસાન ઉઠાવતો નથી, જ્યારે મુશારકામાં ફાયનાન્સરને નુકસાન પણ થઈ શકે છે.

ઈસ્લામે વ્યાજને અન્યાયપૂર્ણ ધંધો દર્શાવ્યો છે. કારણકે તેના પરિણામો કર્જ દેનાર-લેનાર બન્નેવ માટે અન્યાયીરૂપમાં જાહેર થાય છે. જો કર્જ લેનારને ધંધામાં નુકસાન થાય છે, તો કર્જ દેનાર તરફથી ચોક્કસ વ્યાજ સહિત રકમની માંગણી કરવી અન્યાય ગણાશે. અને જો કર્જ લેનારને મોટા પ્રમાણમાં નફો મળે છે, તો નફાનો સામાન્ય

હિસ્સો કર્જ દેનારને આપી બાકી બધી જ રકમ પોતાની પાસે રાખવી પણ અન્યાય છે.

વર્તમાન અર્થતંત્રમાં બેંક મારફતે એકાઉન્ટ હોલ્ડરોની રકમોથી કંપની, ફેક્ટરીવાળા તથા મોટા વેપારીઓને વ્યાજુ લોન આપવામાં આવે છે. જો કોઈ કંપનીવાળા પાસે પોતાના ફક્ત એક કરોડ રૂપિયા છે, તો બેંકોથી બીજા નવ કરોડ લોન રૂપે લેશે. અને તેનાથી મોટો પ્રોજેક્ટ તૈયાર કરશે. જેનો અર્થ એ થયો કે પ્રોજેક્ટનો નેવું ટકા હિસ્સો સામાન્ય ખાતેદારોના પૈસાથી અસ્તિત્વમાં આવ્યો અને ફક્ત દસ ટકા તેના પોતાના પૈસાથી. હવે જો આ પ્રોજેક્ટમાં વધુ પ્રમાણમાં નફો થયો તો પણ તેના દસ-પંદર ટકા જ બેંકો મારફતે સામાન્ય ખાતેદારોને મળશે. જ્યારે બાકીનો ૮૫ ટકા નફો કંપની લઈ લેશે. જેનો અસલ પ્રોજેક્ટમાં દસ ટકાથી પણ વધુ પૈસો નથી. પછી આ દસ-પંદર ટકા નફો પણ કંપની બીજી રીતે વસૂલ કરી લે છે. કારણકે તે જે માલ તૈયાર કરશે, તેમાં પોતાનું વ્યાજ પણ ખર્ચ તરીકે શામેલ કરી દેશે. અને લોકોને જ્યારે માર્કેટમાં આ વસ્તુ ખરીદવી હશે તો તેમણે આ વ્યાજ સહિત કિંમત આપવી પડશે. એટલે કંપનીને તો પોતાની રકમ ખર્ચ કર્યા વગર મફતનો (લોકોના પૈસે) નફો મળશે. અને લોકોને પોતાના પૈસા કંપનીમાં (લોન) આપ્યા બાદ પણ વધુ કિંમતે જ વસ્તુ ખરીદવી પડશે. એટલે તેમને મળનાર વ્યાજ તો કંપની તેમની પાસેથી માલના બદલામાં વસૂલ કરી જ લેશે.

અને જો સંજોગવસાત કંપનીને ખોટ જાય અને તે દેવાળુ ફૂંકે તો તેમને તો દસ ટકાનું જ નુકસાન થશે, જ્યારે નેવું ટકા રકમ આપનાર લોકોનું અથવા બેંકનું જ નુકસાન થશે. આ રીતે પૈસાનો અન્યાયપૂર્વક ઉપયોગ થઈ રહ્યો છે. ગરીબ વધુ ગરીબ અને માલદાર વધુ માલદાર બને છે. એના મુકાબલામાં ઈસ્લામમાં મૂડી પ્રાપ્ત કરવાનો એક ચોક્કસ અને સ્પષ્ટ આદેશ-કાયદો મૌજૂદ છે. તે એક ફાયનાન્સરે પોતે ચોક્કસ રીતે આ ફેંસલો કરવાનો રહેશે કે તે

માનવીય લાગણી અને હમદર્દીના આધારે કર્જદારની મદદ કરવા માટે કર્જ આપી રહ્યો છે અથવા પૈસા કમાવા માટે નફામાં ભાગીદાર થવા માંગે છે. જો તે ગરીબની ફક્ત મદદ કરવા ચાહે છે, ધંધા માટે આપતો નથી, તો પછી તેના માટે પોતાની આપેલ અસલ રકમથી વધારે પૈસા પાછા લેવા જાઈઝ નથી. પરંતુ જો તે (ધંધો કરવા) નફામાં ભાગીદાર થવા માંગે છે, તો તેણે નુકસાનમાં પણ ભાગીદાર થવું પડશે. આ રીતે મુશારકામાં ફાયનાન્સરનો નફો કારોબારથી પ્રાપ્ત થયેલ અસલ નફાથી સબંધિત રહેશે. કારોબારમાં જેટલો નફો વધારે થશે, તેટલા પ્રમાણમાં ફાયનાન્સરનો નફો પણ વધશે. જો કારોબારમાં નફાનું પ્રમાણ વધારે થશે તો ફક્ત કંપની કે ફેક્ટરીવાળા જ બધા નફાના માલિક થઈ જવાના નથી, બલ્કે બેંકના ખાતેદાર હોવાને લઈ સામાન્ય લોકો પણ નફામાં ભાગીદાર થશે. આ પ્રમાણે મુશારકામાં અમીર કરતાં ગરીબ લોકોનો ખ્યાલ વધારે રાખવામાં આવ્યો છે. આ બુન્યાદી ફિલોસોફીને લઈ ઈસ્લામ મુશારકાને વ્યાજુ વહેવારના બદલામાં વધારે પસંદ કરે છે.

વેપારની આ રીતે જોઈને એવો વહેમ ન થવો જોઈએ કે આ તો ઘણી જૂની પુરાણી સુરત છે. કારણકે ઈસ્લામે મુશારકાની કોઈ ચોક્કસ રીત નક્કી નથી કરી. બલ્કે તે બાબતે અમુક સામાન્ય નિયમો દર્શાવ્યા છે. જેમાં વિવિધ અમલી રીતો અને નિતનવી તરકીબોની ગુંજાઈશ છે. જ્યાં સુધી તે કુર્આન શરીફ, હદીષ શરીફ અને ઉમ્મતની સર્વસંમતિ (ઈજમાઅ્)ના વિરૂદ્ધ ન હોય.

આ પ્રકરણમાં મુશારકાના અમૂક બુન્યાદી કાયદાઓ અને રીતો બાબતે ચર્ચા કરી રહ્યો છું. જેના આધારે નવા વેપારોમાં આ કાયદાઓનું અમલીકરણ થઈ શકે છે. આ ચર્ચાનો હેતુ એ જ છે કે, બુન્યાદી કાયદાઓના ઉલ્લંઘનથી બચીને મુશારકાને નવી વેપારી સીસ્ટમમાં શામેલ કરી શકીએ.



**ભાગીદારીના પ્રાથમિક પ્રકારો :**

ઈસ્લામી ફાયનાન્સિગના વિવિધ પ્રકારો *(Models of Financing)*ના વર્ણનમાં મુશારકાનું વર્ણન આવે છે. ઈસ્લામી ફિકહની કિતાબોમાં એનાથી મળતો બીજો શબ્દ ‘‘શિરકત’’ પણ આવે છે. પરંતુ મુશારકાનો ભાવાર્થ ‘‘શિરકત’’થી થોડો મર્યાદિત છે. બન્નેવ વિશેની થોડી છણાવટથી એની સ્પષ્ટતા થઈ જશે. ઈસ્લામી ફિકહમાં શિરકતનો અર્થ ‘‘ભાગીદાર બનવું’’ છે. એના બે પ્રકારો છે :

**શિરકતુલ્મિલ્ક** : અર્થાત્ બે અથવા બે થી વધુ વ્યક્તિઓની એક વસ્તુમાં સંયુક્ત ભાગીદારી હોય. શિરકતનો આ પ્રકાર બે અલગ-અલગ રીતે અસ્તિત્વ (વુજૂદ)માં આવે છે. કદી ભાગીદારોની આપસી સંમતિ અને ઈરાદાથી આ વુજૂદમાં આવે છે. જેમકે બે વ્યક્તિ મળી કોઈ સામાન ખરીદે, આ સામાન બન્નેવની સંયુક્ત માલિકીનો ગણાશે. આ ભાગીદારીના હવાલાથી આ બન્નેવ દરમ્યાન જે સબંધ સ્થપાયો તેને ‘‘શિર્કતે મિલ્ક’’ કહેવામાં આવે છે. આ ઉદાહરણમાં બન્નેવનો સબંધ, બન્નેવની મરજી અને રાજીખુશીથી કાયમ થયો છે. પરંતુ અમૂક સુરતોમાં બન્નેવના કોઈ અમલ કર્યા વગર પણ ભાગીદારી થઈ જાય છે. જેમકે કોઈના મરણ બાદ તેની બધી જ મિલ્કત-પ્રોપર્ટીમાં તેના વારિસદારોની સંયુક્ત માલિકી થઈ જાય છે.

**શિર્કતુલ્અકદ** : આ ભાગીદારીનો બીજો પ્રકાર છે. આ ભાગીદારી આપસી કોલો-કરારથી અમલમાં આવે છે. ટૂંકમાં તેને સંયુક્ત ધંધાકીય સંસ્થા *(Joint Commercial Enterprise)* કહી શકીએ છીએ. શિર્કતુલ્અકદના ત્રણ પ્રકાર છે :

**શિર્કતુલ્અમ્વાલ** : જેમાં ભાગીદારો પોતપોતાની રકમ લગાવે.

**શિર્કતુલ્અઅ્માલ** : જેમાં ભાગીદારો ગ્રાહકોની અમૂક સેવા-

ઓની જવાબદારીઓ કબૂલ કરે છે. અને તેનાથી વસૂલ થવાવાળી ફી આપસમાં (પહેલાંથી નક્કી કરેલ) વહેંચી લે છે. જેમકે બે વ્યક્તિ આ બાબતે સહમત થઈ જાય કે તે પોતાના ગ્રાહકોને દરજી (ટેલરીંગ)ની સેવા આપશે. અને આ શર્ત પણ કરી લે છે કે, આ પ્રમાણે પ્રાપ્ત થયેલ પૈસા એક સંયુક્ત ખાતામાં જમા કરતા રહેશે, અને બન્નેવ વચ્ચે વહેંચવામાં આવશે. આને શિર્કતુલ્સનાઈઅ (કામમાં ભાગીદારી) પણ કહે છે.

**શિર્કતુલ્વુજૂહ :** આ ભાગીદારીમાં શરીક લોકો (પાર્ટનર) પૈસાનું ઈન્વેસમેન્ટ નથી કરતા, પરંતુ તે વેપારની વસ્તુઓ ઉધાર કિંમતે ખરીદી રોકડ કિંમતથી વેચે છે. જે નફો પ્રાપ્ત થાય તે આપસી નક્કી કરેલ ટકાથી વહેંચી લે છે.

શિર્કતની ઉપર જણાવેલ ત્રણેવ રીતોને ઈસ્લામી ફિકહી પરિભાષામાં "શિર્કત" કહેવામાં આવે છે. જ્યારે કે મુશારકાની પરિભાષા ફિકહી કિતાબોમાં મળતી નથી. આ શબ્દ પાછલા દિવસોમાં ઈસ્લામી અર્થતંત્ર ઉપર લખવાવાળા મુસ્લિમ સ્કોલરોએ વાપરવાનો શરૂ કર્યો છે. મુશારકાની પરિભાષા શિર્કત (ભાગીદારી)નો જ એક પ્રકાર છે. જેને શિર્કતે અમવાલ (માલ) કહેવામાં આવે છે. પરંતુ અમૂક વખતે શિર્કતે અઅમાલ (કામ)ને પણ કહેવામાં આવે છે. જેમાં કામકાજ (સર્વિસ) કરવાનું હોય છે.

**ભાગીદારીના બુન્યાદી કાયદાઓ :**

સામાન્ય ઈસ્લામી સોદાઓ (વેપાર) સહીહ હોવા માટેની જે શર્તો જરૂરી છે, તે મુશારકામાં પણ જરૂરી છે. જેમકે બન્નેવ પાર્ટનરનું સોદો કરવાને લાયક હોવું, કોઈ પાગલ વગેરે ન હોય. આ સોદો કોઈના દબાવ, ધોકાબાઝી અને ખોટુ બોલીને ન હોય. બન્નેવની સંપૂર્ણ મરજીથી હોય, વગેરે...

પરંતુ અમુક એવી શર્તો છે, જેનો ખાસ સબંધ મુશારકાથી છે :

(૧) બન્નેવ ભાગીદારોમાં નફાની વહેંચણી (પ્રમાણ) ધંધો શરૂ કરતી વખતે નક્કી થવી જરૂરી છે. જો દરેક માટે નફાનું પ્રમાણ નક્કી ન થયું તો આ સોદો સહીહ ગણાશે નહીં.

(૨) દરેક ભાગીદારનો નફો કારોબારમાં થતા અસલ નફાના પ્રમાણથી નક્કી થવો જોઈએ, તેના તરફથી આપેલ મૂડીના પ્રમાણે નહીં. આ જાઈઝ નથી કે કોઈ એક પાર્ટનર માટે કોઈ ચોક્કસ નફાની રકમ નક્કી થઈ જાય, અથવા નફાનું પ્રમાણ તેના તરફથી લગાવેલ પૈસાથી સબંધિત રીતે લગાવાય. એટલે કે કોઈ ભાગીદાર માટે ચોક્કસ થનાર નફાના ટકા નક્કી કરવાની જગ્યાએ તેની લગાવેલ રકમના ટકા નક્કી કરવા જાઈઝ નથી. જેમકે ''અ'' અને ''બ'' વચ્ચે ભાગીદારી થઈ. અને એ નક્કી થયું કે, ''અ'' દર મહિને નફામાંથી દસ હજાર રૂપિયા પોતાના ભાગ તરીકે લઈ લેશે, અને બાકી નફો ''બ''નો હશે. તો આ ભાગીદારી જાઈઝ નથી. એ જ પ્રમાણે પોતાની મૂડીના ૧૫% નફારૂપી વસૂલ કરશે, તો આ સોદો પણ સહીહ નથી. નફો વહેંચવાની સહીહ બુન્યાદ આ છે કે, કારોબારમાં પ્રાપ્ત થયેલ અસલ નફાના ટકા નક્કી કરવામાં આવે.

જો કોઈ ભાગીદાર માટે અમૂક ચોક્કસ રકમ અથવા તેની મૂડીના ચોક્કસ ટકા નક્કી કરવામાં આવે તો સોદાના કોલો-કરારમાં આ વાતની સ્પષ્ટતા જરૂરી છે કે, આ વચમાં આપેલી રકમો સોદો સંપૂર્ણ કરવાના છેલ્લા હિસાબના તાબે રહેશે. આનો અર્થ એ કે કોઈપણ ભાગીદાર જેટલી રકમ પોતાના માટે ઉપાડશે, તેને ટાઈમપરવાળી ***(Payment on Account)*** આંશિક અદાયગીવાળો મામલો સમજવામાં આવશે. અને તેને અસલ નફામાં એડજેસ્ટ કરવામાં આવશે. જો ધંધામાં નફો થયો જ નથી અથવા અંદાજાથી ઓછો નફો થયો, તો ભાગીદારે જે રકમ લઈ લીધી છે, તે પરત કરવી પડશે.

### નફાનું પ્રમાણ :

સામાન્ય રીતે નફાનું પ્રમાણ પોતાની લગાવેલ રકમના પ્રમાણથી અલગ હોય શકે છે. જેમકે કોઈ પોતાની લગાવેલ પચાસ ટકા રકમના નફા તરીકે ચાલીસ કે સાઈઠ ટકા નફાની શર્ત લગાવે, આ જાઈઝ છે. પરંતુ કોઈ ભાગીદાર સોદો થતી વખતે કરારમાં શર્તની સ્પષ્ટતા કરે કે તે મુશારકામાં કોઈ કામ નહીં કરે. ફક્ત પૈસા આપીને ત્યાર બાદ કામ કોઈ નહીં કરે, અને ભાગીદારીની પૂરી મુદ્દત દરમ્યાન તે કામ ન કરનાર ભાગીદાર *(Sleeping Partner)* તરીકે રહેશે. તો પછી તેના નફાના હિસ્સાનું પ્રમાણ તેની લગાવેલ મૂડીના પ્રમાણથી વધારે લઈ શકતો નથી.

### નુકસાનનું પ્રમાણ :

પરંતુ નુકસાનના પ્રમાણમાં દરેક ભાગીદારને તેટલું જ નુકસાન વેઠવાનું છે, જેટલો પૈસો તેણે લગાડેલો છે. જેમકે કોઈ વ્યક્તિએ ચાલીસ ટકા પૈસા લગાડયા છે, તો તેણે નુકસાનના પણ ચાલીસ ટકા જ વેઠવા પડશે. તેનાથી વધારે પણ નહીં અને ઓછો પણ નહીં. જો ધંધામાં તેની વિરૂધ્ધ કોઈ શર્ત લગાડી પણ હશે, તો આ સોદો સહીહ નહીં થાય.

શર્હે મજલ્લામાં છે કે, બે માણસોએ પાર્ટનરશીપ કરી અને શર્ત લગાડી કે એક વ્યક્તિ એક લાખ અને બીજો બે લાખ રૂપિયા આપશે. પરંતુ શર્ત એ કે નફા-નુકસાનમાં બન્નેવ અર્ધા-અર્ધા ભાગીદાર રહેશે. તો સોદો જાઈઝ છે. અને નુકસાનની શર્ત બાતિલ છે. ફિકહમાં મશ્હૂર કાયદો છે : ‘‘નફો તો ભાગીદારોની શર્ત પ્રમાણે મળશે, પરંતુ નુકસાન પોતાની મૂડી પ્રમાણે રહેશે.’’

### મુશારકા મેનેજમેન્ટ :

જો બધા જ ભાગીદારો કામકાજ કરવા સહમત થઈ જાય તો કારોબારના બધા જ કામો અને સોદાઓમાં દરેક ભાગીદાર બીજાનો

વકીલ સમજવામાં આવશે, અને કારોબારના સામાન્ય સંજોગોમાં કોઈ એક ભાગીદાર તરફથી થતા કામકાજ વિશે એવું સમજવામાં આવશે કે બીજા લોકોએ પણ તેની મંજૂરી આપી છે. મુશારકાના સામાન્ય નિયમ પ્રમાણે દરેક ભાગીદારને તેની વ્યવસ્થા (મેનેજમેન્ટ)માં હિસ્સો લેવાનો અને કામકાજ કરવાનો અધિકાર છે. તે છતાં બધા ભાગીદારો આ શર્ત ઉપર સહમત થઈ ગયા કે એક અથવા બે-ત્રણ ભાગીદાર કામકાજ કરશે નહીં, તો આ પ્રમાણે શર્ત આપસી સહમતિ સાથે જાઈઝ છે. પરંતુ કામ ન કરનાર પોતાની મૂડીના ટકાથી વધારે નફો લઈ શકતો નથી.

**ભાગીદારીમાં મેનેજમેન્ટ :**

મુશારકામાં રોકાણ કરવામાં આવતી મૂડી રોકડ *(Liquid)* સ્વરૂપમાં જરૂરી છે. જો કે વર્તમાન બજાર સિસ્ટમમાં સહુલત માટે રોકડ સિવાય વસ્તુઓથી પણ ભાગીદારી કરવાની ગુંજાઈશ (માલિકી મસ્લક પ્રમાણે) આપવામાં આવી છે. તેવી સુરતમાં આ વસ્તુઓની માર્કેટ વેલ્યુ પ્રમાણે કિંમત નક્કી કરી અસલ મૂડીમાં તેમની ભાગીદારી નક્કી થશે.



## ❊ મુઝારબા (Mudarabah) ❊

મુઝારબા ભાગીદારીનો એક ખાસ પ્રકાર છે. જેમાં એક વ્યક્તિ બીજાને કારોબારમાં લગાડવા માટે પૈસા આપે છે. બીજી વ્યક્તિએ ફક્ત કામકાજ કરવાનું હોય છે. આમ, એકનો પૈસો અને બીજાને કામ કરવાનું હોય છે.

**મુશારકા અને મુઝારબામાં ફર્ક :**

(૧) મુશારકામાં મૂડી બન્નેવ ભાગીદારો તરફથી કાઢવામાં આવે છે, જ્યારે મુઝારબામાં મૂડી એક ભાગીદાર તરફથી હોય છે.

(૨) મુશારકામાં તમામ ભાગીદારો કામકાજ કરી શકે છે, અને વ્યવસ્થામાં પણ શરીક થઈ શકે છે. જ્યારે મુઝારબામાં મૂડી આપનાર (રબ્બુલ્માલ) વ્યવસ્થામાં ભાગ લઈ શકતો નથી. ફક્ત બીજો ભાગીદાર (મુઝારિબ) જ વ્યવસ્થા કરશે.

(૩) મુશારકામાં બધા જ ભાગીદારો પોતાની મૂડીના પ્રમાણમાં નુકસાનમાં ભાગીદાર થતા હોય છે, જ્યારે મુઝારબામાં જો કોઈ નુકસાન થાય તો મૂડી લગાડનારને જ વેઠવાનું આવે છે. કારણકે કામ કરનાર (મુઝારિબ) તો કોઈ મૂડી લગાવતો જ નથી. તેનું નુકસાન એટલી હદે મર્યાદિત રહેશે કે તેની કરેલી મહેનત બેકાર જશે. તેને તેના કામનું કોઈ વળતર મળશે નહીં.

પરંતુ આ કાયદો એ શર્તે છે કે, કામ કરનાર (મુઝારિબ) પોતાની સંપૂર્ણ જવાબદારી અને કાળજી સાથે કામ કરે, જે સામાન્ય રીતે આ પ્રમાણેના કામમાં જરૂરી છે. જો તેણે ગફલત અને બેદરકારી સાથે કામ કર્યું અથવા અપ્રમાણિકતા અને ધોકા-બાઝીથી કામ કર્યું, તો તેટલા નુકસાનનો તે જવાબદાર ગણાશે, જેટલું તેની લાપરવાહી અને બેદરકારીને લઈને થયું છે.

(૪) મુશારકામાં જ્યારે પણ હિસ્સેદારો પોતાની મૂડી ભેળસેળ

કરી આપે તો મુશારકાની બધી ચીજ-વસ્તુઓ ભાગીદારોની મૂડીના પ્રમાણમાં તેમની સંયુક્ત માલિકી બની જશે. એટલા માટે ભાગીદારોમાંથી દરેક આ ચીજ-વસ્તુઓની કિંમતોમાં વધારો થવાથી તેના નફાથી પણ લાભવંત થશે. ચાહે તેને વેચીને નફો પ્રાપ્ત ન કર્યો હોય. જ્યારે મુઝારબામાં ખરીદેલ બધી જ વસ્તુઓ મૂડી આપનાર (રબ્બુલ્માલ)ની માલિકી છે. મુઝારિબ (કામ કરનાર) ફક્ત ત્યારે જ નફામાંથી પોતાનો હિસ્સો પ્રાપ્ત કરી શકે છે, જ્યારે તે તેને નફો લઈ વેચી દે. તે પોતે ચીજ-વસ્તુઓમાં પોતાના હિસ્સાનો દાવો કરવાનો હકદાર નથી. ચાહે વસ્તુઓની કિંમત વધી જાય.

## મુઝારબાનો કારોબાર :

મૂડી આપનાર વ્યક્તિ મુઝારિબ (કામ કરનાર) માટે કોઈ ખાસ ધંધો નક્કી કરી શકે છે. તેથી શર્ત લગાડયા બાદ મુઝારિબ આ રકમ ફક્ત તે ખાસ ધંધામાં જ લગાડી શકશે. પરંતુ જો મૂડી આપનારે તેને સંપૂર્ણ અધિકાર આપ્યો કે જે ધંધો કરવા ચાહે તે કરી શકે છે. તો પછી મુઝારિબ જે ધંધો મુનાસિબ સમજે તેમાં રકમ લગાડી શકે છે. મુઝારિબ (કામ કરનાર) કોઈપણ ધંધામાં જે સામાન્ય કામો કરવાના હોય છે, તે કરી શકે છે. પરંતુ જો કોઈ એવું કામ કરવા માંગે, જે સામાન્ય રીતે વેપારમાં ન થતુ હોય તો એવું કામ કરવા માટે મૂડી આપનારની પરવાનગી લેવાની રહેશે.

## મુઝારબામાં નફાની વહેંચણી :

શરીઅતે નફા માટેનું કોઈ પ્રમાણ નક્કી નથી કર્યું, બલ્કે મુઝારિબ તથા મૂડી આપનારની સહુલતો ઉપર છોડ્યું છે. તેમાં બન્નેવ એકબીજાથી વધારે-ઓછા ટકા નફો પણ નક્કી કરી શકે છે, અને પચાસ-પચાસ ટકા નફો પણ નક્કી કરી શકે છે. પરંતુ તે મૂડીના ટકા નક્કી કરી શકતા નથી. જેમકે એક લાખ રૂપિયા આપી આ શર્ત નથી કરી શકતા કે કુલ નફામાંથી મુઝારિબના દસ હજાર થશે. અથવા

અસલ મૂડીના વીસ ટકા મૂડી આપનારને મળે. હાં, તે લોકો આ નક્કી કરી શકે છે કે, દા.ત. અસલ નફાના ચાલીસ ટકા મુઝારિબના અને સાઈઠ ટકા મૂડી આપનારના, અથવા મુઝારિબના સાઈઠ ટકા અને મૂડી આપનારને ચાલીસ ટકા મળશે.

એ જ પ્રમાણે એ પણ જાઈઝ છે કે, મૂડી આપનાર કહે કે ઘઉંનો ધંધો કરે તો મુઝારિબને સાઈઠ ટકા અને ચોખાનો કરે તો પંચાવન ટકા આપીશ. એ જ પ્રમાણે એ પણ કહી શકે છે કે, ફલાણા શહેરમાં કરો તો ચાલીસ ટકા અને ફલાણા શહેરમાં કરો તો પચાસ ટકા મળશે. *(બદાઈઅ : ભાગ-૫, પેજ-૯૯)*

નફાના નક્કી કરેલ ટકા સિવાય મુઝારિબ પોતાના કામ માટે કોઈ પગાર, ફી અથવા વળતરનો દાવો કરી શકતો નથી. *(મબ્સૂત : ભાગ-૨૨, પેજ-૧૪૯)* હાં, જો તે પોતાના શહેરથી બહાર ધંધાકીય સફર અર્થે ગયો હોય, તો તે સુરતમાં પોતાના ખાવા-રહેવાનો ખર્ચ લઈ શકે છે. પોતાના શહેરમાં હોવાની સુરતમાં તે કોઈ એલાઉન્સ લઈ શકતો નથી. *(બદાઈઅ : ભાગ-૬, પેજ-૧૦૯)*

જો કારોબારને અમૂક સોદામાં નુકસાન હોય, અને અમૂકમાં નફો હોય તો પહેલા નફામાંથી નુકસાનને ભરપાઈ કરવામાં આવે, પછી જે કાંઈ બચે તે નક્કી થયેલ નફા પ્રમાણે બન્નેવમાં વહેંચવામાં આવે.

### મુશારકા-મુઝારબાને ભેગા કરવા :

સામાન્ય સંજોગોમાં મુઝારિબ ફક્ત કામ અને મેનેજમેન્ટ કરે છે, અને મૂડી આપનાર તરફથી સંપૂર્ણ મૂડી હોય છે. પરંતુ એવું પણ થઈ શકે છે કે, મુઝારિબ પણ પોતાની અમૂક મૂડી કારોબારમાં લગાડવા ચાહે છે. તેવી સુરતમાં મુશારકા અને મુઝારબા બન્નેવ ભેગા થઈ જાય છે. તો તેમાં મુઝારિબ પોતાના કામકાજ-વ્યવસ્થાના ટકા તો લઈ જ શકે છે, સાથે તેણે જે મૂડી વહેપારમાં લગાવી છે,

તેના નફામાં પણ તે શરીક થશે. દા.ત. ''અ'' અને ''બ'' વચ્ચે નક્કી થયું કે, ''અ'' એક લાખ રૂપિયા કારોબાર માટે આપે છે, અને ''બ'' પણ ''અ''ની રઝામંદીથી પચાસ હજાર પોતાના શામેલ કરે છે. તો આમાં ''બ'' અસલ નફાનો ત્રીજો ભાગ તો પોતાની મૂડી લગાડવાને લઈ મેળવશે. અને બીજા બે તૃત્ર્યાંસ $\frac{2}{3}$ નફો બન્નેવમાં બરાબર વહેંચાશે. આ ધંધામાં એક શર્ત છે કે, કામ ન કરનાર ભાગીદાર *(Sleeping Partner)* પોતાની મૂડીના પ્રમાણથી વધારે નફો લઈ શકતો નથી. જેમકે ઉપરોક્ત દાખલામાં ''અ'' પોતાના માટે બે તૃત્ર્યાંસથી વધારે નફો નક્કી કરી શકતો નથી. કારણકે તેની લગાડેલ મૂડી કુલ માલના બે તૃત્ર્યાંસથી વધુ નથી.

### મુશારકા-મુઝારબાથી કમાવાની નવી રીતો :

આગલા પ્રકરણોમાં મુશારકા-મુઝારબાથી કમાવાની જૂની રીતો અને તેને લગતા શરઈ મસાઈલની છણાવટ કરવામાં આવી હતી. હવે નવા વેપાર-ઉદ્યોગમાં તેમનાથી ફાયનાન્સિંગ કેવી રીતે કરવું તેની ચર્ચા કરૂં છું.

મુશારકા-મુઝારબા વિશે ફિકહની પુરાણી કિતાબોમાં જે વર્ણનો છે, તે આ ખ્યાલથી લખાયેલા છે કે, આ બન્નેવ સોદા એવી સંયુક્ત રીતે શરૂ કરવામાં આવે કે શરૂથી લઈ છેવટ સુધી (જ્યાં સુધી બધી જ ચીજ-વસ્તુઓનો રોકડ રકમમાં ફેરફાર થઈ જાય) તેમાં બન્નેવ ભાગીદારો સંકળાયેલા હોય. વચમાંથી કોઈ ભાગીદાર અલગ ન થાય. આ પ્રમાણે લખવાનું કારણ એ હતું કે તે ફુકહાએ કિરામના યુગમાં મુશારકા-મુઝારબાનો ધંધો છૂટક અને સામાન્ય બે-ચાર વ્યક્તિઓ દરમ્યાન થતો હતો. આજકાલની જેમ મોટી મોટી કંપનીઓ અને ઉદ્યોગો કે શેર કંપનીઓનો રિવાજ ન હતો. જેને લઈ તે ભાગીદારી ઘણી જ સરળ અને સાદી હતી. જ્યારે આજકાલની શેર કંપનીઓના મસ્અલા ઘણા જ ગુંચવણભર્યા હોય છે. પરંતુ આનો એ પણ અર્થ નથી કે મુશારકા-મુઝારબા મોર્ડન ફાયનાન્સિંગ માટે

જાઈઝ નથી. અલબત્ત, તેના અમૂક કાયદાઓ ફુકહાએ કિરામે દર્શાવ્યા છે. તેનું પાલન જો હાલના કારોબારમાં પણ કરવામાં આવે તો આજકાલનો કારોબાર પણ મુશારકા-મુઝારબા આધારિત સીસ્ટમથી જાઈઝ રહેશે. એની વિગતમાં જતાં પહેલાં તે કાયદાઓ ઉપર એક નજર કરી લઈએ.

(૧) મુશારકા-મુઝારબા મારફતે ફાયનાન્સિંગ (ધંધો) કરવાનો મતલબ સ્પષ્ટ છે કે, મૂડી આપનાર તરફથી ભાગીદારને કર્ઝ આપવામાં નથી આવતું, બલ્કે મૂડી આપી તેના પ્રમાણમાં કારોબારની ચીજ-વસ્તુઓમાં ભાગીદાર થવાનું છે.

(૨) મૂડી આપનારે પોતાના માલની હદ સુધી થતા નુકસાનમાં પણ ચોક્કસ ભાગીદાર થવું પડશે.

(૩) ભાગીદારોને આ સ્વતંત્રતા પ્રાપ્ત છે કે, તે આપસી રાજીખુશીથી પોતાનામાંથી દરેક માટે નફાનું જે પ્રમાણ નક્કી કરવા ચાહે તે કરી શકે છે. તે છતાં જો કોઈ ભાગીદાર સ્પષ્ટ શબ્દોમાં પોતાને કામકાજ-વહીવટની જવાબદારીમાંથી મુક્ત રાખવા માંગે છે, તો તે પોતાની મૂડીના પ્રમાણથી વધારે ટકા નફાનો દાવો કરી શકતો નથી.

(૪) નુકસાન દરેકે પોતાની મૂડી પ્રમાણે વેઠવું પડશે.

ઉપરોક્ત સામાન્ય કાયદાઓની રોશનીમાં મોર્ડન મસાઈલ હલ થશે.

### વિવિધ પ્રોજેક્ટોમાં મૂડીરોકાણ *(Project Financing)* :

પ્રોજેક્ટ ફાયનાન્સિંગમાં મુશારકા-મુઝારબાની જુની સિસ્ટમ ઘણી જ આસાનીથી અમલમાં લાવી શકાય છે. જો મૂડી રોકનાર સંપૂર્ણ પ્રોજેક્ટ માટે મૂડી રોકાણ કરવા માંગે છે, તો મુઝારબાને અમલમાં લાવી શકાય છે. અને જો મૂડી બન્નેવ ભાગીદારો તરફથી લગાડવામાં આવે છે, તો મુશારકા અમલમાં આવશે. હવે જો મેનેજમેન્ટની એક પાર્ટીની જ જવાબદારી કબૂલ કરે છે, અને મૂડી

બન્નેવ તરફથી લગાડવામાં આવી છે, તો ઉપર વર્ણન કરેલ કાયદા પ્રમાણે મુશારકા અને મુઝારબા સંયુક્ત રીતે અમલમાં આવશે.

મુશારકા-મુઝારબાનો કારોબાર પ્રોજેક્ટના આરંભથી જ પોતાનો અસર કરવા માંડશે. એટલા માટે મૂડીની કિંમત નક્કી કરવાનો પ્રશ્ન જ ઉપસ્થિત થશે નહીં. એ જ રીતે સામાન્ય હિસાબી માપદંડ *(Accounting Standards)* પ્રમાણે નફાની વહેંચણીમાં પણ મુશ્કેલી પડશે નહીં.

તે છતાં ફાયનાન્સર (એક મૂડી આપનાર) મુશારકામાંથી અલગ થવા માંગતો હોય અને બીજો ભાગીદાર કારોબાર બાકી રાખવા માંગતો હોય તો તે અલગ થનારનો હિસ્સો આપસી નક્કી કરેલ કિંમતથી ખરીદી શકે છે. એ રીતે મૂડી લગાડનાર પોતાની લગાવેલ રકમ નફા સહિત પાછી મેળવી શકે છે. જો કારોબારમાં નફો થયો હોય તો તેના હિસ્સાની કિંમત વિશે ઉલ્લેખ વર્કીંગ કેપીટલમાં મૂડી રોકાણની ચર્ચા વખતે વિગતવાર કરવામાં આવશે.

બીજો ભાગીદાર પોતાનો ધંધો જારી રાખશે. ચાહે પોતાના તરફથી ભાગીદારનો હિસ્સો ખરીદી લે અથવા આ હિસ્સો નવા માણસને વેચી તેને પાર્ટનર બનાવી ધંધો જારી રાખે.

ધંધાકીય સંસ્થાઓ *(Financial Institution)* સામાન્ય રીતે વધુ મુદત સુધી કોઈ પ્રોજેક્ટમાં હિસ્સેદાર રહેવા માંગતી નથી. એટલા માટે તે પોતાનો હિસ્સો પ્રોજેક્ટના બીજા ભાગીદારોને વેચી શકે છે. જો પ્રોજેક્ટમાં રોકડ નાણું ઓછુ હોવાથી આ ભાગ એકી સાથે નથી વેચી શકતા, તો આ હિસ્સો નાના-નાના યુનિટમાં વહેંચીને દરેક યુનિટને મુનાસિબ હપ્તાઓમાં વેચી શકાય છે. જ્યારે એક યુનિટ વેચાય જાય તો તેટલા પ્રમાણમાં પ્રોજેક્ટમાંથી અલગ થનારનો હિસ્સો ઓછો થઈ જશે. અને જ્યારે બધા જ યુનિટ વેચાય જશે, તો અલગ થનાર સંપૂર્ણ રીતે અલગ થઈ જશે. હવે તેનો કોઈ સબંધ આ પ્રોજેક્ટથી રહેશે નહીં.

## મુશારકાના દસ્તાવેજ જારી કરવા :

મુશારકાનો ધંધો માલ કમાવાનો એક એવો તરીકો (રીત) છે, જેને આસાનીથી દસ્તાવેજો *(Secritization)*માં બદલી શકાય છે. ખાસ કરીને મોટા-મોટા પ્રોજેક્ટોમાં જ્યાં મોટી રકમોની જરૂર હોય છે. અમૂક લિમિટેડ માણસો તે કારોબાર કરી શકતા નથી. તેમાં દરેક રકમ આપનારને એક મુશારકા સર્ટિફિકેટ આપી શકાય છે. જે આ મુશારકાની ચીજ-વસ્તુઓ (પ્રોપર્ટી)માં તેના હિસ્સાનું પ્રતિનિધિત્વ કરે છે. અને જ્યારે સામાન-મશીનરી-માલ વગેરે પ્રાપ્ત કરી ધંધાકીય પ્રોજેક્ટ શરૂ થઈ જાય તો આ મુશારકા સર્ટિફિકેટને બદલવા લાયક માધ્યમનું સ્વરૂપ પ્રાપ્ત થઈ જશે. કંપનીઓના શેર, સરકારી દસ્તાવેજો અને બીજા માલી દસ્તાવેજોની જેમ તેનું સ્ટોક એક્ષચેન્જ વગેરેમાં ખરીદ-વેચાણ પણ થઈ શકે છે. પરંતુ આ સર્ટિફિકેટનું ખરીદ-વેચાણ ત્યાં સુધી જાઈઝ નથી, જ્યાં સુધી મુશારકાની તમામ વસ્તુઓ (રોકડા પૈસા, ઉધાર લેવાની રકમ અને બીજાઓને આપેલ કર્જની રકમ) કેશ *(Liquid)* વગેરેની સુરતમાં હોય.

આ પોઈન્ટ સમજવા માટે આ વાત ધ્યાનમાં રાખવી જરૂરી છે કે, મુશારકામાં મૂડી લગાડવી કર્જ આપવા જેમ નથી. કોઈ કર્જના સાક્ષી તરીકે ઈશ્યુ કરેલ બોન્ડનો કર્જ લીધેલી રકમથી કરવામાં આવેલ ધંધા સાથે કોઈ સબંધ હોતો નથી. આ બોન્ડ તો ફક્ત વ્યાજનું પ્રતિનિધિત્વ જ કરે છે. જે આ બોન્ડ મેળવનારને પરત કરવાનું હોય છે. અને સાથે વ્યાજ પણ આપવું પડશે. તેના મુકાબલામાં મુશારકા સર્ટિફિકેટ પ્રોજેક્ટમાં શામેલ બધી જ ચીજ-વસ્તુઓમાં પૈસાના પ્રમાણમાં મૂડી આપનારની પોતાની માલિકીનું પ્રતિનિધિત્વ કરે છે. હવે જો સંયુક્ત પ્રોજેક્ટની બધી જ સાધન-સામગ્રી લીકવીડ (કેશ અથવા કેશના સ્વરૂપો)માં છે, તો મુશારકા સર્ટિફિકેટ પ્રોજેક્ટની બધી જ માલિકીની રકમના ખાસ પ્રમાણનું પ્રતિનિધિત્વ કરશે.

દા.ત. સો સર્ટિફિકેટ જારી કર્યા. જેમાંથી દરેકની કિંમત એક લાખ રૂપિયા છે. જેનો અર્થ એ થયો કે પ્રોજેક્ટની કુલ મૂડી એક કરોડ રૂપિયા છે. હવે જો આ રકમથી કોઈ વસ્તુ ખરીદી નથી, તો દરેક સર્ટિફિકેટ એક લાખ રૂપિયાનું પ્રતિનિધિત્વ કરશે. આ સૂરતમાં આ સર્ટિફિકેટ એક લાખ રૂપિયામાં જ વેચી શકાય છે. કારણકે એક સર્ટિફિકેટ જો એક લાખથી વધુમાં વેચવામાં આવે તો એનો અર્થ એ થયો કે એક લાખ રૂપિયા એક લાખથી વધુ રૂપિયાના બદલામાં વેચવામાં આવી રહ્યા છે. જેની શરીઅતમાં પરવાનગી નથી. કારણકે જ્યારે રૂપિયાના બદલામાં રૂપિયાનો વેપાર થાય તો બન્નેવ તરફથી રૂપિયા સરખા હોવા જરૂરી છે. કોઈના પણ તરફથી વધારો વ્યાજ ગણાશે.

પરંતુ જો ભાગીદારીની રકમથી જમીન, બિલ્ડીંગ, મશીનરી, કાચો માલ અને ફર્નીચર વગેરે ખરીદી લીધું છે, તો મુશારકા સર્ટિફિકેટ આ સામાનોમાં સર્ટિફિકેટ હોલ્ડરની મુનાસિબ માલિકીનું પ્રતિનિધિત્વ કરે છે. માટે હવે ઉપરોક્ત દાખલામાં એક સર્ટિફિકેટ આ સામાનોના ૧૦૦મા ભાગનું પ્રતિનિધિત્વ કરશે. તો હવે આ સર્ટિફિકેટને સ્ટોક એક્ષચેન્જ કે દલાલો વગેરે દ્વારા કોઈપણ કિંમતે ખરીદનાર-વેચનારની રાજીખુશીથી વેચવું જાઈઝ રહેશે. આ કિંમત પ્રથમ કિંમત *(Face Value)*થી વધારે પણ થઈ શકે છે. કારણકે હવે પૈસાનો પૈસાથી મુકાબલો નથી થઈ રહ્યો, બલ્કે પૈસાના મુકાબલામાં સામાનનો સોદો થઈ રહ્યો છે.

સામાન્ય સંજોગોમાં પ્રોજેક્ટમાં અમૂક રોકડ રકમ અને અમૂક સામાન હોય છે. એવા વખતે સર્ટિફિકેટ વેચવા માટે ઈમામ અબૂ હનીફા (રહ.)ના મંતવ્ય મુજબ એક શર્ત છે. જેને ઉદાહરણથી સમજીએ.

માની લઈએ કે મુશારકા પ્રોજેક્ટના ચાલીસ ટકા મશીનરી, સામાન વગેરે અને સાઈઠ ટકા રોકડ તથા વસૂલ કરવા લાયક (બાકી

પડતા પૈસા અથવા ઉધાર કર્જ આપેલ રકમ વગેરે) છે. હવે સો રૂપિયાનો લીધેલ એક મુશારકા સર્ટિફિકેટના સાઈઠ રૂપિયા રોકડના મુકાબલામાં અને ચાલીસ રૂપિયા સામાનના મુકાબલામાં ગણવામાં આવશે. અને ટોટલી રીતે બન્નેવ વસ્તુનું ભેગુ પ્રતિનિધિત્વ કરે છે. હવે જો આ સર્ટિફિકેટને ૧૧૦ રૂપિયામાં વેચવામાં આવે તો ઈમામ અબૂ હનીફા (રહ.)ના મંતવ્ય મુજબ જાઈઝ છે. હવે તેને એ રીતે સમજીશું કે, ૬૦ રૂપિયા તો સર્ટિફિકેટવાળા ૬૦ રૂપિયાના બદલામાં ગણાશે અને બાકી પચાસ રૂપિયા સામાન વગેરેના બદલામાં આપેલા ગણાશે. અને સામાનમાં ટ્રાન્સફર થઈ જવાથી હવે એ રૂપિયા નહીં ગણાશે. માટે સામાનના બદલામાં રૂપિયામાં બરાબરી હોવી જરૂરી નથી. રોકડના મુકાબલામાં રોકડ હોય તો બરાબરી જરૂરી છે.

પરંતુ આ સર્ટિફિકેટને ફક્ત ૬૦ રૂપિયા કે તેનાથી ઓછા રૂપિયામાં વેચવુ બિલ્કુલ જાઈઝ નથી. કારણકે ૬૦ રૂપિયા તો કંપની પાસે રોકડ છે. તે ૬૦ના બદલામાં થશે અને સાથેનો સામાન પણ પોતાની અલગ કિંમત દર્શાવે છે. માટે ૬૦થી વધારે જેટલી કિંમત હશે તે જાઈઝ છે.

હન્ફી ફિકહ પ્રમાણે કંપનીએ રોકડ અને સામાન વગેરેના ટકા નક્કી કરવા જરૂરી નથી. માટે જો સામાન-મશીનરી વગેરે પચાસ ટકાથી ઓછા પ્રમાણમાં પણ હશે, તો પણ તેની લેવડદેવડ જાઈઝ છે. પરંતુ ઈમામ શાફિઈ (રહ.) સામાનનું પ્રમાણ પચાસ ટકાથી વધારે હોવું જરૂરી ઠેરવે છે. માટે બેહતર છે કે, મુશારકાના સંપૂર્ણ માલી સંગ્રહ *(Portfolio)*માં પચાસ ટકાથી વધુ સામાન વગેરે હોય.

**સીંગલ ટ્રાન્જેક્શન રોકાણ (Financing of single Transaction):**

મુશારકા-મુઝારબાને કોઈ એક જ કોલ-કરારમાં રોકાણ માટે પણ આસાનીથી વાપરી શકાય છે. નાના વેપારીઓની રોજીંદી જરૂરીયાતો સિવાય તે આયાત-નિકાસ *(Import-Export)*ના રોકાણ

માટે પણ કામ આવી શકે છે. એક ઈમ્પોર્ટર (ફક્ત આયાતના એક કરાર)ની મુશારકા અથવા મુઝારબાની બુન્યાદ ઉપર રોકાણ માટે કોઈ મૂડી રોકનાર (ફાયનાન્સર) પાસે જઈ શકે છે. (આ ફક્ત આયાતકાર અને બીજા દેશના નિકાસકારના વચમાં જે વેપારનો સોદો થયો હોય તેની રકમ અદા કરવા માટે થયેલો કરાર હોય.) બેંક પણ મુશારકા-મુઝારબાને આયાતના રોકાણ *(Import Financing)* માટે વાપરી શકે છે.

જો એલ.સી. ખોલતી વખતે આયાતકારે બેંકમાં કોઈ રકમ ભરી નથી (વગર માર્જિને એલ.સી. ખોલી છે), તો મુઝારબાનો કારોબાર થઈ શકે છે. અને જો એલ.સી. માર્જિને ખોલી છે, તો મુશારકા અથવા મુઝારબા અને મુશારકા-મુઝારબાની સંયુક્ત રીતમાંથી કોઈપણ રીત અપનાવી શકાય છે. આયાત કરેલ વસ્તુ ગોદી ઉપરથી છોડાવ્યા બાદ તેના વેચાણથી પ્રાપ્ત થયેલ રકમ આયાતકાર અને રોકાણ કરનારના વચ્ચે પહેલાંથી નક્કી થયેલ પ્રમાણ મુજબ નફો વહેંચવામાં આવે. આ સુરતમાં આયાત થયેલ વસ્તુ રોકાણકારની લગાવેલ રકમના પ્રમાણમાં તેની માલિકી ગણાશે.

આ મુશારકાને એક નક્કી કરેલ સમય મર્યાદિત પણ કરી શકાય છે કે, જો ફલાણા સમય સુધી વસ્તુ ન વેચાય તો આયાતકાર પોતે રોકાણકારનો હિસ્સો ખરીદી લઈ સંપૂર્ણ વસ્તુનો માલિક થઈ જશે. પરંતુ તેવી સુરતમાં સોદો માર્કેટ કિંમત મુજબ હોવો જોઈએ. અથવા એવી કિંમત જે બન્નેવ વચ્ચે વેચવાના દિવસે નક્કી થાય. મુશારકાનો કારોબાર શરૂ કરવાના દિવસે જે કિંમત નક્કી થઈ હોય તે મુજબ વેચવુ દુરૂસ્ત નથી. જો કિંમત પહેલાંથી જ નક્કી થઈ ચૂકી છે, તો રોકાણકાર પોતાના ગ્રાહક (આયાતકાર)ને તે ખરીદવા માટે મજબૂર કરી શકતો નથી.

એ જ પ્રમાણે નિકાસના રોકાણ *(Export Financing)* માટે પણ મુશારકા ઘણો આસાન છે. જે કિંમતે વસ્તુની નિકાસ થશે, તે

પહેલાથી જ નક્કી છે. અને રોકાણકાર અંદાજિત નફાનો આસાનીથી અંદાજો લગાવી શકે છે. તે મુશારકા-મુઝારબાની બુન્યાદ ઉપર રોકાણ કરી શકે છે. અને નિકાસ બિલની માલિકીમાં પહેલાંથી નક્કી કરેલ ટકા મુજબ ભાગીદાર થઈ શકે છે.

રોકાણકાર પોતાને નિકાસકારની બેદરકારીને લઈ થતા નુકસાનથી બચવા માટે આ શર્ત પણ લગાડી શકે છે કે, એલ.સી.ની સંપૂર્ણ શર્તો મુજબ નિકાસકારે વસ્તુ રવાના કરવાની જવાબદારી રહેશે. જો એલ.સી. પ્રમાણે માલ રવાના નહીં કર્યો અથવા તેમાં કોઈ જાતનો ફેરફાર થઈ ગયો, તો તેની જવાબદારી નિકાસકારની હશે. અને આ ફેરફારને લઈ થતા નુકસાનથી રોકાણકાર સુરક્ષિત રહેશે. કારણકે તે નિકાસકારની બેદરકારીને લઈ થયુ છે. પરંતુ રોકાણકારે તે નુકસાન તો વેઠવું જ પડશે, જે નિકાસકારની બેદરકારીને લઈને નથી થયું, બલ્કે બીજા કોઈ કારણસર થયું છે.



# ❊ મુરાબહા (Murabahah) ❊

વધુ પડતી મુસ્લિમ બેંકો અને માલી સંસ્થાઓ મુરાબહાને એક ઈસ્લામી રોકાણકારીના માધ્યમ તરીકે વાપરી રહી છે. અને તેમના વધુ પડતા રોકાણે *(Financial Operations)* મુરાબહા આધારિત જ હોય છે. આ જ કારણસર આ પરિભાષા આર્થિક વર્તુળોમાં આજકાલ એક બેંકીંગના સ્વરૂપમાં પ્રચલિત છે. હાલાંકે મુરાબહાનું અસલ સ્વરૂપ તેનાથી અલગ છે.

મુરાબહા હકીકતમાં ઈસ્લામી ફિકહની એક પરિભાષા છે. તેનો ભાવાર્થ એક ખાસ પ્રકારનો વેપાર છે. જેનો અસલ હેતુ રોકાણકારી નથી. જો કોઈ વેપારી પોતાના ખરીદારથી આ વાતે સહમત થઈ જાય કે તે ખરીદારને ફલાણી વસ્તુ બજારથી ખરીદી પોતાનો ખર્ચ બાદ કરતાં આટલા ટકા નફો લઈ આપશે, તેને મુરાબહા કહેવામાં આવે છે. મુરાબહામાં બુન્યાદી વાત એ છે કે, તેમાં વેચનાર ખરીદનારને તે ખર્ચો પણ બતાવે છે, જે તેને આ વસ્તુ ખરીદવા ઉપર થયો છે. અને ઉપર અમૂક રકમ અથવા ટકા નફો લે છે.

મુરાબહામાં સોદો કરતી વખતે પૈસા આપવા પણ જાઈઝ છે. અને ત્યાર બાદની કોઈ નક્કી તારીખ બાબત સહમતિ પણ જાઈઝ છે. મુરાબહામાં ચોક્કસ અને જરૂરી રીતે ઉધાર *(Deffered Payment)* હોવું જ જરૂરી નથી. જેમકે ઈસ્લામી ફિકહથી નાવાકેફ અને અજાણ લોકો એવું સમજી રહ્યા છે. તેનું કારણ એ કે તેમણે આ નામ (મુરાબહા) બેંકીંગ બાબતોના અનુસંધાનમાં જ સાંભળ્યુ હોય છે.

મુરાબહા પોતાના અસલ સ્વરૂપમાં એક સાદો વેપાર છે. બીજા વેપારો કરતાં તેમાં એક વિશિષ્ટતા એટલી જ છે કે, તેમાં વેચનાર ખરીદનારને સ્પષ્ટ રીતે વસ્તુ ખરીદવા માટે લાગેલ ખર્ચ તથા તેના ઉપર તે કેટલો નફો લેવા માંગે છે, તે બન્નેવ બાબતો દર્શાવે છે. જો કોઈ વેપારી ખર્ચ તથા નફાની સ્પષ્ટતા કર્યા વગર નફો લે, જેમકે

રોજીંદી જીવન જરૂરિયાતની વસ્તુઓમાં બજારથી વસ્તુઓ લાવીએ છીએ તેમાં દુકાનદાર નફો તો લે જ છે, પરંતુ તેનો ઉલ્લેખ થતો નથી. તો આવા વેપારને (નફો લેવા છતાં) મુરાબહા કહેવામાં આવશે નહીં. તેને ''મુસાવમા'' કહેવામાં આવશે.

મુરાબહાને ઈસ્લામી બેંકો માટેની રોકાણકારીમાં વાપરવા માટે અમૂક શર્તોનું જાણવું જરૂરી છે. તે શર્તો ઉપર સંપૂર્ણ રીતે અમલ કરવામાં આવશે તો જ મુરાબહાના કરારો જાઈઝ થશે.

**ખરીદ-વેચાણના પ્રાથમિક કાયદાઓ-ચોખવટો :**

સૌપ્રથમ આ વાત ધ્યાનમાં રાખવી જરૂરી છે કે, મુરાબહા વેપારનો એક પ્રકાર છે. માટે સહીહ વેપારની તમામ શર્તોનો તેમાં ખ્યાલ રાખવો જરૂરી છે. એટલા માટે ''મુરાબહા''ની ચર્ચાનો આરંભ કરતા પહેલાં અમૂક બુન્યાદી કાયદાઓનું વર્ણન કરવામાં આવે છે. જેના વગર કોઈપણ વેપાર શરઈ દૃષ્ટિએ સહીહ થતો નથી. અમુક કાયદાઓનું શરૂમાં પણ વર્ણન કરી આપ્યું છે. ત્યાર બાદ ''મુરાબહા'' વિશે ચર્ચા કરીશું અને રોકાણકારી માટે તેને વાપરવાની શું રીતો છે, તેનો ઉલ્લેખ કરીશું.

**કાયદો : ૧**

વેચવામાં આવનાર વસ્તુ વેચતી વખતે મૌજૂદ (અસ્તિત્વ ધરાવતી) હોય. માટે જે વસ્તુ વુજૂદમાં આવી નથી તેને વેચી પણ શકતા નથી. હદીષ શરીફના હવાલાથી ગર્ભના ગર્ભનું વેચાણ જાઈઝ નથી. તે બાબત આગળ દર્શાવી ચૂક્યો છું.

**કાયદો : ૨**

વેચવામાં આવનાર વસ્તુ વેચતી વખતે વેચનારની માલિકીમાં હોય, જે વસ્તુ તેની માલિકીમાં નથી તેને વેચવી બાતિલ છે. જેમકે ''અ'' વ્યક્તિ ''બ''ને ગાડી વેચે છે, પરંતુ તે હાલમાં ''ક''ની માલિકી છે. પરંતુ તેને ઉમ્મીદ છે કે તે આ ગાડી ''ક'' પાસેથી ખરીદી લેશે,

અને પછી ''બ''ના હવાલે કરી આપશે. આ સોદો બાતિલ છે. કારણકે આ ગાદી સોદો કરતી વખતે તેની માલિકીમાં નથી.

**કાયદો : ૩ (અ)**

વેચતી વખતે વેચાનાર વસ્તુ વેચનારના જાહેરી અથવા આંતરિક કબ્ઝામાં હોવી જરૂરી છે. આંતરિક કબ્ઝાનો અર્થ એ કે તે વસ્તુ ચાહે વેચનારના કબ્ઝામાં જાહેરી દૃષ્ટિએ આવી નથી, પરંતુ તે વસ્તુના હક્કો અને જવાબદારીઓ તેનાથી સબંધિત થઈ ગઈ છે, જેમાં તે વસ્તુના બરબાદ-હલાક થવાનો ખતરો અને જવાબદારી પણ શામેલ છે. એટલે કે આ વસ્તુ તૂટી-ફૂટી જાય તો એવું સમજવામાં આવે કે તેની જ વસ્તુ હલાક થઈ. જેમકે "A" વ્યક્તિએ "B" પાસેથી ગાડી ખરીદી. "B"એ આ ગાડી "A"ને કે તેના વકીલના હવાલે નથી કરી, તો "A" આ ગાડી "C"ને વેચી શકતો નથી. જો કબ્ઝામાં આપતા પહેલાં ગાડી વેચી તો આ સોદો સહીહ નથી.

**કાયદો : ૩ (બ)**

"A" એ "B" પાસેથી ગાડી ખરીદી. "B" આ ગાડી બતાવ્યા બાદ તેને ગેરેજમાં મૂકી દે છે. જ્યાં "A" આસાનીથી જઈ શકે છે અને "B" તરફથી પરવાનગી છે કે તે "A" આ ગાડી ત્યાંથી જ્યાં ચાહે લઈ જઈ શકે છે. અને ગાડીની બધી જવાબદારી "A"ના સબંધિત કરી આપે છે. તો હવે આ ગાડીનો આંતરિક કબ્ઝો *(Constructive Possession)* કહેવાશે. જો "A" આ ગાડીનો જાહેરી કબ્ઝો કર્યા વગર "C"ને વેચવા માંગે છે, તો વેચી શકે છે.

**ચોખવટ-૧ :**

આ ત્રણેવ કાયદાનો ખુલાસો એ કે, કોઈ એવી વસ્તુ નથી વેચી શકતો (૧) જે હજુ સુધી અસ્તિત્વમાં જ ન આવી હોય. (૨) વેચનારની માલિકીમાં ન હોય. (૩) વેચનારનો જાહેરી અથવા આંતરિક કબ્ઝો ન હોય.

**ચોખવટ-૨ :**

અમલી સોદો *(Actual sale)* અને ફક્ત સોદાનો વાયદો કરવો એ બન્નેવમાં ઘણો મોટો ફર્ક છે. અમલી સોદો તે વખત સુધી અસરકારક નથી થતો, જ્યાં સુધી ઉપરની ત્રણ શર્તો પૂરી કરી લેવામાં ન આવે. હાં, કોઈ માણસ આવી વસ્તુ વેચવાનો વાયદો કરી શકે છે, જે એના કબ્ઝા કે માલિકીમાં ન આવી હોય.

બુન્યાદી રીતે વાયદો કરનારે પોતાનો વાયદો પૂરો કરવો અખ્લાકી (નૈતિક) રીતે જરૂરી છે. પરંતુ અદાલતમાં કોઈ કાર્યવાહી કરી શકતો નથી. તે છતાં અમૂક સૂરતોમાં ખાસ કરીને જ્યારે વાયદાને લઈ કોઈ વ્યક્તિ ઉપર જવાબદારીનો બોજ આવી ગયો હોય તો આ વાયદા ઉપર અદાલત મારફતે અમલ કરાવી શકાય છે. આ સૂરતમાં અદાલત વાયદો કરનારને પોતાનો વાયદો પૂરો કરવા (સોદો કરવા) મજબૂર કરી શકે છે. જો તે વાયદો પૂરો ન કરી શકતો હોય તો અદાલત તેને હુકમ કરશે કે તે બીજી પાર્ટીને વાયદાનું પાલન ન કરવાને લઈ જે હકીકી (વાસ્તવિક) નુકસાન થયું તે અદા કરે. પરંતુ અમલી રીતે સોદો ત્યારે જ અસરકારક થશે, જ્યારે તે સામાન વેપારીના કબ્ઝામાં આવી જાય. તે વખતે ફરીથી ઈજાબો કુબૂલ (ઓફર અને સંમતિ) કરવાની રહેશે અને જ્યાં સુધી આ પ્રમાણે સોદો ન થાય, ત્યાં સુધી તેના કાનૂની પરિણામ અસરકારક નિવડશે નહીં.

**અપવાદ :**

ઉપરના ત્રણેવ કાયદાઓથી બે પ્રકારના સોદાઓ (બૈએ સલમ અને ઈસ્તિસ્નાઅ) છૂટછાટ આપવામાં આવી છે. જેનું વર્ણન આગળ આવશે, ઈન્શાઅલ્લાહ.

**કાયદો : ૪**

બન્નેવ પાર્ટીની સહમતિ બાદ સોદો તરત જ કોઈ શર્ત વગર થઈ જવો જોઈએ. માટે જે સોદો ભવિષ્યની કોઈ તારીખ અથવા

ભવિષ્યના કોઈ બનાવ સાથે સબંધિત રાખવામાં આવે, તે સોદો કેન્સલ ગણાશે. જો બન્નેવ પાર્ટી સોદો સહીહ કરવા માંગતી હોય, તો તેમણે જ્યારે આ ભવિષ્યની તે તારીખ આવી જાય, જેનાથી સોદો સબંધિત કર્યો હતો, ત્યારે ફરીથી સોદો કરવો પડશે.

**દાખલાઓ :** (૧) A પહેલી જુલાઈના B થી કહે છે કે, હું તમને એક ગાડી પહેલી ફેબ્રુઆરીના વેચીશ. આ સોદો ભવિષ્યની તારીખ સાથે સબંધિત કરવાને લઈ રદ ગણાશે.

(૨) A-Bથી કહે છે કે, જો ફલાણી પાર્ટી ચૂંટણીમાં જીતી ગઈ તો મારી ગાડી તમોને વેચેલી સમજવી. આ સોદો પણ રદ ગણાશે. કારણકે તે ભવિષ્ય સાથે સાંકળવામાં આવ્યો છે.

**કાયદો : ૫**

વેચવામાં આવતી વસ્તુ એવી હોવી જોઈએ, જેની કોઈ કિંમત હોય. વેપારી લોકોમાં જેની કોઈ કિંમત ન હોય, તે વસ્તુનો સોદો થઈ શકતો નથી.

**કાયદો : ૬**

વેચવામાં આવતી વસ્તુ એવી ન હોય કે જેનો હરામ હેતુ સિવાય બીજો કોઈ વપરાશ જ ન હોય. જેમકે દારૂ અથવા ડુક્કર.

**કાયદો : ૭**

જે વસ્તુનો સોદો થઈ રહ્યો છે, તે સ્પષ્ટ હોય અને ખરીદનારને તેની ઓળખાણ (પરિચય) કરી દેવામાં આવે.

**ચોખવટ :**

તે વસ્તુ તરફ ઈશારો કરીને પણ તેની સ્પષ્ટતા થઈ શકે છે. અને તેની એવી છણાવટથી પણ થઈ શકે છે. જેને લઈ તે બીજી વસ્તુથી અલગ પડે. જેમકે એક બિલ્ડીંગમાં એક જ પ્રકારના ઘણા

એપાર્ટમેન્ટ છે. હવે A-B ને કહે કે હું તમને આમાંથી એક એપાર્ટમેન્ટ વેચું છું. B કબૂલ પણ કરી લે, તે છતાં સોદો સહીહ થશે નહીં. જ્યાં સુધી મૌખિક ચોખવટ અથવા હાથના ઈશારાથી તે એપાર્ટમેન્ટ નક્કી ન કરવામાં આવે.

**કાયદો : ૮**

વેચવામાં આવનાર વસ્તુ ઉપર ખરીદનારનો કબ્ઝો થવો ચોક્કસ હોય. આ કબ્ઝો ફક્ત અચાનક થઈ જવો કે કોઈ શર્તથી સબંધિત હોય તે સહીહ નથી. જેમકે A પોતાની તે ગાડીનો સોદો B થી કરે છે, જે કોઈ અજાણી વ્યક્તિએ ચોરી લીધી છે. અને B એ ઉમ્મીદ પર સોદો મંજૂર કરે છે કે, A આ ગાડી પ્રાપ્ત કરવામાં સફળતા મેળવશે, તો આ સોદો સહીહ નથી.

**કાયદો : ૯**

કિંમતનું ચોક્કસ હોવુ પણ સોદામાં જરૂરી છે. જો કિંમત ચોક્કસ નહીં થઈ તો સોદો રદ થશે. જેમકે A-B થી કહે છે કે, જો આ વસ્તુની કિંમત એક મહિનામાં આપી દો, તો ૧૦૦ રૂપિયા થશે અને બે મહિનામાં અદા કરો તો ૧૧૦ રૂપિયા થશે. B પણ આ શર્તથી સહમત થઈ ગયો, પરંતુ જો આ બેઠકમાં ઉધાર કે રોકડાની વાત પાક્કી થયા વગર ઉઠી ગયા તો સોદો રદ ગણાશે. કારણકે કઈ કિંમત (ઉધાર કે રોકડા) આપવાની છે, તે ચોક્કસ થયું નથી.

**કાયદો : ૧૦**

સોદામાં સોદાને લગતી જે શરઈ જાઈઝ શર્તો છે, તે સિવાયની કોઈ શર્ત ન હોવી જોઈએ. જેમકે A-B થી એક ગાડી એ શર્તે ખરીદે કે તે તેના પુત્રને પોતાની ઓફિસમાં નોકરી ઉપર રાખે. આ સોદો ફાસિદ થઈ જશે. જો શર્ત રદ કરી દે તો સોદો સહીહ થઈ જશે. A-B થી એક ફ્રીજ એ શર્તે ખરીદે કે B તેની બે વર્ષ સુધી મફત સર્વિસનો જવાબદાર રહેશે, તો આ શર્ત વેપારમાં સહીહ છે. માટે સોદો સહીહ છે.

**ઉધાર વેપાર (બૈએ મુઅજ્જલ)ના કાયદાઓ :**

(૧) એવો સોદો જેમાં વેપારી અને ગ્રાહક બન્નેવ સહમત થઈ જાય કે કિંમત ઉધાર રહેશે. તેને ‘‘બૈએ મુઅજ્જલ’’ કહે છે.

(૨) આ સોદો પણ જાઈઝ છે. શર્ત એ છે કે, કિંમત અદા કરવાની તારીખ સ્પષ્ટ હોય. આ સ્પષ્ટતા ચોક્કસ તારીખ કે ચોક્કસ દિવસોની મોહલતથી પણ નક્કી થઈ શકે છે.

(૩) જો અદા કરવાની એક ચોક્કસ મુદ્દત નક્કી થઈ ગઈ, જેમકે એક મહિનો, તો તેની શરૂઆત ગ્રાહકના કબ્ઝાથી થશે અથવા ગ્રાહક-વેપારી કોઈ બીજી વાત ઉપર સહમત થઈ જાય.

(૪) ઉધારની સુરતમાં વસ્તુની કિંમત રોકડાથી વધુ પણ રાખી શકાય છે. પરંતુ સોદો કરતી વખતે રોકડા કે ઉધાર કોઈ એકની સ્પષ્ટતા કરવી જરૂરી રહેશે.

(૫) એક વખતે જે કિંમત નક્કી થઈ જાય, તેમાં સમયથી પહેલા અદા કરવાને લઈ કમી કરવી અથવા મોડુ થવાને લઈ વધારે કિંમત માંગવી, બન્નેવ વસ્તુ દુરૂસ્ત નથી.

(૬) જો સામાનનો સોદો હપ્તાઓ ઉપર થયો છે, તો વેપારી આ શર્ત લગાડી શકે છે કે, જો ગ્રાહક કોઈપણ હપ્તો સમયસર પહોંચાડ-વામાં અસફળ રહ્યો, તો બાકીના બધા જ હપ્તા તાત્કાલિક અદા કરવા જરૂરી થશે.

(૭) કિંમત અદા કરવી ચોક્કસ કરવા માટે વેપારી ગ્રાહકથી આ માંગણી કરી શકે છે કે, તે તેના માટે કોઈ સિક્યુરિટીની વ્યવસ્થા કરી આપે. ચાહે કોઈ વસ્તુ ગીરવી રાખે અથવા તેની મૌજૂદ સામાનમાંથી કોઈ સામાન વેચવાનો અધિકાર આપી તેની રકમ વસૂલ કરવાની સૂરતમાં હોય.

(૮) ગ્રાહકથી પ્રોમેસરીનોટ અથવા બિલ ઓફ એક્ષચેન્જ *(Bill of Excahange)* ઉપર સહી કરવાની માંગ પણ કરી શકે છે.

પરંતુ આ પ્રોમેસરીનોટ અથવા બિલ ઓફ એક્ષચેન્જ કોઈ ત્રીજી વ્યક્તિને તેના ઉપર લખેલી કિંમતથી ઓછી કિંમત અથવા વધારે કિંમતે વેચવું જાઈઝ નથી.

**મુરાબહા :**

(૧) મુરાબહામાં વેપારી વસ્તુની ઉપર આવતો ખર્ચ સ્પષ્ટ રીતે વર્ણન કરી તેના ઉપર અમૂક નફો શામેલ કરે છે.

(૨) મુરાબહામાં નફા *(Mark up)*નું પ્રમાણ આપસી રાજીખુશીથી બે રીતે થઈ શકે છે. એટલે કે ખર્ચ બાદ કર્યા પછી આટલા ટકા કે આટલા રૂપિયા વધારે લઈશ.

(૩) વેપારીએ વસ્તુ ખરીદ કરવા માટે જે પ્રકારના ખર્ચાઓ કરવા પડે છે, જેમકે ભાડુ, કસ્ટમડ્યુટી વગેરે. તે બધા ખર્ચામાં શામેલ થશે. અને નફો આ ટોટલી ખર્ચાઓ ગણ્યા બાદ લાગુ પડશે. પરંતુ કારોબારના બીજા ખર્ચાઓ જે વારંવાર વેપારીને અદા કરવા પડે છે. જેમકે કર્મચારીઓનો પગાર, બિલ્ડીંગનું ભાડુ વગેરે. તો તે ખર્ચાઓ આ પ્રાયવેટ સોદામાં ગણવામાં આવશે નહીં. પરંતુ અસલ ખર્ચાઓ ઉપર જે નફો નક્કી કરવામાં આવે, તેમાં આ ખર્ચાઓનો પણ ખ્યાલ રાખવામાં આવશે.

(૪) મુરાબહા તે સુરતમાં જ સહીહ થશે, જ્યારે વસ્તુનો સંપૂર્ણ ખર્ચ નક્કી કરી શકતા હોય. જો સંપૂર્ણ ખર્ચાઓ સ્પષ્ટ ન થઈ શકતા હોય તો ''મુરાબહા'' નામથી વેચી શકતા નથી. બલ્કે તે મુસાવમા *(Bargaining)* નામથી વેચવામાં આવશે. એટલે કે ખર્ચ અને નફાનું વર્ણન કર્યા વગર સોદો ગણાશે. આ સુરતમાં આપસી રાજીખુશીથી કિંમત નક્કી કરવામાં આવે.

**મુરાબહામાં રોકાણકારી માટેની રીતો :**

બુન્યાદી રીતે મુરાબહા વેપારનો એક ખાસ પ્રકાર છે. તે રોકાણકારી માટે નથી. ઈસ્લામી શરીઅત તરફથી રોકાણકારીની

બે પ્રચલિત આદર્શ રીતો છે મુશારકા અને મુઝારબા. જેમનું વર્ણન પાછલા પ્રકરણોમાં થઈ ચૂક્યું છે. પરંતુ વર્તમાન આર્થિક સેટઅપમાં રોકાણકારીનો અમૂક શાખાઓમાં મુશારકા-મુઝારબાને અમલી સ્વરૂપે ચલાવવામાં અમૂક અડચણો આવે છે. જેને લઈ ઈસ્લામી અર્થતંત્રના અનુભવી ઉલમાએ કિરામે અમૂક જરૂરી શર્તો સાથે ઉધાર અદાયગીની બુન્યાદ ઉપર મુરાબહાને રોકાણકારી માટે વાપરવાની છૂટ આપી છે.

પરંતુ આ બાબતે બે જરૂરી પોઈન્ટ સારી રીતે સમજવા જરૂરી છે : (૧) સૌપ્રથમ આ વાત ધ્યાનમાં રાખવી જરૂરી છે કે, મુરાબહા વાસ્તવિક દષ્ટિએ ઈસ્લામી રોકાણકારીની રીત નથી. બલ્કે ફક્ત વ્યાજથી બચવાનું એક કૃત્રિમ માધ્યમ અને હીલો છે. તે આદર્શ ઈસ્લામી રોકાણકારી નથી, જે ઈસ્લામી અર્થતંત્રના હેતુઓ પૂરા પાડતો હોય. માટે અર્થતંત્રને ઈસ્લામી બીબામાં પરોવવા માટેના અમલમાં ટાઈમપરવારી એનો ઉપયોગ કરવામાં આવે. અને તેનો ઉપયોગ તે જ સૂરતો સુધી મર્યાદિત હોવો જોઈએ, જ્યાં મુશારકા-મુઝારબા કોઈપણ પ્રકારે અમલમાં ન આવી શકતા હોય.

(૨) બીજી ખાસ વાત એ કે વ્યાજની જગ્યાએ ફક્ત નફો અથવા માર્કઅપનો શબ્દ લખી દેવાથી તે સોદો મુરાબહા નથી થઈ શકતો. મુરાબહાની રોકાણકારીની જેટલી શર્તો ઉલમાએ કિરામે દર્શાવી છે, (જેનું વર્ણન આગળ આવી ગયુ) તે બધી જ શર્તોનું પાલન કરવાથી જ તે મુરાબહા બની શકે છે. શરીઅતમાં દરેક વસ્તુની હકીકત ઉપર આધાર રાખવામાં આવ્યો છે. ફક્ત શબ્દોથી હકીકત થતી નથી. માટે વ્યાજને નફો કહેવાથી તે નફો થઈ શકતો નથી. એ જ પ્રમાણે ઈસ્લામી પરિભાષા પ્રમાણે કોઈ સોદો વ્યાજુ થતો હશે, તો જ વ્યાજ કહેવાશે. ફક્ત શબ્દોથી નહીં થશે.

મુરાબહા માટેની ઉપરની શર્તોની પાબંદી એટલા જ માટે લગાડવામાં આવી છે કે, તેનાથી જ વ્યાજુ કર્જ અને મુરાબહા

દરમ્યાનનો ફર્ક બાકી રહે છે. જો આ શર્તોની પાબંદી કરવામાં ન આવે તો આ કરાર સહીહ થતો જ નથી.

**બુન્યાદી વિશિષ્ટતાઓ અને તબક્કાઓ :**

(૧) મુરાબહા વ્યાજુ દરે આપવામાં આવતુ કર્જ (લોન) નથી, બલ્કે ઉધાર કિંમત ઉપર એક વસ્તુનો વેપાર છે. જેની કિંમતમાં ખર્ચાઓ સિવાય નક્કી કરેલ નફો પણ શામેલ હોય છે.

(૨) આ એક વેપાર (સોદો) છે, કર્જ નથી. માટે તેમાં શરઈ સહીહ વેપારને લગતી બધી જ શર્તોનું પાલન કરવું જરૂરી છે. (જેનું આગળ વર્ણન આવી ગયુ છે.)

(૩) મુરાબહા રોકાણકારી તે જ સૂરતમાં અમલમાં આવી શકશે, જેમાં ગ્રાહકને હકીકતમાં કોઈ વસ્તુની ખરીદી માટે ફંડની જરૂરત હોય. જેમકે પોતાની જીનીંગ ફેકટરીના કાચા માલ સ્વરૂપે કપાસની જરૂરત છે, તો તેને મુરાબહાની સિસ્ટમ પ્રમાણે કપાસ વેચી શકાય છે.

પરંતુ જ્યાં ફંડની કોઈ બીજા હેતુ માટે જરૂરત હોય અથવા પહેલાથી ખરીદેલ વસ્તુની કિંમત અદા કરવા માટે કે વિજળીના બીલ કે કર્મચારીઓનો પગાર અથવા બીજી યુટીલીટીઝની ચૂકવણી માટે જરૂરત છે, તો તેવી સૂરતમાં મુરાબહા સીસ્ટમ જાઈઝ નથી. કારણકે મુરાબહામાં ફક્ત કર્જ આપવુ કાફી નથી, બલ્કે તેનો સોદો હોવો જરૂરી છે.

(૪) રોકાણકાર તરફથી ગ્રાહકને કોઈ વસ્તુ વેચવા પહેલા તે વસ્તુ રોકાણકારની માલિકીમાં આવી ગઈ હોય.

(૫) વેચવાથી પહેલા તે વસ્તુ રોકાણકારના જાહેરી અથવા આંતરિક કબ્ઝામાં આવી ચૂકી હોય. અર્થાત્ થોડીવાર માટે પણ તેની જવાબદારી (રિસ્ક)માં રહેવી જોઈએ.

(૬) શરઈ દ્દષ્ટિએ મુરાબહાની સર્વશ્રેષ્ઠ રીત એ છે કે, રોકાણકાર પોતે તે વસ્તુ ખરીદે અને પોતાના કબ્ઝામાં લાવે અથવા પોતાના વકીલ મારફતે આ કામ કરાવે, ત્યાર બાદ આ વસ્તુ ગ્રાહકને વેચે.

તે છતાં અમૂક અપવાદરૂપ સંજોગોમાં તે ગ્રાહકને પોતાનો વકીલ બનાવી શકે છે. (જ્યાં સપ્લાયરથી ડાયરેક ખરીદવુ શક્ય ન હોય) અને ગ્રાહકને પ્રથમ પોતાના તરફથી ખરીદવાનો વકીલ બનાવે. આ સૂરતમાં ગ્રાહક પ્રથમ તો રોકાણકાર તરફથી ખરીદવાના વકીલ તરીકે ભૂમિકા ભજવશે અને આ વસ્તુ ઉપર રોકાણકારની પ્રતિનિધિ તરીકેની જવાબદારી નિભાવી કબ્ઝો કરશે. ત્યાર બાદ રોકાણકારથી ગ્રાહક પોતે ઉધાર કિંમતે આ વસ્તુ ખરીદશે. પ્રથમ કબ્ઝો રોકાણકારના વકીલ તરીકે હતો, ત્યારે આ વસ્તુ એની પાસે અમાનત સ્વરૂપે હતી. માલિકી તો રોકાણકારની જ હતી. જેનો અર્થ એ કે તે વખતે તેની (તૂટ-ફૂટ, બગડવાની) જવાબદારી (રિસ્ક) રોકાણકારના શિરે હતી. પરંતુ હવે જ્યારે ગ્રાહક રોકાણકારથી વસ્તુ ખરીદી લેશે, તો વસ્તુની માલિકી તથા તેની (તૂટ-ફૂટ, બગડવાની) જવાબદારી ગ્રાહકની થઈ જશે.

(૭) જેમકે પહેલા વર્ણન કર્યુ કે, જ્યાં સુધી કોઈ વસ્તુ વેપારીના કબ્ઝામાં ન આવે, તેનો સોદો સહીહ નથી. પરંતુ તે વાયદો કરી શકે છે. આ જ કાયદો મુરાબહામાં પણ અમલમાં આવશે.

(૮) ઉપરોક્ત કાયદાઓની રોશની (અનુસંધાન)માં એક માલી સંસ્થા રોકાણકારીની નીચે દર્શાવેલ રીતો અપનાવી શકે છે.

**પ્રથમ તબક્કો :** માલી સંસ્થા અને ગ્રાહક એક સંપૂર્ણ કરાર ઉપર સહી કરે. જેને લઈ સંસ્થા ગ્રાહકની જરૂરતની વસ્તુનો સોદો કરી વખતો-વખત એક નક્કી કરેલ નફાના પ્રમાણે ખરીદીનો વાયદો કરશે.

**બીજો તબક્કો :** જ્યારે ગ્રાહકને નક્કી કરેલ વસ્તુની જરૂરત હશે, તો માલી સંસ્થા તે વસ્તુની ખરીદી માટે ગ્રાહકને પોતાનો વકીલ નિયુક્ત કરશે. વકીલ (પ્રતિનિધિ) બનાવવાના કરાર પર બન્નેવની સહી હોવી જોઈએ.

**ત્રીજો તબક્કો :** ગ્રાહક માલી સંસ્થા તરફથી તે વસ્તુ ખરીદશે અને સંસ્થાના વકીલ (પ્રતિનિધિ) તરીકે તેના ઉપર કબ્ઝો કરશે.

**ચોથો તબક્કો :** ગ્રાહક સંસ્થાને ખરીદીની જાણ કરશે. ત્યાર બાદ આ વસ્તુ સંસ્થા પાસેથી ખરીદવાની ઓફર (ઈજાબ) કરશે.

**પાંચમો તબક્કો :** માલી સંસ્થા તેની ઓફરનો સ્વીકાર (કુબુલ) કરી સોદો સંપૂર્ણ થશે. અને હવે વસ્તુની માલિકી તથા જવાબદારી બન્નેવ ગ્રાહકની થઈ જશે. સહીહ મુરાબહા માટે આ પાંચેવ તબક્કા જરૂરી છે. જો માલી સંસ્થા સપ્લાયરથી આ વસ્તુ પોતે જ ખરીદી લે છે, તો વકાલતનામાની કોઈ જરૂરત રહેતી નથી.

આ કરારનામાનો સૌથી મહત્વનો મુદ્દો એ છે કે, જે સામાન ઉપર મુરાબહાનો સોદો કરવામાં આવી રહ્યો છે, તે ત્રીજા અને પાંચમા તબક્કા દરમ્યાન માલી સંસ્થાની જવાબદારીમાં રહે. આ ખાસ વિશિષ્ટતા મુરાબહાને વ્યાજુ કર્જથી અલગ કરે છે. માટે કોઈપણ રીતે તેનો સંપૂર્ણ ખ્યાલ કરવો જરૂરી છે.

(૯) મુરાબહાના સહીહ હોવા માટે એ પણ જરૂરી છે કે, આ વસ્તુ કોઈ ત્રીજી પાર્ટીથી ખરીદેલી હોવી જોઈએ. પોતે ગ્રાહકથી **Buy Back**ની બુન્યાદે ખરીદી લેવી જાઈઝ નથી. માટે બાયબેક આધારિત મુરાબહા વ્યાજુ કર્જ ગણાશે.

(૧૦) મુરાબહાની ઉપરોક્ત રીત એક ગૂંચવણભર્યો કરાર છે. જેમાં

સબંધિત પક્ષો વિવિધ તબક્કામાં અલગ-અલગ હૈસીયત ધરાવે છે.

A : પ્રથમ તબક્કામાં માલી સંસ્થા અને ગ્રાહક (કામ કરનાર) ભવિષ્યમાં કોઈ વસ્તુની ખરીદ-વેચાણનો વાયદો કરે છે. આ સોદો અમલીકરણમાં નથી. ફક્ત ભવિષ્યનો વેપારનો વાયદો છે. માટે બન્નેવ વચ્ચેનો સબંધ વાયદો કરનાર *(Promisor)* અને વાયદો લેનાર *(Promisee)*નો છે.

B : બીજા તબક્કામાં બન્નેવ વચ્ચેનો સબંધ અસીલ અને વકીલનો છે.

C : ત્રીજા તબક્કામાં માલી સંસ્થા અને સપ્લાયર વચ્ચે વેપારી અને ખરીદારનો સબંધ છે.

D : ચોથા અને પાંચમાં તબક્કામાં ગ્રાહક (કામ કરનાર) અને માલી સંસ્થા દરમ્યાન વેપારી અને ગ્રાહકનો સબંધ શરૂ થઈ જાય છે. અને વેપાર ઉધાર કિંમતે થઈ રહ્યો છે. એટલે એની સાથે જ કર્જ લેનાર અને કર્જ આપનારનો સબંધ પણ શરૂ થઈ જાય છે. આ બધા જ સબંધોને અલગ અલગ તબક્કામાં એકબીજાથી અલગ સમજવામાં આવે.

(૧૧) કિંમતની સમયસર ચૂકવણીના ભરોસા માટે સંસ્થા ગ્રાહકથી કોઈ ઝમાનતની માંગણી પણ કરી શકે છે. તે પ્રોમેસરીનોટ અથવા બિલ ઓફ એક્ષચેન્જ ઉપર સહી કરવાની માંગણી પણ કરી શકે છે. પરંતુ આ કામ ત્યારે જ થઈ શકે છે, જ્યારે હકીકતમાં (પાંચમાં તબક્કામાં) સોદો થઈ ચૂક્યો હોય. કારણકે પ્રોમેસરીનોટ ઉપર સહી કર્જ લેનાર-કર્જદારના હક્કમાં કરે છે. અને આ સબંધ (કર્જ) પાંચમાં તબક્કામાં જ સ્થપાય છે.

(૧૨) જો ગ્રાહક કિંમતની સમયસર ચૂકવણીથી અસમર્થ (અસફળ) રહે તો તેના કારણે કિંમતમાં વધારો થઈ શકતો નથી.

## ઉધાર અને રોકડમાં કિંમતોનું અલગ હોવુ :

મુરાબહા વિશે સૌથી પહેલો સવાલ એ આવે છે કે, તેમાં સોદો ઉધાર કિંમતે થાય છે. માલી સંસ્થા (રોકાણકાર) ગ્રાહકની જરૂરતની વસ્તુ રોકડ રકમે ખરીદી ગ્રાહકને ઉધાર વેચે છે. ઉધાર કિંમતે વેચતી વખતે તે એ મુદતને પણ ધ્યાનમાં રાખે છે, જે મુદત બાદ ગ્રાહકે રકમની ચૂકવણી કરવાની હોય છે. અને તે મુદતના ઓછા-વધારે હોવાને આધારે જ નફાનું પ્રમાણ પણ નક્કી કરે છે. એટલા જ માટે ઈસ્લામી બેંકોમાં અમલી સ્વરૂપે મુરાબહામાં બજારી કિંમતથી વધારે કિંમત હોય છે. તો આ સવાલ ઉપસ્થિત થાય છે કે, શું રોકડાના પ્રમાણમાં ઉધારમાં કિંમત વધારે લઈ શકાય છે ?

અમૂક લોકોનું કહેવુ છે કે, ગ્રાહકને આપેલ મોહલતને ધ્યાનમાં રાખીને ઉધાર કિંમતમાં જે વધારો થાય છે, તે વ્યાજુ લોનની જેમ જ સમજમાં આવે છે. કારણકે તેમાં પણ વધારે પૈસા મુદતના અવેજમાં જ લેવામાં આવે છે. માટે મુરાબહા જાઈઝ ન હોવો જોઈએ. આ દલીલ બાહ્ય દ્રષ્ટિએ ઘણી મજબૂત લાગે છે, પરંતુ ઈસ્લામી શરીઅતના વ્યાજને હરામ ઠેરવવાના કાયદાઓને ગલત સમજવાને લઈ પેદા થઈ છે. વાતને સહીહ સમજવા માટે નીચેના અમૂક મુદ્દાઓ ધ્યાનમાં રાખવા જરૂરી છે :

(૧) મોર્ડન મૂડીવાદી દ્રષ્ટિકોણમાં વેપારી મામલામાં વસ્તુઓ અને રોકડ રકમ *(Money)* વચ્ચે કોઈ ફર્ક કરવામાં આવતો નથી. આપસી અદલા-બદલીમાં વસ્તુઓ અને રોકડ રકમ સાથે એકસરખો વર્તાવ કરવામાં આવે છે. બન્નેવ ધંધાને લાયક ગણવામાં આવે છે. અને બન્નેવનો લેવડદેવડનો સોદો દરેક તે કિંમતે થઈ શકે છે, જેના ઉપર વેપારી-ગ્રાહક સહમત હોય. એક વ્યક્તિ એક ડોલર બે ડોલરના બદલામાં રોકડા અથવા

ઉધાર તેવી જ રીતે વેચી શકે છે, જેવી રીતે તે એક ડોલરની વસ્તુ બે ડોલરમાં વેચી શકે છે. ફક્ત બન્નેવની રાજીખુશી જરૂરી છે.

જ્યારે ઈસ્લામી કાયદાનુસાર આ જાઈઝ નથી. ઈસ્લામી કાયદાઓમાં રોકડ અને ચીજ-વસ્તુઓ બન્નેવની પોતાની આગવી ખાસીયતો અને વિશિષ્ટતાઓ છે. માટે બન્નેવના એહકામો-કાયદાઓ પણ અલગ-અલગ છે. પૈસા *(Money)* અને ચીજ-વસ્તુઓ *(Commodity)*માં ફર્કના બુન્યાદી પોઈન્ટ આ પ્રમાણે છે :

(૧) પૈસા-રોકડનો પોતાનો ઝાતી કોઈ ફાયદો નથી. (તે ફક્ત એક કાગળ છે) તેનાથી ડાયરેક્ટ માનવીય જરૂરતો પૂરી થતી નથી. તેને ફક્ત બીજી વસ્તુઓની લેવડદેવડ માટે માધ્યમ તરીકે વાપરવામાં આવે છે. જ્યારે એનાથી વિપરિત ચીજ-વસ્તુઓનો પોતાનો ઝાતી ફાયદો હોય છે. તેની કોઈ બીજી વસ્તુથી અદલા-બદલી કર્યા વગર પણ ડાયરેક્ટ ફાયદો ઉઠાવી શકાય છે.

(૨) ચીજ-વસ્તુઓ સારા-નરસા હોવામાં અલગ-અલગ ગુણો અને માપદંડ ધરાવે છે. જ્યારે પૈસો ફક્ત વસ્તુઓની કિંમતો દર્શાવતુ એક માપદંડ અને પ્રમાણ અને અદલા-બદલીનું માધ્યમ છે. માટે તેના બધા જ અંશો એકબીજાથી સો ટકા મળતા આવે છે. જેમકે એક હજારની નવી નોટ અને જૂની નોટમાં કાગળના નવા-જુના કે સારા-નરસા હોવાને લઈ તેમના ભાવ-કિંમતમાં ફર્ક પડશે. એક નવી ગાડી અને વપરાયેલ ગાડીની કિંમતમાં ફર્ક હોય છે.

(૩) ચીજ-વસ્તુઓમાં સોદો કરતી વખતે તેના વિવિધ ફાયદાઓ અને ગુણો વગેરે સ્પષ્ટ કરવા જરૂરી હોય છે. જેમકે ઘઉં કઈ ક્વોલિટીના, નાના-મોટા અને નમૂના સાથે વગેરેની ચોખવટ જરૂરી હોય છે.

જો એક ચોક્કસ ગાડી તરફ ઈશારો કરી ગ્રાહકે ખરીદી. તો હવે તેની જગ્યાએ બીજી ગાડી વેચનાર આપી શકતો નથી. અને ગ્રાહકે પણ તેની જગ્યાએ બીજી ગાડી લેવાનો આગ્રહ કરવો જાઈઝ નથી. ચાહે બીજી ગાડી પણ આ જ કંપનીની અને આ જ પ્રમાણેની ફેસીલીટીવાળી હોય. હાં, જો વેપારી-ગ્રાહક બન્નેવ રાજીખુશીથી સોદો થયેલ ગાડીની જગ્યાએ બીજી ગાડી લેવા-દેવા રાજી થઈ જાય તો તે જાઈઝ છે. પરંતુ તેને ઈસ્લામી દ્દષ્ટિએ એમ સમજવામાં આવશે કે પહેલો સોદો રદ થયેલ ગણાશે અને નવો સોદો રાજી-ખુશીથી કરવામાં આવ્યો એમ સમજવામાં આવશે. એની તુલનામાં કોઈ સોદામાં પૈસાનું પ્રમાણ તો નક્કી થશે, પરંતુ નોટો નક્કી થાય નહીં. ૧૦૦ની નોટોનું બંડલ કે પાંચસો-હજારનું બંડલ રહેશે અથવા હજારનું આ બંડલ કે પેલુ બંડલ એ જરૂરી નથી. એક નોટ બતાવી કોઈ વસ્તુ ખરીદી અને આપતી વખતે બીજી નોટ બદલીને આપી, તો પણ વેપારીએ તે નોટ લઈ લેવી પડશે. વેપારી એમ નથી કહી શકતો કે જે નોટ બતાવી તે જ આપવી પડશે.

આ પ્રમાણેના ઘણા બધા ફર્ક હોવાને લઈ ઈસ્લામે પૈસા અને ચીજોના મસ્અલામાં ફર્ક કર્યા છે. આ ફર્ક જેવી રીતે રોકડા સોદામાં જરૂરી છે, તેવી જ રીતે ઉધાર સોદામાં પણ જરૂરી છે. જ્યારે બન્નેવ તરફથી પૈસાની લેવડદેવડ હોય. જેમકે એક જ દેશની કરન્સીની આપસમાં લેવડદેવડ વખતે વધારે-ઓછા લેવા-દેવા જાઈઝ નથી. ચાહે રોકડા હોય કે ઉધાર મામલો હોય.

કારણકે સોના-ચાંદી કે રૂપિયાની અદલાબદલી તેવી જ ધાતુ કે કરન્સીના બદલામાં કરતી વખતે ઉધાર સોદામાં જો એક તરફથી વધારે રકમ આપવામાં આવશે, તો તે ફક્ત ઉધાર મુદ્દતના બદલામાં જ ગણાશે. કારણકે બન્નેવ નોટોનું પ્રમાણ અને ફાયદા એકસરખા જ છે.

જ્યારે ચીજ-વસ્તુઓમાં એમનો પોતાનો ફાયદો હોય છે, અને

તેમના માપદંડમાં પણ ફર્ક હોય છે. એટલા માટે માલિકને આ હક્ક પ્રાપ્ત છે કે, માર્કેટના ઉતાર-ચડાવને ધ્યાનમાં લઈ તે પોતાની સો રૂપિયાની વસ્તુ બસો રૂપિયામાં પણ વેચી શકે છે. આ દાખલામાં બન્નેવ વસ્તુ બદલાય ગઈ. એક તરફ વસ્તુ છે, જ્યારે બીજી તરફ પૈસા છે. માટે બન્નેવના ફાયદા-જરૂરત અલગ-અલગ છે. કોઈને વસ્તુની વધારે જરૂરત છે તો તે વધારે પૈસા આપીને ખરીદે છે, જ્યારે કોઈને પૈસાની જરૂરત હોય છે, તો તે પડતર કિંમતથી પણ ઓછા ભાવે વેચી આપે છે. અને આ સોદો જેમ રોકડ સ્વરૂપે થઈ શકે છે, તેમ વધારે નફો લઈ ઉધાર પણ થઈ શકે છે. શર્ત ફક્ત એટલી જ છે કે, વેચનાર ગ્રાહકને કોઈ પ્રકારનો ધોકો ન આપે તથા વસ્તુ ખરીદવા માટે મજબૂર ન કરે.

મતલબ કે ચારેવ ઈમામોના મંતવ્ય પ્રમાણે કોઈ વસ્તુના રોકડા અને ઉધાર સોદા માટે અલગ-અલગ કિંમતો નક્કી થઈ શકે છે. અને ઉધાર સોદામાં રોકડાથી વધુ કિંમત લેવી પણ જાઈઝ છે. પરંતુ ફક્ત એક શર્ત છે કે, સોદો કરતી વખતે ઉધાર કે રોકડાની સ્પષ્ટતા થઈ જવી જરૂરી છે કે, આ સોદો હું રોકડો કરી રહ્યો છું. જેથી રોકડાની કિંમત અદા કરવી જરૂરી થઈ જાય. અને જો ઉધાર સોદો નક્કી થાય તો સ્પષ્ટતા કરી લેવામાં આવે કે આ વસ્તુ ઉધાર ખરીદી રહ્યો છું. જેથી ઉધાર કિંમતની ચૂકવણી નક્કી થઈ જાય. જો આ પ્રમાણેની સ્પષ્ટતા વગર ફક્ત રોકડા-ઉધાર બન્નેવના ભાવ વેપારીએ કહ્યા અને ગ્રાહકે પોતે ક્યા પ્રકારે ખરીદવા માંગે છે તેની સ્પષ્ટતા ન કરી, તો આ સોદો અસ્પષ્ટ થવાને લઈ કિંમત તથા ચૂકવણી કેવી રીતે કરવી તે પણ અસ્પષ્ટ રહી. માટે આ સોદો જાઈઝ નથી.

સોદો રોકડી કિંમતે નક્કી થઈ ગયો. પછી વેપારીએ શર્ત લગાડી કે જો ગ્રાહકે ચૂકવણીમાં મોડુ કર્યું તો વાર્ષિક દસ ટકા લેખે વ્યાજ કે શિક્ષારૂપી વસૂલ કરશે, તો આ બિલ્કુલ જાઈઝ નથી. કારણકે આ ચોખ્ખુ વ્યાજ છે.

## મુરાબહામાં રોલઓવર *(Rollover)* જાઈઝ નથી :

વ્યાજ આધારિત રોકાણકારીમાં જો બેંકનો ક્લાઈન્ટ (ગ્રાહક) કોઈ કારણસર સમયસર કર્જ (લોન) ભરપાઈ નથી કરી શકતો, તો તે બેંકથી વધુ મુદતની માંગણી કરે છે. બેંક જો તેનાથી સહમત થઈ જાય તો પછી આપસી શર્તો નક્કી કરી રોલઓવર કરવામાં આવે છે. અર્થાત્ મુદત વધારી દેવામાં આવે છે. જેને લઈ હવે નવી મુદતમાં નવા દરે વ્યાજ લાગુ પાડવામાં આવે છે. અમલીરૂપે એનો એવો અર્થ થયો કે, એટલા જ પ્રમાણમાં એક નવુ કર્જ (લોન) ગ્રાહકને બીજી વખતે આપવામાં આવી રહ્યુ છે.

અમુક ઈસ્લામી બેંકો અને માલી સંસ્થાઓ જે મુરાબહાની (ઈસ્લામી) હકીકત સારી રીતે નથી સમજ્યા અને મુરાબહાને ફક્ત વ્યાજુ રોકાણકારીની જેમ ફક્ત એક રોકાણ સમજ્યા છે, તેમણે મુરાબહા સીસ્ટમમાં પણ રોલઓવર સીસ્ટમ ચાલી કરી દીધી છે. અને ગ્રાહકની માંગણી કરવાને લઈ મુદત વધારી રોલઓવર કરી ચૂકવણીના સમયમાં વધુ માર્કઅપની શર્ત સાથે વધારો કરી આપે છે. અમલી સ્વરૂપે આ મતલબ થયો કે આ જ સામાન *(Commodity)* ઉપર વધુ એક મુરાબહાનો કરાર થયો છે. એટલે કે બેંકે તે જ વસ્તુ ક્લાઈન્ટને નવા નફા સાથે વેચી દીધી છે. તો આ પ્રકારનો અમલ શરઈ દ્ષ્ટિએ બિલ્કુલ જાઈઝ નથી.

અત્રે એ સ્પષ્ટતા જરૂરી છે કે, મુરાબહા કોઈ કર્જ (લોન) નથી, બલ્કે તે એક વેપાર છે. જેની કિંમતની ચૂકવણી એક નક્કી કરેલ સમય સુધી લંબાવી દેવામાં આવી છે. જ્યારે એક વખતે આ વસ્તુનું વેચાણ થઈ ગયું તો હવે એ ગ્રાહકની માલિકી થઈ ગઈ. વેચનાર કાનૂની રીતે ફક્ત તેની તે કિંમતની જ માંગણી કરી શકે છે, જે ગ્રાહક ઉપર ચૂકવણીપાત્ર છે. માટે હવે બેંક અને ક્લાઈન્ટ વચ્ચે નવા સોદાનો સવાલ જ ઉપસ્થિત થતો નથી. રોલઓવર ચોખ્ખુ

અને સાદુ વ્યાજ છે. કારણકે તે મુરાબહા સોદાને લઈ ઉપસ્થિત થતા કર્જ *(Debt)* ઉપર વધારેની રકમનો કરાર છે.

## મુરાબહામાં કઈ વસ્તુઓનો સોદો થઈ શકે છે ?

જે વસ્તુઓનો નફાથી ધંધો થઈ શકે છે, તેનાથી મુરાબહા પણ થઈ શકે છે. કારણકે મુરાબહા પણ એક પ્રકારનો વેપારી સોદો છે. માટે કંપનીના શેરનું પણ મુરાબહા સીસ્ટમે ખરીદ-વેચાણ થઈ શકે છે. કારણકે ઈસ્લામી કાનૂન પ્રમાણે કંપનીના શેર તેના હોલ્ડર માટે કંપનીની ચીજ-વસ્તુઓમાં તેની માલિકીનું (તેની માલિકી પ્રમાણે) પ્રતિનિધિત્વ કરે છે. જેમ કંપનીની વસ્તુઓનું ખરીદ-વેચાણ થઈ શકે છે, તો તેના હિસ્સાઓનું (શેર) પણ મુરાબહાના ધોરણે લે-વેચ થઈ શકે છે. પરંતુ તેના માટે વેપારના જે ઈસ્લામી કાયદાઓ છે, તે બધાનું પાલન થવુ જરૂરી છે. એટલા માટે જરૂરી છે કે, શેર વેચનાર શેરના હક્કો-જવાબદારીઓ સહિત શેર ઉપર સંપૂર્ણ કબ્ઝો કરી લે. પછી તે પોતાના ક્લાઈન્ટ (ગ્રાહક)ને વેચે. **Buy Back** અથવા શેર ઉપર કબ્ઝો કર્યા વગર વેચવુ શરઈ દ્રષ્ટિએ જાઈઝ નથી. તેના મુકાબલામાં જે વસ્તુઓનો સોદો (વેપાર) થઈ શકતો નથી, તેનો મુરાબહા પણ જાઈઝ નથી. જેમકે કરન્સીઓના આપસી વેચાણમાં મુરાબહા સીસ્ટમ અશક્ય છે. કારણકે કરન્સીઓનો આપસમાં સોદો રોકડેથી હોવો જોઈએ અથવા ઉધાર હોવાની સુરતમાં તે બજારી કિંમતે હોવો જોઈએ. જે સોદો નક્કી થવાના દિવસે હતી.

એ જ પ્રમાણે વેપારી દસ્તાવેજો જે એવા કર્જ (લોન)નું પ્રતિનિધિત્વ કરતા હોય, જે દસ્તાવેજની માલિકીવાળી વ્યક્તિ માટે વસૂલ કરવાને લાયક છે, તો એવા દસ્તાવેજોની આપ-લે પણ લખેલી કિંમતે જ થઈ શકે છે. માટે આ દસ્તાવેજોથી પણ મુરાબહા જાઈઝ નથી.

એ જ પ્રમાણે તે દરેક કાગળો જે ઈશ્યુ કરનાર તરફથી માલિકને

ચોક્કસ રકમ વસૂલ કરવાનો હકદાર બનાવે છે, તેનું પણ ખરીદ-વેચાણ થઈ શકતુ નથી. તેની ફક્ત Face Valueના ધોરણે જ લે-વેચ થઈ શકે છે. માટે તેમાં મુરાબહાના ધોરણે વેપાર થઈ શકતો નથી.

## મુરાબહાની ચૂકવણીને રીશેડોલ કરવુ :

જો ગ્રાહક કે ક્લાયન્ટ મુરાબહા કરારમાં નક્કી થયેલ તારીખે ચૂકવણી કરવા સમર્થ નથી, તો અમૂક વખતે તે વેપારી કે બેંકથી દરખ્વાસ્ત કરે છે કે, હપ્તાને રીશેડોલ કરવામાં આવે.

વર્તમાન પ્રચલિત બેંકોમાં તો કર્જ (લોન) સામાન્ય રીતે વ્યાજુ વધારા સાથે રીશેડોલ કરવામાં આવે છે, પરંતુ મુરાબહાની ચૂકવણીમાં આ સીસ્ટમ શક્ય નથી. જો હપ્તા રીશેડોલ કરવામાં આવે તો તેના કારણે વધારાની રકમ લઈ શકતા નથી. મુરાબહાની ચૂકવણીપાત્ર કિંમત તેટલી જ અને તે જ કરન્સીમાં રહેશે. અમૂક ઈસ્લામી બેંકોએ આ જોગવાઈ રજૂ કરી છે કે, મુરાબહાની કિંમતને એવી મજબૂત કરન્સીમાં રીશેડોલ કરવામાં આવે, જે મુરાબહામાં થયેલ કરન્સીથી અલગ હોય. આ રજૂઆતનો હેતુ મજબૂરી (સ્ટોંગ) કરન્સીની કિંમતમાં વધારા મારફતે બેંકને બદલો ચૂકવવાનો હોય છે. આ ફાયદો રીશેડોલીંગ મારફતે પ્રાપ્ત કરવામાં આવી રહ્યા છે, માટે જાઈઝ નથી. રીશેડોલીંગ ચોક્કસ તે જ કરન્સી અને તેટલા જ પ્રમાણમાં હોવી જોઈએ. અલબત્ત, ચૂકવણી વખતે ગ્રાહક વેપારીની રાજીખુશીથી વિવિધ કરન્સીમાં તે દિવસ (ચૂકવણીના દિવસ)ના રેટ (ભાવ) પ્રમાણે ચૂકવણી કરી શકે છે. પરંતુ જે દિવસે સોદો થયો હતો, તે દિવસના રેટ પ્રમાણે આ અદલાબદલી જાઈઝ નથી.

## મુસ્લિમ બેંકો તરફથી મુરાબહામાં થતી બુન્યાદી ભૂલો :

પહેલી અને સૌથી વધુ ગંભીર ભૂલ મુરાબહાને રોકાણકારીનું માધ્યમ સમજવુ છે. અને તેની બુન્યાદ ઉપર મુરાબહાને તે બધા જ

કારોબારમાં રોકાણકારી માટે વાપરવામાં આવે છે, જે વર્તમાન બેંકો અને માલી સંસ્થાઓ *(NBFLS)* કરે છે.

ઉપરોક્ત ગંભીર ભૂલ અને ગલત દ્દષ્ટિકોણને કારણે અમૂક બેંકો રોજીંદા કારોબારી ખર્ચા *(Over Head Expenses)*ના રોકાણ માટે પણ મુરાબહા સીસ્ટમ અપનાવે છે. જેમકે કર્મચારીના પગાર ભથ્થા, લાઈટ બીલોની ચૂકવણી વગેરે. એ જ પ્રમાણે તે કર્જો (લોન)ની ચૂકવણી માટે પણ જે આ કંપનીએ બીજાને ચૂકવવાના હોય છે. આ કામ શરઈ દ્દષ્ટિએ બિલ્કુલ જાઈઝ નથી. કારણકે મુરાબહા ત્યાં જ જાઈઝ છે, જ્યાં ક્લાઈન્ટ કોઈ વસ્તુ ખરીદવા ચાહતા હોય. જો કોઈ બીજા હેતુ માટે ફંડની જરૂરત છે, તો ત્યાં મુરાબહા નાજાઈઝ છે. એવી સુરતમાં જરૂરત પ્રમાણે મુશારકા, લીઝીંગ વગેરે રોકાણકારીના બીજા રસ્તાઓ છે.

અમુક વખતે ક્લાઈન્ટ મુરાબહાના કાગળો ઉપર ફક્ત ફંડ પ્રાપ્ત કરવા માટે જ સહી કરે છે. તેનો હેતુ આ ફંડથી કોઈ વસ્તુ ખરીદવાનો હોતો નથી. તેને બીજા કોઈ અચોક્કસ હેતુ માટે ફંડ જોઈએ છે, પરંતુ ફક્ત નામ પૂરતા દસ્તાવેજો પ્રાપ્ત કરવા કો વસ્તુનું નામ લખાવી આપે છે. રકમ મળ્યા બાદ આ રકમને પોતાની બીજી જરૂરતો કે હેતુઓમાં વાપરી નાંખે છે, વસ્તુ ખરીદતો નથી. ચોક્કસ વાત છે કે, આ એક પ્રકારનો ધોકો અને બનાવટ છે. ઈસ્લામી બેંકોએ આવી બાબતોની તપાસ રાખવી જોઈએ અને ક્લાઈન્ટથી આ વાતની ચોકસાઈ અને યકીન પ્રાપ્ત કરે કે તે કોઈ વસ્તુ ખરીદવા માંગે છે, જેની બુન્યાદ ઉપર મુરાબહા સીસ્ટમનો આધાર છે. એના માટે અમૂક સુચનો જરૂરી છે :

(૧) વસ્તુ ખરીદવા માટે ક્લાઈન્ટ/ગ્રાહકને ફંડ આપવાની જગ્યાએ બેંકે સપ્લાયરને પૈસા ચૂકવવા જોઈએ.

(૨) જ્યાં ફંડ માટે ક્લાઈન્ટ ઉપર જ વિશ્વાસ કરવો જરૂરી હોય

કે તે પોતે આ વસ્તુ બેંક તરફથી ખરીદે, તો ગ્રાહકે જોઈએ કે ઈન્વોઈસ અથવા કોઈ દસ્તાવેજી આધાર રોકાણકાર સમક્ષ રજૂ કરે.

મતલબ એ જ છે કે, જાહેરી મુરાબહા (વેપાર)ના નામ પાછળ વ્યાજુ વ્યવહાર થવાથી ઈસ્લામી બેંકોએ ચેતીને રહેવું જોઈએ.

(૩) અમૂક વખતે બેંક સપ્લાયર પાસેથી ચીજ પ્રાપ્ત કરતાં પહેલાં જ ક્લાઈન્ટને વેચી આપે છે. આ ભૂલ ત્યાં થાય છે, જ્યાં મુરાબહાના બધા જ દસ્તાવેજો પર એક સાથે સહી કરવામાં આવે છે. અને મુરાબહાના વિવિધ તબક્કાઓને ધ્યાનમાં લેવાતા નથી. ઈસ્લામી બેંકોની શરીઅત એડવાઈઝરી બોર્ડના પ્રતિનિધિઓએ આ બાબતની બરાબર ચકાસણી કરવી પડશે કે બધા જ શરઈ કાનૂનની પાબંદીઓ (બેંક અને ક્લાઈન્ટ) તરફથી થઈ રહી છે, કે ફક્ત મુરાબહાનું નામ આપી બધા જ વ્યાજુ વ્યવહાર થઈ રહ્યા છે.

(૪) અમૂક માલી સંસ્થાઓ તે વસ્તુઓ સાથે પણ મુરાબહાનો સોદો કરે છે. જેને હકીકતમાં ક્લાઈન્ટ પહેલાંથી જ ત્રીજી વ્યક્તિ પાસેથી ખરીદી ચૂક્યો છે. આ પણ શરઈ દ્રષ્ટિએ જાઈઝ નથી. જ્યારે એક વસ્તુ તે કોઈથી ખરીદી ચૂક્યો છે, તો પછી તે વસ્તુનો તે માલિક બની ગયો છે. હવે ફક્ત બેંક પાસેથી લોન લેવા માટે જ ખરીદાર બની રહ્યો છે. જો આ વસ્તુ બેંક ક્લાઈન્ટ પાસેથી ખરીદી તેને જ પાછી વેચી રહી છે, તો આ બાય બેક ***(Buy Back)*** કરેલુ કહેવાશે. જે શરઈ દ્રષ્ટિએ જાઈઝ નથી (ખાસ કરીને મુરાબહામાં). જો ક્લાઈન્ટ આ વસ્તુને પહેલેથી ખરીદી ચૂક્યો છે, અને તે ફંડઝ માટે બેંક પાસે આવે છે, તો વેચનારની હૈસીયતથી તેની જે જવાબદારી બને છે, તેનાથી છૂટકારો પ્રાપ્ત કરવા માંગે છે. અથવા આ ફંડોને બીજા હેતુ

માટે વાપરવા માંગે છે. બન્નેવ સૂરતોમાં મુરાબહાની રૂએ તેનું રોકાણ થઈ શકતુ નથી. મુરાબહા ત્યારે જ થઈ શકશે, જ્યારે આ વસ્તુ ક્લાઈન્ટે પહેલા ખરીદી ન હોય.

**મુરાબહા વિશે વધુ ચોખવટ (સંક્ષિપ્તમાં) :**

(૧) મુરાબહા અસલમાં રોકાણકારીની કોઈ રીત નથી. તે એક સાદો વેપાર છે. તેમાં ઉધાર ચૂકવણીનો વિચાર શામેલ કરી તેનાથી તે જ સૂરતોમાં રોકાણકારી થશે, જ્યારે ગ્રાહક-ક્લાઈન્ટ હકીકતમાં કોઈ વસ્તુ ખરીદવા માંગતો હોય. એટલા માટે મુરાબહા એ આદર્શ ઈસ્લામી રોકાણકારી નથી. જ્યાં મુશારકા અને મુઝારબા જેવી આદર્શ રોકાણકારી સીસ્ટમ ન ચાલી શકતી હોય, ત્યાં મજબૂરીના લઈ ટાઈમપરવારી આ સીસ્ટમ ચલાવવાની છે.

(૨) બેંકો અને માલી સંસ્થાઓએ ચકાસણી કરવી પડશે કે, ગ્રાહક હકીકતમાં વસ્તુ ખરીદવા માંગે છે અથવા ફક્ત કાગળોની હેરફેર થઈ રહી છે.

(૩) **Over Head Expenses** બિલોની ચૂકવણી અથવા ગ્રાહકના કર્ઝા (લોન) ચૂકવવા માટે મુરાબહા જાઈઝ નથી. એ જ પ્રમાણે કરન્સીની ખરીદી માટે પણ મુરાબહા જાઈઝ નથી.

(૪) ગ્રાહકને મુરાબહા સીસ્ટમે વેચતા પહેલા રોકાણકાર (બેંક કે સંસ્થા)ના જાહેરી કે આંતરિક કબ્ઝામાં તે વસ્તુ આવી જવી જરૂરી છે. વચમાં થોડી મુદ્દત પણ એટલી હોવી જરૂરી છે, જેમાં તેની જવાબદારી ***(Risk)*** રોકાણકારની હોય. તેની માલિકી પ્રાપ્ત કર્યા વગર અને જવાબદારી ઉઠાવવા વગર (ચાહે થોડી મુદ્દત હોય) આ સોદો જાઈઝ નથી. અને તેનાથી પ્રાપ્ત થયેલ નફો પણ હલાલ નથી.

(૫) મુરાબહાની ઉત્તમ સીસ્ટમ તો એ જ છે કે, રોકાણકાર પોતે

સપ્લાયરથી ખરીદ-વેચાણનો સોદો કરે. ત્યાર બાદ ક્લાઈન્ટને મુરાબહાના આધારે વેચે. ક્લાઈન્ટને જ વકીલ બનાવી આપવો મુરાબહાને શંકાશીલ બનાવી આપે છે. એટલા જ માટે અમૂક શરીઅત બોર્ડોએ આ ટેકનિકને નાજાઈઝ બતાવી છે. હાં, જ્યાં ડાયરેક્ટ રોકાણકાર તરફથી ખરીદવુ અશક્ય હોય ત્યાં જ વકીલ બનાવવુ મજબૂરીને લઈ જાઈઝ કર્યું છે. માટે શક્ય હોય ત્યાં સુધી ગ્રાહકને ખરીદનો વકીલ ન બનાવવો જોઈએ.

(૬) રોકાણકારે અત્યંત મજબૂરીમાં ગ્રાહકને ખરીદનો વકીલ બનાવ્યો, તો ગ્રાહક હમણાં ફક્ત વકીલ જ છે, માલિક નથી. માટે તેની જવાબદારી અમાનતદારીવાળી છે. એટલે કે તેની બેદરકારી કે ફ્રોડ કર્યા વગર વસ્તુ બરબાદ થઈ ગઈ, તો તેની જવાબદારી નથી. *(ઉપર તબક્કાવાર વિગતો આવી ગઈ છે.)*

આ વાત ખાસ ધ્યાનમાં રહે કે મુરાબહા સીસ્ટમ ઘણી જ બારીક છે. જરા સરખી ગફલત કે કાયદાઓનું ઉલ્લંઘન તેને વ્યાજુ સીસ્ટમમાં બદલી શકે છે. માટે મુરાબહાનો વેપાર ઘણી જ ચીવટ અને બારીકાઈથી નિરિક્ષણ કર્યા બાદ જ કરવામાં આવે. અને તેમાં પણ શરીઅતના દ્દષ્ટિકોણ મુજબ આગળ જણાવેલ શર્તો અને કાયદા ઉપર સંપૂર્ણ રીતે અમલ કરવામાં આવે.



# ❊ ઈજારા-ભાડા પદ્ધતિ (Ijarah) ❊

ઈજારા ઈસ્લામી ફિકહની એક પરિભાષા છે. જેનો શાબ્દિક અર્થ કોઈ વસ્તુ ભાડેથી આપવી છે. ઈસ્લામી ફિકહમાં ઈજારાનો શબ્દ બે વિવિધ સૂરતો માટે વપરાય છે :

(૧) કોઈ વ્યક્તિથી સેવાઓ પ્રાપ્ત કરવી, જેના બદલામાં તેને પગાર આપવો. સેવા લેનારને 'મુસ્તઅ્જિર' અને કર્મચારીને 'અજીર' કહે છે. અને બન્નેવ વચ્ચે નક્કી થયેલ કરારને 'ઈજારા' કહેવામાં આવે છે. અને પગારને 'ઉજરત' કહેવામાં આવે છે. ઈજારાના આ પ્રકારમાં બધા જ તે મામલાઓ અને સોદાઓ શામેલ છે, જેમાં એક વ્યક્તિ બીજી વ્યક્તિની સેવાઓ *(Services)* પ્રાપ્ત કરે છે. જેનાથી સેવા લેવામાં આવે તે કોઈ ડોક્ટર, વકીલ, શિક્ષક, મજૂર વગેરે કોઈપણ વ્યક્તિ હોય શકે છે. જે એવી સેવાઓ આપે, જેની કોઈ કિંમત-ફીસ નક્કી કરી શકાય છે.

(૨) ઈજારાનો બીજો પ્રકાર માનવીય સેવાઓથી સબંધિત નથી. બલ્કે વસ્તુઓ, જમીન-જાયદાદ અને મકાન વગેરેથી નફો પ્રાપ્ત કરવામાં આવે છે. આ સુરતમાં ઈજારાનો ભાવાર્થ કોઈ નક્કી કરેલ માલિકીની વસ્તુનો નફો *(Usufructs)* બીજા કોઈ એવા માણસને ભાડાના બદલામાં દેવો, જેની તેનાથી માંગણી કરવામાં આવે.

આ બીજા પ્રકારનો ઈજારો અંગ્રેથી પરિભાષા Leasingના અર્થમાં આવશે. ભાડેથી આપનાર *(Lessor)* મુજીર કહેવાશે અને ભાડેથી લેનાર *(Lessee)*ને ''મુસ્તઅ્જિર'' કહેવામાં આવે છે.

ઈજારા (ભાડા)ના આ બન્નેવ પ્રકારોનું ઈસ્લામી ફિકહી કિતાબોમાં વિગતવાર વર્ણન કરવામાં આવ્યુ છે. અને બન્નેવના અલગ -અલગ કાયદાઓ પણ વર્ણન કર્યા છે. પરંતુ મૂડીની રોકાણકારી માટે બીજો પ્રકાર વધુ યોગ્ય ગણાય છે.

લીઝીંગ (ભાડાનો બીજો પ્રકાર)માં ઈજારાના કાયદાઓ વેપારના કાયદાઓથી વધુ બંધબેસતા અને સમન્વય દર્શાવતા છે. કારણકે બન્નેવ સૂરતો (વેપાર-ભાડા)માં એક વસ્તુ બીજા માણસને અવેજના બદલામાં આપવામાં આવે છે. વેપાર અને ઈજારામાં ફર્ક એટલો જ છે કે, વેપારમાં જમીન-જાયદાદ વગેરે ખરીદનારના નામે કરવામાં આવે છે (ટ્રાન્સફર થાય છે), અને ઈજારામાં જમીન-જાયદાદ તો માલિકના નામે રહે છે, પરંતુ તેને ફક્ત વાપરવાનો હક મુસઅજિરના નામે ટ્રાન્સફર થાય છે.

આનાથી સ્પષ્ટ થયુ કે ઈજારા સીસ્ટમ પોતાની અસલ હેસીયત પ્રમાણે મૂડીરોકાણની કોઈ સીસ્ટમ નથી, બલ્કે વેપારની જેમ એક સાદો કારોબાર છે.

પરંતુ અમૂક કારણોસર ખાસ કરીને ટેક્ષોની સહુલતોને લઈ યુરોપિય દેશોમાં તેને મૂડી રોકાણ માટે વપારવામાં આવે છે. અમૂક માલી સંસ્થાઓએ સાદા વ્યાજુ કર્જ (લોન) આપવાની જગ્યાએ અમૂક વસ્તુઓ પોતાના ગ્રાહકોને ભાડેથી આપવાનું ચાલુ કર્યું છે. આ વસ્તુઓનું ભાડુ નક્કી કરતી વખતે આ માલી સંસ્થાઓ તે બધા જ ખર્ચાઓને પણ હિસાબમાં શામેલ કરે છે, જે ખર્ચા તેમને વસ્તુ ખરીદતી વખતે ઉઠાવવા પડ્યા છે. અને તેમાં સાથે તે વ્યાજ પણ ચોક્કસ શામેલ કરે છે, જે ભાડાના સમયગાળા દરમ્યાન આ રકમ ઉપર તે પ્રાપ્ત કરી શકે છે. આ રીતે હિસાબ લગાડેલ સંપૂર્ણ રકમ (ખર્ચા+વ્યાજ)ને ભાડાના નક્કી થયેલ મહીનાઓ ઉપર વહેંચી આપે છે. અને તેની બુન્યાદ ઉપર માસિક ભાડુ નક્કી કરે છે. ભાડાને શરઈ રીતે મૂડી રોકાણકારીમાં વાપરી શકાય છે કે નહીં ? આ સવાલનો સબંધ ભાડામાં થનાર શર્તો ઉપર આધાર રાખે છે.

પહેલા વર્ણન કર્યું તેમ ભાડે આપવાની પધ્ધતિ એક સામાન્ય કારોબાર છે. રોકાણકારીની સીસ્ટમ નથી એટલા માટે લીઝ (ભાડા) ઉપર તે તમામ શરઈ કાયદાઓ લાગુ પડશે, જે સામાન્ય ભાડાના

મસાઈલ બાબતે વર્ણન કરવામાં આવે છે. તે જાણ્યા બાદ આપણે એ સમજી શકીશું કે, કઈ શર્તોને આધિન લીઝને રોકાણકારીના હેતુ માટે ઉપયોગમાં લઈ શકાય છે. ઈજારા (ભાડા) બાબતે શરઈ કાયદાઓ ઘણા જ વિગતવાર છે. પરંતુ અહિંયા ટૂંકમાં જરૂરી કાયદાઓ વર્ણન કરવામાં આવે છે. જેમને જાણવા ભાડાપટ્ટી માટે અત્યંત જરૂરી છે. ખાસ કરીને વર્તમાન વેપારી ચહેલ-પહેલમાં જેની જરૂરત મેહસૂસ થાય છે.

**લીઝીંગ (ભાડા)ના પ્રાથમિક શરઈ કાયદાઓ :**

(૧) લીઝીંગ એક એવો સોદો (કરાર) છે, જેના દ્વારા કોઈ વસ્તુનો માલિક નક્કી થયેલ મુદત માટે આપસી નક્કી થયેલ અવેજના બદલામાં આ વસ્તુ વાપરવાનો હક બીજી વ્યક્તિને સોંપે છે.

(૨) એવી વસ્તુનો લીઝ (ભાડા) તરીકે ઉપયોગ થઈ શકે છે, જેનો કોઈ એવો વપરાશ હોય જેની કોઈ કિંમત હોય. માટે જે વસ્તુનો કોઈ જ વપરાશ ન હોય, તે ભાડેથી આપી શકાતી નથી.

(૩) લીઝ સહીહ થવા માટે એ જરૂરી છે કે, લીઝ ઉપર આપેલી વસ્તુની માલિકી લીઝ આપનાર *(Lessor)*ની જ રહે. અને લીઝ લેનાર *(Lessee)*ને ફક્ત વપરાશનો જ અધિકાર પ્રાપ્ત રહે. માટે દરેક તે વસ્તુ જેને વાપર્યા વગર (ખતમ કર્યા વગર અથવા પોતાની પાસેથી કાઢ્યા વગર) વપરાશમાં લઈ શકતા નથી, તેને ભાડેથી આપી શકતા નથી. એટલા માટે રોકડ રકમ, ખાવા-પીવાની વસ્તુઓ, બળતણ વગેરે ભાડેથી આપવુ શક્ય નથી. કારણકે તેમને સંપૂર્ણ વાપરી ખતમ કર્યા વગર તેમનો વપરાશ થઈ શકતો નથી.

જો આ પ્રમાણેની કોઈ વસ્તુ ભાડેથી આપી, તો તેને કર્ઝ સમજવામાં આવશે. અને કર્જના કાયદાઓ લાગુ પડશે. અને ગલત પ્રકારના ભાડામાં જે ભાડુ લેવામાં આવશે, તેને કર્જ ઉપર લીધેલુ વ્યાજ ગણાશે.

(૪) ભાડેથી આપેલી જાયદાદ પોતે દેનાર *(Lessor)*ની માલિકીમાં છે. માટે માલિકીના કારણે ઉત્પન્ન થનાર જવાબદારીઓ પણ તેણે જ ઉઠાવવાની રહેશે. હાં, તેને વાપરવાને લગતી જવાબદારીઓ ભાડે લેનારે ઉઠાવવી પડશે.

દા.ત. A વ્યક્તિએ પોતાનું મકાન B ને ભાડેથી આપ્યુ. તે ઘરના ટેક્ષો તો A વ્યક્તિએ આપવાના રહેશે. જ્યારે પાણી વેરો, લાઈટબીલ અને મકાનના વપરાશને લગતા ખર્ચાઓ ભાડે લેનારે ચૂકવવાના રહેશે.

(૫) ભાડાની મુદ્દતની ચોખવટ સ્પષ્ટ રીતે હોવી જોઈએ.

(૬) ભાડા કરારમાં ભાડાનો જે હેતુ નક્કી થયો હોય, ભાડે લેનાર આ સાધન-સામગ્રીને તેના સિવાય બીજા હેતુ માટે વાપરી શકતો નથી. જો કરારમાં કોઈ હેતુ નક્કી થયો નથી તો ભાડે લેનાર તે જ હેતુઓ માટે વાપરી શકશે, જે સામાન્ય રિત-રિવાજમાં પ્રચલિત છે. જો રિત-રિવાજથી અલગ બીજા જ હેતુ માટે વાપરવા ચાહે છે, તો તેણે માલિકની સ્પષ્ટ પરવાનગી લેવી જરૂરી છે.

(૭) ભાડે લેનાર તરફથી આ વસ્તુનો ગલત વપરાશ અથવા બેદરકારી અને ગફલતને કારણે જે નુકસાન થાય, તો ભાડે લેનાર તે ખર્ચો ચૂકવવાનો જવાબદાર રહેશે.

(૮) લીઝ ઉપર આપેલી વસ્તુ લીઝની મુદ્દત દરમ્યાન માલિક *(Lessor)*ની જવાબદારી *(Risk)*માં રહેશે. જેનો મતલબ એ કે જો કોઈ કારણસર એવુ નુકસાન થઈ જાય, જે ભાડે લેનારના અખ્તિયારથી બહાર હોય તો આ નુકસાન માલિકે વેઠવુ પડશે.

(૯) જે પ્રોપર્ટી/જાયદાદ બે અથવા બે થી વધુ વ્યક્તિઓની ભાગીદારી -માં હોય તો તે પણ ભાડેથી આપી શકાય છે. અને ભાડુ માલિકો દરમ્યાન માલિકીના હિસ્સા પ્રમાણે વહેંચવામાં આવશે.

(૧૦) જે માણસ કોઈ જાયદાદની માલિકીમાં ભાગીદાર હોય તે પોતાનો હિસ્સો પોતાના ભાગીદારને ભાડેથી આપી શકે છે. પરંતુ બીજા કોઈને આપી શકતો નથી.

(૧૧) ભાડાના સહીહ હોવા માટે જરૂરી છે કે, ભાડા ઉપર દેવામાં આવતી વસ્તુ બન્નેવ પક્ષકારો (લેનાર-દેનાર) વચ્ચે સારી રીતે નક્કી થઈ જવી જોઈએ. દા.ત. **A-B** થી કહે કે, હું તમોને મારી બે દુકાનોમાંથી એક ભાડેથી આપું છું. **B** પણ તેનાથી સહમત થઈ ગયો. તો ફક્ત આટલુ કહેવાથી સોદો સહીહ થશે નહીં. જ્યાં સુધી બન્નેવમાંથી કઈ એક ભાડે આપી છે, તે બન્નેવ વચ્ચે ચોક્કસ નક્કી નહીં થાય.

## ભાડુ ચોક્કસ નક્કી કરવુ :

(૧૨) સોદા વખતે જ ભાડાની પૂરી મુદ્દત માટે ભાડુ નક્કી થઈ જવુ જોઈએ. આ પણ જાઈઝ છે કે, ભાડાની મુદ્દતના વિવિધ તબક્કા નક્કી કરી ભાડાના પણ વિવિધ પ્રમાણ નક્કી થાય, પરંતુ શર્ત એ છે કે, દરેક તબક્કાના ભાડા બાબતે ભાડે આપતી વખતે જ બધી ચોખવટ થઈ જવી જોઈએ. જો કોઈ તબક્કા માટેનું ભાડુ નક્કી નહીં થશે, અથવા ભાડે આપનારની મરજી ઉપર છોડવામાં આવશે, તો આ ઈજારા સહીહ થશે નહીં. જેમકે **A** પોતાનું ઘર પાંચ વર્ષ માટે **B** ને ભાડેથી આપે છે. પ્રથમ વર્ષનુ ભાડુ માસિક બે હજાર નક્કી થયુ. અને આ પણ નક્કી થઈ ગયુ કે આવતા વર્ષે પાછલા વર્ષ કરતાં દસ ટકા ભાડુ વધારે લેવામાં આવશે. તો આ ઈજારા ***(Lease)*** સહીહ છે. પરંતુ જો ભાડે આપનાર પ્રથમ વર્ષનું નક્કી કર્યા બાદ બાકીના ચાર વર્ષ માટે એમ કહે કે તે મારી મરજી મુજબ નક્કી થશે. તો આ ઈજારા બાતિલ છે. કારણકે તેમાં ભાડુ ચોક્કસ નક્કી નથી.

(૧૩) ભાડુ નક્કી કરતી વખતે તેને ટોટલી ખર્ચાની બુન્યાદ ઉપર નક્કી કરવુ, જે તેને ખરીદ વખતે થયો હતો. જેમકે ફાયનાન્સિયલ લીઝમાં થાય છે. આ પણ શરીઅતના કાયદાઓની વિરૂધ્ધ નથી. હાં, ઈજારાની બીજી શર્તોનું તેમાં પાલન થવુ જરૂરી છે.

(૧૪) ભાડે આપનાર *(Lessor)* એકતરફી રીતે ભાડામાં વધારો કરી શકતો નથી. જો આ પ્રમાણે શર્ત લગાડશે, તો તે કરાર પણ સહીહ થશે નહીં.

(૧૫) ભાડુત *(Lessee)*ને ભાડાની મશીનરી વગેરે કોઈપણ વસ્તુ સોંપતા પહેલા ભાડુ અથવા ભાડાના અમૂક હિસ્સાની રકમ એડવાન્સ પણ લઈ શકાય છે. પરંતુ ભાડે આપનાર આ પ્રમાણેની જે રકમ પ્રાપ્ત કરશે, તે **On Account** ચૂકવણીની બુન્યાદે ગણાશે. અને ભાડુ ચૂકવતી વખતે આ રકમ તેમાં એડજેસ્ટ કરવામાં આવશે.

(૧૬) ભાડાની મુદત તે તારીખથી શરૂ થશે, જ્યારે ભાડાની વસ્તુ ભાડુતને આપવામાં આવે. ચાહે એ તેનો વપરાશ શરૂ કરે અથવા ન કરે.

(૧૭) જો ભાડામાં આપેલ વસ્તુ (મશીનરી) એ પ્રમાણે બગડી ગઈ કે પોતાનું કામ બિલ્કુલ કરતી નથી, અને તેની મરમ્મત પણ થઈ શકતી નથી. તો જે તારીખથી બગડી ગઈ છે, ત્યારથી ઈજારા ફસ્ખ (કેન્સલ) ગણાશે. પરંતુ જો આ બગાડ ભાડુતના ખોટા વપરાશ અથવા બેદરકારીને લઈને થશે, તો ભાડુત ભાડે આપનારને એની કિંમતમાં થયેલ ખોટના પૈસા આપવા જવાબદાર ગણાશે. અર્થાત્ એ જોવા આવશે કે નુકસાન પહેલા તેની શું કિંમત હતી અને હવે શું કિંમત છે.

* * *



**ફાયનાન્સિયલ લીઝ :**

મુરાબહાની જેમ ઈજારા *(Lease)* પણ પોતાની અસલ બુન્યાદ પ્રમાણે ધંધા માટે નથી, બલ્કે એક સાદો કરાર છે, જેમાં એક વસ્તુથી નફો ઉઠાવવાનો હક્ક એક વ્યક્તિથી બીજી વ્યક્તિ તરફ નક્કી થયેલ રકમના અવેજમાં ટ્રાન્સફર થાય છે.

તે છતાં અમૂક માલી સંસ્થાઓએ વ્યાજુ ધોરણે લાંબી મુદતના કર્ઝ આપવાની જગ્યાએ ભાડાને ફાયનાન્શિંગ માટે આપવાનું શરૂ કર્યું છે. આ પ્રમાણે લીઝને સામાન્ય રીતે ફાયનાન્સિયલ લીઝીંગ કહેવામાં આવે છે. જે અમલી ઈજારા *(Operational Lease)*થી વિભિન્ન છે. અને તેમાં અમલી ભાડાપધ્ધતિની ઘણી વિશિષ્ઠતા-ઓને નજર અંદાજ કરવામાં આવે છે.

પાછલ વર્ષોમાં જ્યારે વ્યાજમૂક્ત સંસ્થાઓ અસ્તિત્વમાં આવી તો તેમણે મહસૂસ કર્યું કે, લીઝનો રિવાજ વિશ્વમાં બધે જ ફાયના-ન્સિયલ રીતે થઈ રહ્યો છે. તો તેમણે પણ એને એક જાઈઝ સોદો સમજી આ પ્રમાણે ધંધાકીય રીતે ઉપયોગ શરૂ કરી દીધો છે. તેમણે આ હકીકત તરફ ધ્યાન ન આપ્યુ કે, ફાયનાન્સિયલ લીઝમાં અમૂક તે બાબતો મૌજૂદ છે, જે એને વ્યાજુ વહેવારથી વધુ નજીક લઈ જાય છે. અને તેમણે આ ધંધાને (ઈસ્લામી કાયદાઓથી વિપરિત) યુરોપમાં જે વ્યાજુ પધ્ધતિ ચાલે છે, તે પ્રમાણે (તહકીક કર્યા વગર) ઈસ્લામી બેંકોમાં પણ ચાલુ કરી દીધી. જેની અમૂક શર્તો શરીઅત વિરૂદ્ધ છે.

જેમકે પહેલા વર્ણન કરવામાં આવ્યુ કે, ઈજારા (લીઝ) કોઈ ધંધાકીય પધ્ધતિ નથી. તે છતાં અમૂક શર્તો સાથે તેને ફાયનાન્સમાં લગાડી શકાય છે. પરંતુ આ હેતુ માટે એટલુ કાફી નથી કે, વ્યાજ *(Interest)*ની જગ્યાએ ભાડા *(Rent)* શબ્દ વાપરવામાં આવે. અને ગીરો *(Mortgage)*ની જગ્યાએ લીઝ ઉપર આપનારી મશીનરી વગેરે બોલવામાં આવે. બલ્કે લીઝ અને વ્યાજુ કર્જમાં અમલી ફર્ક હોવો જોઈએ. આ ત્યારે જ શક્ય છે, જ્યારે ભાડાના બધા જ

ઈસ્લામી કાયદાઓ ઉપર અમલ કરવામાં આવે. જેમનું ઉપર વર્ણન થઈ ગયુ છે.

વધુ ચોખવટ માટે ફાયનાન્સિયલ લીઝ અને શરઈ લીઝ વચ્ચે ફર્ક દર્શાવતી અમૂક વિગતો દર્શાવવામાં આવે છે :

(૧) ઈજારા ભવિષ્યની કોઈપણ તારીખથી અમલમાં આવી શકે છે. માટે ફોરવર્ડ સેલ તો શરઈ દૃષ્ટિએ નાજાઈઝ છે, પરંતુ ભવિષ્યની કોઈ તારીખથી સબંધિત ઈજારા જાઈઝ છે. આ શર્ત સાથે કે ભાડુ ત્યારે જ ચૂકવવાનું છે, જ્યારે સામાન-મશીનરી ભાડે લેનાર *(Lessee)*ને સોંપવામાં આવે.

ફાયનાન્સિયલ લીઝની ઘણી સૂરતોમાં ભાડે આપનાર (ફાયનાન્સિયલ સંસ્થા) આ સામાન-મશીનરી પોતે ભાડે લેનાર *(Lessee)* મારફતે ખરીદે છે. ભાડે લેનાર આ વસ્તુ ભાડે આપનાર તરફથી ખરીદે છે. અને તેની કિંમત સપ્લાયરને ચૂકવે છે. કોઈ વખતે પોતે તેની કિંમત ડાયરેક્ટ ચૂકવે છે, અને કદી ભાડે લેનાર મારફતે ચૂકવે છે.

લીઝના અમૂક કરારોમાં લીઝ તે દિવસથી જ શરૂ થઈ જાય છે, જે દિવસે ભાડે આપનાર કિંમત ચૂકવી આપે છે. તે એવુ નથી જોતો કે ભાડે લેનારે તે કિંમત સપ્લાયરને ચૂકવી છે કે નથી ચૂકવી. અને આ વસ્તુ ઉપર કબ્ઝો પ્રાપ્ત કર્યો છે કે નહીં ?

**ભાડે આપનાર-લેનાર વચ્ચે વિવિધ સબંધો :**

આ વાત સ્પષ્ટ રીતે સમજી લેવી જોઈએ કે, જ્યારે ભાડે આપનારી વસ્તુ ખરીદવાનું કામ ભાડૂતને સોંપવામાં આવે તો ફાયનાન્સીયલ કંપની અને ક્લાઈન્ટ વચ્ચે બે વિવિધ પ્રકારના સબંધો સ્થાપાય છે. જે એક પછી એકના ક્રમથી અમલમાં આવશે. પ્રથમ તબક્કામાં ક્લાઈન્ટ આ સામાન ખરીદવા માટે ફાયના-ન્સીયલ કંપનીનો વકીલ બને છે. આ તબક્કામાં બન્નેવ વચ્ચે

અસીલ-વકીલનો સબંધ છે. ભાડે લેનાર-આપનાર તરીકેનો સબંધ હજુ સુધી અમલમાં આવ્યો નથી.

બીજો તબક્કો તે દિવસથી શરૂ થશે, જ્યારે ક્લાઈન્ટ સપ્લાયર (વેચનાર) પાસેથી તે વસ્તુનો કબ્ઝો પ્રાપ્ત કરે. આ તબક્કામાં ભાડે લેનાર-આપનાર વચ્ચેનો સબંધ ભાડા પધ્ધતિ પ્રમાણે છે. અસીલ-વકીલનો નહીં.

બન્નેવ પક્ષોના આ વિભિન્ન પ્રકારોમાં ભેળસેળ કરવી જોઈએ નહીં. પહેલા તબક્કામાં ક્લાઈન્ટ ઉપર ભાડે લેનાર તરીકેની કોઈ જવાબદારી આવતી નથી. આ તબક્કામાં તે ફક્ત વકીલ તરીકેની જવાબદારી સંભાળશે. હાં, જ્યારે સામાન ઉપર તેનો કબ્ઝો થઈ જશે, ત્યારે તે ભાડૂતની ભૂમિકા ભજવશે. અને તેને લગતી જવાબદારીઓનો પાબંદ રહેશે. પરંતુ તે છતાં મુરાબહા અને લીઝીંગ (ભાડે)માં એક ફર્ક છે. જેમકે પહેલા વર્ણન થઈ ચૂક્યુ કે સોદો અમલી રીતે ત્યારે જ માન્ય ગણાશે, જ્યારે ક્લાઈન્ટ સપ્લાયરથી તે વસ્તુનો કબ્ઝો પ્રાપ્ત કરી લે. અને મુરાબહામાં આગલો થયેલ કરાર વેપાર અને સોદાના અમલીકરણ માટે કાફી નથી. માટે વકીલ સ્વરૂપે સામાન ઉપર કબ્ઝો કરી લીધા બાદ ક્લાઈન્ટ આ વાતનો પાબંદ છે કે તે ફાયનાન્સીયલ કંપનીને જાણ કરે. અને તે વસ્તુની ખરીદી માટે ઓફર કરે. વેપાર ત્યારે સંપૂર્ણ થશે, જ્યારે ફાયનાન્સીયલ કંપની તેની ઓફરનો સ્વીકાર કરે.

લીઝીંગની રીત આનાથી થોડી અલગ અને ટૂંકી છે. લીઝીંગમાં કબ્ઝો કર્યા બાદ બન્નેવ પાર્ટી માટે લીઝીંગનો અલગથી સોદો કરવાની જરૂરત નથી. જો ક્લાઈન્ટ (ભાડુત)ને પોતાનો વકીલ બનાવતી વખતે ફાયનાન્સીયલ કંપનીએ કબ્ઝાના સમયથી આ સામાન ભાડે આપવા માટે સહમતિ કરી લીધી છે, તો તે સમયથી લીઝીંગ આપોઆપ શરૂ થઈ જશે.

**મુરાબહા તથા લીઝીંગ (ભાડે)માં ફર્ક :**

પહેલુ કારણ એ છે કે, સોદો (વેપાર) સહીહ થવા માટે આ શર્ત છે કે, તે તરત જ અમલમાં આવે. માટે ભવિષ્યની કોઈ તારીખ સાથે તેને સબંધિત કરવાથી આ વેપાર શરઈ રીતે સહીહ થતો નથી. પરંતુ લીઝીંગ (ઈજારા)ને ભવિષ્યની કોઈ તારીખથી સબંધિત કરી શકાય છે. માટે મુરાબહા (વેપાર)માં આગલો કરાર કાફી નથી, અને લીઝીંગમાં કાફી છે.

બીજુ કારણ એ છે કે, શરીઅતનો બુન્યાદી કાયદો છે કે કોઈ વ્યક્તિ એવી વસ્તુનો નફો કે ફી પ્રાપ્ત કરી શકતો નથી, જેની જવાબદારી (રિસ્ક) તે ન લેતો હોય. આ કાયદો મુરાબહા સાથે બંધબેસતો કરીએ તો વેચનાર એવી વસ્તુનો નફો લઈ શકતો નથી, જે એક સેકન્ડ માટે પણ તેની જવાબદારી (રિસ્ક)માં ન આવી હોય. એટલા માટે ક્લાઈન્ટ અને ફાયનાન્સીયલ કંપની દરમ્યાન વેપાર નક્કી કરવા થયેલ પ્રથમ કરારને જ કાફી સમજી લેવામાં આવે તો આ સામાન તે જ મીનીટે ક્લાઈન્ટની માલિકીમાં જતો રહેશે, ત્યારે તે તેના ઉપર કબ્ઝો કરી લેશે. અને આ સામાન એક સેકન્ડ માટે પણ વેચનારની જવાબદારીમાં આવ્યો નથી. મુરાબહામાં તાત્કાલિક માલિકી હક્ક ફેરફાર કરવા શક્ય નથી. માટે તેમાં કબ્ઝા પછી નવી ઓફર-સ્વીકાર હોવો જરૂરી છે.

લીઝીંગની પૂરી મુદત દરમ્યાન સામાન ભાડે આપનાર *(Lesseor)*ની માલિકી અને તેની જવાબદારી હેઠળ હોય છે. કારણકે તેમાં માલિકી હક્ક ટ્રાન્સફર થતો નથી. માટે લીઝીંગની મુદત ત્યારે જ શરૂ થાય છે, જ્યારે ક્લાઈન્ટ કબ્ઝો કરી લે છે. માટે તેમાં આ શરઈ કાયદાની વિરૂધ્ધ અમલ થતો નથી.

**માલિકી હક્કને લઈ થતા ખર્ચાઓ :**

ભાડે આપનાર વ્યક્તિ આ સામાન-મશીનરીનો માલિક છે.

અને તેણે આ સામાન પોતાના વકીલ મારફતે ખરીદયો છે. માટે ખરીદારી અને માલિક બન્યા બાદ તેમાં આવતા ખર્ચાઓની જવાબદારી માલિક (ભાડે આપનાર)ની રહેશે. કસ્ટમ ડ્યુટી અને ટ્રાન્સપોર્ટ વગેરેના ખર્ચાઓ તેના ઝિમ્મે રહેશે. તે આ ખર્ચાઓને શામેલ કરી ભાડુ વધારે લઈ શકે છે, પરંતુ કાયદાકિય દ્રષ્ટિએ માલિક હોવાને લઈ બધા જ ખર્ચાઓ ઉઠાવવા જવાબદાર છે.

દરેક તે કરાર જે આની વિરૂધ્ધ થાય (જેમકે પ્રચલિત ફાયનાન્સીયલ લીઝમાં થાય છે) તે શરીઅતના વિરૂધ્ધ છે.

**નુકસાનમાં બન્નેવ પક્ષોની જવાબદારી :**

લીઝીંગના બુન્યાદી કાયદાઓમાં જણાવ્યા પ્રમાણે ભાડુત *(Lessee)* દરેક તે નુકસાન માટે જવાબદાર છે, જે સામાન વગેરેમાં તેના ગલત વપરાશ અથવા બેદરકારીને લઈ થયુ હોય. તેના અધિકારક્ષેત્રના બહારના નુકસાનનો તેને જવાબદાર ઠેરાવી શકતા નથી. હાં, રોજીંદા વપરાશને લઈ થતી ખરાબીઓને નુકસાનની જવાબદાર બનાવી શકાય છે. પ્રચલિત ફાયનાન્સીયલ લીઝીંગમાં સામાન્ય રીતે આ બન્નેવ પ્રકારના નુકસાનો વચ્ચે ફર્ક કરવામાં આવતો નથી. ઈસ્લામી કાયદાઓ આધારિત લીઝીંગમાં બન્નેવ પ્રકારના નુકસાનો બાબતે અલગ અલગ વહેવાર કરવામાં આવશે.

**લાંબા ગાળાના લીઝમાં ભાડાના નિયમો :**

લીઝના લાંબા ગાળાના કરારોમાં સામાન્ય રીતે ભાડે આપનાર *(Lessor)* માટે આ ફાયદાકારક નથી હોતુ કે પૂરી મુદત માટે એક જ ભાડુ નક્કી કરવામાં આવે. એટલા માટે કે માર્કેટમાં ઉતાર-ચઢાવ હોય છે. આ સૂરતમાં ભાડે આપનારને બે પ્રકારના અધિકાર છે.

(અ) લીઝનો કરાર આ શર્તે કરી શકે છે કે, એક મુદત (દા.ત. ૧ વર્ષ) પછી દા.ત. પાંચ ટકા ભાડુ વધારવામાં આવશે.

(બ) તે ટૂંકી મુદત માટે લીઝનો કરાર કરી પછી બન્નેવ પક્ષો રાજીખુશીથી નવી શર્તો પ્રમાણે લીઝનું પુનરાવર્તન કરી શકે છે. તે સુરતમાં બન્નેવ પક્ષોને સ્વતંત્રતા હશે કે તે નવી શર્તોથી અસહમતિ દર્શાવે અથવા રાજી થઈ તે પ્રમાણે ભાડુ નક્કી કરે. અસહમતિની સુરતમાં ભાડુત ઉપર જરૂરી રહેશે કે તે લીઝ ઉપર લીધેલી વસ્તુ ભાડે આપનારને સૂપરત કરે.

**ભાડાની ચૂકવણીમાં વિલંબને લઈ દંડ નક્કી કરવો :**

ફાયનાન્સીયલ લીઝીંગના અમૂક કરારોમાં ભાડાની ચૂકવણીમાં વિલંબની સુરતમાં ભાડુત ઉપર દંડ લાગુ પાડવામાં આવે છે. આ દંડથી જો ભાડે આપનારની આવકમાં વધારો થતો હોય તો શરઈ દ્રષ્ટિએ જાઈઝ નથી. કારણકે જ્યારે ભાડુ ચૂકવવુ જરૂરી થઈ ગયુ તો એ હવે ભાડુતના ઝિમ્મે એક કર્ઝ છે. તેના ઉપર કર્ઝ *(Debt)*ના બધા કાયદાઓ લાગુ પડશે. અને કર્ઝદારથી કર્ઝની ચૂકવણીમાં વિલંબ કરવાને લઈ વધુ રકમ લેવી એ વ્યાજ છે. જેનાથી કુર્આન શરીફમાં મના ફરમાવ્યુ છે. માટે આ વધારાની રકમની માંગણી કરવી જાઈઝ નથી.

**ભાડા કરાર સમાપ્ત કરવો :**

જો ભાડુત વ્યક્તિ કરારની કોઈ શર્તની વિરૂધ્ધ કરે તો ભાડે આપનારને હક છે કે તે લીઝને એકતરફી સમાપ્ત કરી દે. પરંતુ જો ભાડુત તરફથી શર્તોની વિરૂધ્ધ કોઈ કામ ન થયુ હોય તો આપસી રાજીખુશી વગર કરાર સમાપ્ત કરી શકતા નથી.

ફાયનાન્સીયલ ભાડાના અમૂક કરારોમાં આ જોવામાં આવ્યુ કે ભાડે આપનાર પોતાની મરજીથી જ્યારે ચાહે ત્યારે ભાડા કરાર સમાપ્ત કરી શકે છે. તેવો તેને અધિકાર આપવામાં આવે છે. આ શરઈ કાયદાઓનું ઉલ્લંઘન છે.

તથા આ પણ જોવામાં આવ્યુ કે ચાહે ભાડે આપનાર પોતાની મરજીથી લીઝ સમાપ્ત કરે તો પણ પૂરી મુદતનું ભાડુ વસૂલ કરવામાં આવે છે.

આ શર્ત પણ ઈસ્લામી તથા ન્યાયિક વ્યવસ્થાની વિરૂધ્ધ છે. આ શર્ત શામેલ કરવાનું બુન્યાદી કારણ એ જ છે કે, આ કરારો પાછળ વ્યાજુ દિમાગો કામ કરી રહ્યા છે. જે લીઝના નામથી વ્યાજ વસૂલ કરી રહ્યા છે.

લીઝ કરાર સમાપ્ત કરવાની સરળ રીત એ છે કે, ભાડે આપનાર પોતાની વસ્તુ પાછી લઈ લે. અને ભાડુતથી માંગણી કરવામાં આવે કે તે લીઝ સમાપ્ત થવાની તારીખ સુધીનું ભાડુ આપી દે. જો લીઝની સમાપ્તી ભાડુતના ખોટા વપરાશ અથવા બેદરકારીને લઈ થઈ હોય તો તેનાથી થયેલ નુકસાનનું વળતર પણ ભાડે આપનાર લઈ શકે છે. પરંતુ ભાડુતને બાકી પડતી મુદતનું ભાડુ ચૂકવવા મજબૂર કરવો કોઈ રીતે જાઈઝ નથી.

**સામાનની બાકી પડતી કિંમત :**

મોર્ડન ફાયનાન્સીયલ લીઝીંગમાં લીઝની મુદત પૂરી થયા બાદ લીઝ ઉપર આપેલા સામાનની માલિકી ભાડુતના નામે થઈ જાય છે. ભાડે આપનાર પોતાનો ખર્ચ નફાના વધારા સાથે વસૂલ કરી ચૂક્યો હોય છે. અને આ નફો સામાન્ય રીતે તે વ્યાજ બરાબર હોય છે, જે આ મુદત દરમ્યાન તે રકમ ઉપર પ્રાપ્ત કરી શકાય છે. એટલા માટે તેને (ભાડે આપનાર) લીઝ ઉપર આપેલ સામાનમાં વધુ દિલચસ્પી હોતી નથી. બીજી તરફ ભાડુત ચાહે છે કે લીઝની મુદત પૂરી થયા બાદ આ સામાન તેની પાસે જ રહે.

આ કારણોસર મુદત પૂરી થતાં જ આ સામાન ભાડૂતને હવાલે કરવામાં આવે છે. આ વાતનું કરારમાં સ્પષ્ટ શબ્દોમાં વર્ણન હોય છે, અને અમૂક વખતે સ્પષ્ટ વર્ણન હોતુ નથી. પરંતુ બન્નેવ પાર્ટી વચ્ચે કરાર સમજવામાં આવે છે કે લીઝની મુદત પૂરી

થતાં સામાનની માલિકી ભાડૂતની ગણાશે. આ શર્તનું ચાહે સ્પષ્ટ શબ્દોમાં વર્ણન હોય ચાહે સ્પષ્ટ વર્ણન ન હોય. બન્નેવ સુરતોમાં શરઈ કાયદા પ્રમાણે સહીહ નથી.

ઈસ્લામી કાયદા પ્રમાણે એક વેપારને બીજા વેપાર સાથે એવી રીતે જોડવી દેવો કે એકબીજા માટે શર્ત જેવા થઈ જાય તે જાઈઝ નથી. બલ્કે બન્નેવ વેપાર એકબીજાથી બિલ્કુલ અલગ હેસીયત ધરાવતા હોવા જોઈએ. આ ભાડાના સોદામાં સામાન ભાડુતની માલિકીમાં જવા માટે પહેલાથી જ શર્ત કરવામાં આવે છે કે, જ્યારે ભાડુત પૂરી રકમ ચૂકવી આપે કે તરત સામાન તેની માલિકી સમજવામાં આવશે. આ પ્રમાણે શરઈ રીતે જાઈઝ નથી.

શરીઅતમાં અસલ મસ્અલો એ છે કે આ સામાન ફક્ત ભાડે આપનારની માલિકી ગણાશે અને ભાડાની મુદત પૂરી થવા બાદ તેને સ્વતંત્રતા હશે કે ચાહે સામાન પાછો લઈ લે અથવા ભાડાની મુદત વધારી દે, અથવા બીજા કોઈને ભાડેથી આપી દે, અથવા આ સામાન ભાડુત કે ત્રીજી કોઈ વ્યક્તિને વેચી દે. ભાડુત તેને મજબૂર નથી કરી શકતો કે ફક્ત નામ પૂરતા પૈસા આપી ખરીદી લે. અને ન આ પ્રમાણેની શર્ત ભાડા કરારમાં લગાડી શકાય છે. હાં, ભાડાની મુદત સમાપ્ત થયા બાદ તે સામાન ભાડે આપનાર ભાડુતને બક્ષીસ સ્વરૂપે આપે અથવા વેચવા માંગે તો તે પ્રમાણે કરી શકે છે.

**પેટા ભાડાના નિયમો :**

જો ભાડેથી અપાયેલો સામાન એવી વસ્તુ હોય જેને અલગ અલગ વાપરનારા અલગ અલગ રીતે વાપરે છે (એટલે કે વાપર-નારાના બદલવાથી તે વસ્તુમાં ફર્ક પડે છે) તો ભાડે આપનારની સ્પષ્ટ પરવાનગી વગર ભાડુત બીજી કોઈ વ્યક્તિને ભાડે આપી શકતો નથી. જો ભાડે આપનાર બીજા કોઈને ભાડે આપવાની પરવાનગી આપે તો તે બીજાને ભાડે આપી શકે છે.

હવે જો બીજા પેટા ભાડુતથી પ્રાપ્ત થયેલ ભાડુ તે ભાડા જેટલુ અથવા તેનાથી ઓછુ છે, જે ભાડે આપનારને પ્રથમ ભાડુત ચૂકવે છે તો બધા જ ઈમામોના નજદીક જાઈઝ છે. પરંતુ જો પેટા ભાડુત તરફથી પ્રથમ ભાડુતને અસલ ભાડે આપનારથી વધારે ભાડુ મળે છે, તો ઈમામ અબૂ હનીફા (રહ.)ના મંતવ્ય મુજબ જાઈઝ નથી. બલ્કે તે (વધારાની રકમ)નો સદકો કરવો જરૂરી છે. હાં, જો પ્રથમ ભાડુતે આ સામાનમાં કોઈ વધારો કરી તેની પ્રગતિ (પ્રોગ્રેસ) કરી હોય અથવા ભાડામાં બીજી કરન્સી આપે અને તેને લઈ ભાડામાં વધારો થતો હોય તો આ વધારો લેવો જાઈઝ છે.



## ❊ સલમ (Salam) ❊

કોઈપણ સોદાના શરઈ રીતે સહીહ થવા માટે બુન્યાદી શર્ત છે કે, જે વસ્તુ વેચવાનો ઈરાદો હોય તે વેચનારના જાહેરી અથવા આંતરિક કબ્ઝામાં હોય. આ શર્તમાં ત્રણ વાતોનું વર્ણન છે.

(૧) તે વસ્તુ મૌજુદ (હાજર) હોય. માટે જે વસ્તુનું અસ્તિત્વ જ ના હોય તેને વેચી શકતા નથી.

(૨) વેચવામાં આવતી વસ્તુ વેચનારની માલિકીમાં આવી ચૂકી હોય. માટે ફક્ત અસ્તિત્વ અને સ્ટોક કાફી નથી, બલ્કે સાથે વેચનારની માલિકી ન હોય તો તે સોદો સહીહ નથી.

(૩) ફક્ત માલિકી હક્ક પણ કાફી નથી, બલ્કે વેચનારના કબ્ઝામાં પણ હોવી જરૂરી છે. ચાહે જાહેરી અથવા આંતરિક કબ્ઝો હોય. જો વેચનાર પોતે અથવા તેનો વકીલ આ વસ્તુનો માલિક હોવા છતાં કબ્ઝામાં નથી લાવ્યો તો પણ તેને વેચી શકતો નથી.

શરીઅતના આ સામાન્ય નિયમોથી ફક્ત બે પ્રકારના સોદા અપવાદરૂપ છે : (૧) સલમ (૨) ઈસ્તિસ્નાઅ.

**સલમનો ભાવાર્થ :**

સલમ એક એવો વેપાર છે, જેના મારફતે વેચનાર આ જવાબદારી કબૂલ કરે છે કે, તે ભવિષ્યની કોઈ તારીખે નક્કી કરેલ વસ્તુ ખરીદનારને પહોંચાડશે. અને તેના બદલામાં સંપૂર્ણ કિંમત સોદો થતાંની સાથે જ એડવાન્સમાં લઈ લે છે.

આ સોદામાં કિંમત રોકડી છે. પરંતુ ચીજ-વસ્તુની સોંપણી ઉધાર છે. ખરીદનારને ''રબ્બુસ્સલમ'' અને વેચનારને ''મુસ્લમ-ઈલયહ'' અને ચીઝ વસ્તુને ''મુસ્લમફીહી'' કહેવામાં આવે છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે સલમના સોદાની અમૂક શર્તો સાથે પરવાનગી આપી છે. આ સોદાનો બુન્યાદી હેતુ નાના

ખેડૂતોની જરૂરત પૂરી કરવાનો છે, જેમને ખેતીનો પાક ઘેર આવતા પહેલા પોતાના બાલ-બચ્ચાની જરૂરતો-ખર્ચાઓ માટે રકમની જરૂરત પડતી હોય છે.

વ્યાજના હરામ ઠેરવ્યા બાદ તે વ્યાજુ કર્ઝા તો લઈ શકતા ન હતા. માટે તેમને આ પ્રમાણે પરવાનગી આપવામાં આવી કે તે પોતાનું અનાજ વેચી રોકડા પૈસા લઈ લે. અને ત્યારબાદ અનાજ થાય ત્યારે ખરીદનારને સૂપરત કરે.

આ જ પ્રમાણે આરબ વેપારીઓ બીજા પ્રદેશોમાં જઈ અમૂક વસ્તુઓ વેચતા હતા, અને ત્યાંથી અમૂક વસ્તુઓ ખરીદતા હતા. આ હેતુસર પણ તેમને રકમની જરૂરત પડતી હતી. વ્યાજના હરામ થયા બાદ તે લોકો વ્યાજુ કર્ઝ લઈ શકતા ન હતા. માટે તેમને પરવાનગી આપી કે તે એડવાન્સમાં કિંમત લઈ આ વસ્તુઓ વેચે. જેને લઈ તેમનો ધંધો-રોજગાર સહુલતથી ચાલી શકે.

સલમના ધંધાથી વેચનારને એડવાન્સમાં જરૂરતની રકમ મળી જતી હતી. અને ખરીદનારને પણ ફાયદો થતો હતો. કારણકે સલમમાં અનાજ વગેરેની કિંમત સામાન્ય ભાવથી ઓછી હોતી હતી. આ સલમ એક પ્રકારનો અપવાદરૂપ ધંધો છે. માટે તેમાં અમૂક કડક શર્તોનું પાલન કરવુ જરૂરી છે.

**સલમની શર્તો :**

સલમ જાઈઝ થવા માટે જરૂરી છે કે, ખરીદનાર સંપૂર્ણ કિંમત સોદા વખતે ચૂકવી આપે. કારણકે જો અધુરી કિંમત ચૂકવશે તો આ ઉધારના બદલામાં ઉધાર સોદો ગણાશે. જેનાથી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે સ્પષ્ટ શબ્દોમાં મનાઈ ફરમાવી છે. અને સલમના જાઈઝ હોવાનો બુન્યાદી ભેદ-મર્મ એ જ છે કે વેચનારને પૂરી કિંમતની જરૂરત છે. જો તેને પૂરી કિંમત મળતી નથી તો શરીઅતના અપવાદરૂપ હુકમનો જે હેતુ છે, તે પૂરો થતો નથી.

સલમનો કારોબાર ફક્ત બે વસ્તુઓમાં જ થશે. જેમની ક્વોલિટી અને પ્રમાણ પહેલાથી નક્કી થઈ શકતુ હોય. અને એવી વસ્તુઓ જેમની ક્વોલિટી કે પ્રમાણ નક્કી થઈ શકતુ ન હોય. તેનું સલમ મારફતે વેચાણ જાઈઝ નથી. જેમકે કિંમતી પથ્થરો (હીરા, મોતી) વગેરેમાં સલમની બુન્યાદે વેપાર થઈ શકતો નથી. કારણકે તેના દરેક ટુકડા અને તેમનું પ્રમાણ, સાઈઝ તથા વજન એકબીજાથી વધારે-ઓછુ હોય છે. અને શબ્દોમાં તેમની વ્યાખ્યા તથા ચોક્કસતા કરવી સામાન્ય રીતે શક્ય નથી.

કોઈ ચોક્કસ ખેતરનું અનાજ અથવા ચોક્કસ વસ્તુની પેદાશમાં સલમનો સોદો થઈ શકતો નથી. જેમકે વેચનાર આ જવાબદારી કબૂલ કરે કે, તે નક્કી ખેતરના ઘઉં અથવા ચોક્કસ ફલાણા ઝાડના ફળો આપશે તો સલમનો સોદો સહીહ નથી. કારણકે થઈ શકે છે કે ચૂકવણી પહેલા જ કુદરતી સંજોગો વરસાદ-વાવાઝોડુ વગેરેથી ખેતરનું અનાજ અથવા ફળો બરબાદ થઈ જાય. અને તેમની ચૂકવણી જ શક્ય ન હોય. આ કાયદો દરેક તે વસ્તુને લાગુ પડશે, જેની ચૂકવણી યકીની ન હોય.

આ પણ જરૂરી છે કે, જે વસ્તુમાં સલમનો સોદો કરવો છે, તેનો પ્રકાર અને માપદંડ ચોક્કસ અને સ્પષ્ટ નક્કી કરી લેવામાં આવે. જેથી કોઈ લડાઈ-ઝઘડો ન થાય. આ બાબતે બધી જ શક્ય વિગતો ચોક્કસ સ્પષ્ટ કરી લેવી જોઈએ.

આ પણ જરૂરી છે કે, વેચાનાર વસ્તુનું પ્રમાણ સ્પષ્ટ હોય. જો તે વસ્તુ વેપારી વર્ગમાં વજનથી નક્કી થાય છે, તો તેનો વજન કરવો જરૂરી છે. અને જો માપ કે નંગથી વેચવામાં આવે છે તો તે પ્રમાણે જ કરવામાં આવે. વજનવાળી વસ્તુ માપથી અને માપવાળી વસ્તુ વજનથી વેચવી જાઈઝ નથી.

સોદા કરતી વખતે જ વસ્તુની ચૂકવણીની તારીખ તથા જગ્યા પણ નક્કી કરવી જરૂરી છે.

સલમનો સોદો એવી વસ્તુઓમાં જાઈઝ નથી, જેમની ચૂકવણી તરત જ જરૂરી છે. જેમકે સોનાનો સોદો ચાંદી સાથે થઈ રહ્યો છે. તો શરઈ દ્રષ્ટિએ જરૂરી છે કે, બન્નેવની ચૂકવણી એક જ વખતમાં થાય. આવા સોદાઓમાં સલમનો સોદો જાઈઝ નથી. એ જ પ્રમાણે ઘઉંનો સોદો જવના બદલામાં થાય તો આ બન્નેવ વસ્તુઓમાં પણ બન્નેવ (માપણીમાં એક હોવાને લઈ) ઉપર તાત્કાલિક કબ્જો જરૂરી છે. માટે તેમાં પણ સલમનો સોદો જાઈઝ નથી.

હદીષ શરીફમાં છે કે જે વ્યક્તિ સલમ પ્રમાણે સોદો કરે તો તેણે ચોક્કસ સ્પષ્ટ માપણી તથા વજન અને સમય પણ નક્કી કરવો જરૂરી છે.

હન્ફી ફિકહ પ્રમાણે જે વસ્તુનો સલમમાં સોદો થઈ રહ્યો છે, તે સોદાના દિવસથી લઈ કબ્ઝો કરવાના દિવસ સુધી બજારમાં મળી શકતી હોય તે જરૂરી છે. માટે જો તે વસ્તુ સોદાના સમયે બજારમાં મળતી નથી તો તેમાં સલમ સહીહ નથી. ચાહે ઉમ્મીદ હોય કે કબ્ઝાના દિવસે બજારમાં મળી શકશે.

હઝરત થાનવી (રહ.) હાલના સંજોગો જોતાં બીજા ઈમામોના મંતવ્ય પ્રમાણે આ સોદાને જાઈઝ કહે છે કે ચાહે સોદો કરતા સમયે આ વસ્તુ બજારમાં નથી. પરંતુ કબ્ઝાના દિવસે મળી શકતી હોય તો પણ સોદો સહીહ છે. *(ઈ.ફતાવા : ૭૨/૩)*

**સલમનો ધંધાકીય ઉપયોગ :**

શરીઅતે વ્યાજ હરામ ઠેરવી સલમની જે પરવાનગી આપી છે, તેમાં નાના વેપારીઓ તથા ખેડુતો માટે ધંધો કરવો આસાન કરી દીધો છે.

નાના ખેડુતો તથા વેપારીઓની જેમ મોર્ડન બેંકો અને ધંધાકીય સંસ્થાઓમાં પણ તેનો ઉપયોગ થઈ શકે છે. ખાસ કરીને ખેતીવાડી અને બાગાયત માટે ઉપયોગી બને છે. આ વાત પહેલા દર્શાવવામાં

આવી છે કે, સલમમાં રોકડી કિંમત કરતા કિંમત થોડી ઓછી હોય છે. આ રીતે આ બે કિંમતો વચ્ચેનો જે ફર્ક છે, તે બેંકો તથા ધંધાકીય સંસ્થાઓનો જાઈઝ નફો ગણી શકાશે.

અને વેચનાર આ વસ્તુ ચોક્કસ તારીખે આપી દેશે તેની જવાબદારી (સિક્યુરીટી)રૂપે કોઈ ઝામિન અથવા ગીરો વસ્તુ પણ ખરીદનારની પાસે રાખી શકે છે.

વસ્તુ આપી શકવા શક્તિમાન હોવાની સુરતમાં ઝામિનથી માંગણી થઈ શકે છે કે, તે આ અનાજ કે વસ્તુ લાવી આપે. અને ગીરોની સુરતમાં જેની પાસે ગીરો મૂકી હોય તે (ખરીદનાર) ગીરોની વસ્તુ વેચી પોતાની આપેલી રકમ વસૂલ કરી શકે છે. અથવા બજારથી તે વસ્તુ ખરીદી શકે છે.

ધંધાકીય સંસ્થાઓ અને બેંકોને આ સોદામાં એક તકલીફ નડે છે. તે એ કે તે પોતાના ક્લાઈન્ટથી રોકડ રકમની જગ્યાએ વસ્તુઓ વસૂલ કરશે. જ્યારે બેંકો તો ફક્ત રોકડ રકમ લેવામાં જ ટેવાયેલી છે. માટે તેમને બોજારૂપ લાગશે કે અલગ-અલગ પ્રકારના ક્લાઈન્ટ પાસેથી અલગ-અલગ વસ્તુઓ વસૂલ કરી તેને બજારમાં વેચવી પડે. આ વસ્તુઓ ઉપર કબ્ઝો કર્યા વગર બારોબાર પણ વેચી શકતા નથી. કારણકે તે શરઈ રીતે જાઈઝ નથી.

પરંતુ જ્યારે આપણે ઈસ્લામી ધંધાકીય રીતો અપનાવવાની વાત કરીએ છીએ તો એક બુન્યાદી દૃષ્ટિકોણ ધ્યાનમાં રાખવો જરૂરી છે કે, ફક્ત પૈસા *(Money)*ની લેવડ-દેવડ કરવી ઈસ્લામી અર્થતંત્ર માટે એક અજાયબીથી કમ નથી.

આ સંસ્થાઓ હલાલ નફો પ્રાપ્ત કરવા માંગે છે તો પછી તેમણે કોઈ ન કોઈ પ્રકારે વસ્તુઓની લેવડદેવડ કરવી જ પડશે. કારણકે શરીઅતમાં ફક્ત કર્ઝ આપી નફો પ્રાપ્ત કરી શકતા નથી. માટે ઈસ્લામી અર્થતંત્ર સ્થાપનારી ધંધાકીય સંસ્થાઓએ પોતાની વિચાર-

શૈલી અને દષ્ટિકોણ બદલવો પડશે. આ સંસ્થાઓ ચીજ-વસ્તુઓના સોદા માટે સ્પેશીયલ સેલ કાયમ કરી શકે છે. જો આ પ્રમાણેના વેચાણ કેન્દ્રો સ્થાપવામાં આવે તો સલમ દ્વારા વસ્તુઓની ખરીદ અને રોકડ સ્વરૂપે બજારમાં વેચવુ આસાન થઈ જશે.

**સલમના વર્તમાન સ્વરૂપના કાયદાઓ :**

મોર્ડન ઈસ્લામી બેંકો અને ધંધાકીય સંસ્થાઓ વર્તમાન સમયમાં સલમને જે રીતે અપનાવી રહ્યા છે, તેના સહીહ થવા માટે અમૂક શર્તોને ધ્યાનમાં રાખવી જરૂરી છે.

(૧) વર્તમાન સ્વરૂપમાં બેંક બે અલગ-અલગ કરારો કરે છે. એકમાં બેંક ખરીદાર છે અને બીજામાં વેપારી. આ બન્નેવ કરારો એકબીજાથી સંપૂર્ણ અલગ થવા જોઈએ. એમને એ પ્રમાણે આપસમાં સબંધિત નહીં કરવા જોઈએ કે તેમાંથી એક કરારના હક્કો અને જવાબદારીઓ બીજા કરારના હક્કો તથા જવાબદારીઓ ઉપર આધાર રાખતી હોય. બલ્કે દરેક કરારની પોતાની સ્વતંત્ર શર્તો હોય. જે બીજા કરાર ઉપર આધારિત ન હોય.

દા.ત. "A" વ્યક્તિ "B" વ્યક્તિથી ઘઉંની ૧૦૦ ગુણો સલમ સ્વરૂપે ખરીદે છે. જેના ઉપર તેનો કબ્ઝો ૩૧ ડિસેમ્બરના કરવામાં આવશે. "A" વ્યક્તિ "C" વ્યક્તિથી આ પ્રમાણે સલમનો કરાર કરી શકે છે કે તે "C" વ્યક્તિને ૩૧ ડિસેમ્બરના ઘઉંની ૧૦૦ ગુણો પહોંચાડશે. પરંતુ "C" સાથે કરાર કરતી વખતે તેને એમ નહીં કહેશે કે "B" વ્યક્તિ મને ૩૧ ડિસેમ્બરે ઘઉં આપશે તો હું તમોને તે ઘઉં પહોંચાડીશ. બલ્કે ૩૧ ડિસેમ્બરના "B" વ્યક્તિએ ઘઉં ન પણ પહોંચાડ્યા તો પણ "A" વ્યક્તિ એ "C" વ્યક્તિને ગમે ત્યાંથી લાવીને ઘઉં પહોંચાડવા પડશે. તે "B" વ્યક્તિ સાથે ગમે તેમ વર્તે, પરંતુ "C" વ્યક્તિને તે ઘઉં પહોંચાડવાની

જવાબદારીમાંથી મુક્ત થશે નહીં. એ જ પ્રમાણે જો "B" વ્યક્તિએ શર્તના વિરૂધ્ધ ખરાબ-બગડેલા ઘઉં પહોંચાડ્યા છે, તે છતાં "A" વ્યક્તિએ "C" વ્યક્તિને સારા (શર્ત પ્રમાણેના) ઘઉં પહોંચાડવા જરૂરી છે.

(૨) સલમની વર્તમાન રીત *(Parallel)* ફક્ત ત્રીજી વ્યક્તિ સાથે જાઈઝ છે. પહેલા સોદામાં વ્યક્તિ વેપારી છે. તેને બીજા સોદામાં ખરીદાર બનાવવો જાઈઝ નથી. કારણકે આ બાઈબેક *(Buy Back)* સોદો થઈ જશે. જે શરઈ દષ્ટિએ જાઈઝ નથી. બલ્કે બીજા સોદામાં રહેલી વ્યક્તિ કાનૂની રીતે પોતાનું અલગ અસ્તિત્વ ધરાવતી હોય. પરંતુ ધંધાકીય રીતે તે પહેલી વ્યક્તિની માલિકી તથા તાબામાં છે, જે પહેલા સોદામાં વેચનાર હતો. તો પણ આ બીજો કરાર જાઈઝ નથી. જેમકે "A" વ્યક્તિએ "B" વ્યક્તિથી ઘઉંની હજાર ગુણો સલમ સ્વરૂપે ખરીદી. "B" એક જોઈન્ટ સ્ટોક કંપની છે. તેની જ એક પેટા કંપની "C" છે. જેનું કાનૂની સ્વરૂપે અલગ અસ્તિત્વ છે, પરંતુ તે સંપૂર્ણ રીતે "B"ની માલિકી છે. માટે "A" વ્યક્તિ "C" વ્યક્તિ સાથે સલમનો સોદો કરી શકતી નથી. હાં, જો "C" સંપૂર્ણ રીતે "B"ની માલિકી નથી તો "A" "C"થી કરાર કરી શકે છે. ચાહે અમૂક શેર હોલ્ડરો "B" અને "C" બન્નેવમાં સંયુક્ત ભાગીદાર હોય.



## ❊ ઈસ્તિસ્નાઅ (Istisna') ❊

### ઓર્ડર આપી વસ્તુ તૈયાર કરાવવી :

ઈસ્તિસ્નાઅ વેપારનો બીજો પ્રકાર છે. જેમાં સોદો વસ્તુ બનતા પહેલા જ થઈ જાય છે. તેનો અર્થ કોઈ માલ તૈયાર કરનાર (મેન્યુફેક્ચરર)ને ઓર્ડર આપી માલ તૈયાર કરાવવો.

જો તૈયાર કરનાર પોતાની પાસેથી કાચો માલ વાપરી ખરીદાર માટે વસ્તુ તૈયાર કરવાની જવાબદારી કબૂલ કરી લે તો ઈસ્તિસ્નાઅનો સોદો અસ્તિત્વમાં આવશે. પરંતુ તેને સહીહ થવા માટે જરૂરી છે કે, કિંમત બન્નેવ પક્ષોની રાજીખુશીથી નક્કી કરવામાં આવે. અને માલ બનાવવાની ડિઝાઈન, માપ, વજન, કિંમત, ક્વોલિટી, કોન્ટેટી વગેરે અગત્યની બાબતોની ચોખવટ થઈ જાય. આ કરાર પાકો થઈ ગયા બાદ મેન્યુફેક્ચરરની નૈતિક (અખ્લાકી) જવાબદારી બને છે કે, તે શર્ત પ્રમાણે વસ્તુ તૈયાર કરી આપે. પરંતુ માલ તૈયાર કરતા પહેલા બન્નેવમાંથી કોઈ એક પણ બીજાને નોટીસ આપી સોદો રદ કરી શકે છે. પરંતુ કામ શરૂ કર્યા બાદ એકતરફી સોદો રદ કરી શકાશે નહીં.

### ઈસ્તિસ્નાઅ અને સલમ વચ્ચે ફર્ક :

બન્નેવ વચ્ચે અમૂક ફર્ક છે. જેનું વર્ણન આ પ્રમાણે છે :

(૧) ઈસ્તિસ્નાઅનો સોદો હંમેશા એવી વસ્તુમાં થશે, જેને તૈયાર કરવો પડતો હોય. જ્યારે સલમ દરેક વસ્તુમાં થઈ શકે છે. ચાહે તેને તૈયાર કરવો પડતો હોય અથવા તૈયાર હોય.

(૨) સલમમાં વસ્તુની સંપૂર્ણ કિંમત એડવાન્સમાં ચૂકવવામાં આવશે, જ્યારે ઈસ્તિ-સ્નાઅમાં આ જરૂરી નથી.

(૩) સલમનો સોદો જ્યારે પાકો થઈ જાય તો તેને એક પક્ષ રદ કરી શકતો નથી, જ્યારે ઈસ્તિસ્નાઅનો સોદો માલ તૈયાર

કરતાં પહેલા એક પક્ષ તરફથી પણ રદ કરી શકાય છે.

(૪) માલ સોંપવાનો સમય સલમમાં સોદાનો એક જરૂરી હિસ્સા-રૂપી ગણાશે, જ્યારે ઈસ્તિસ્નાઅમાં સમય નક્કી કરવો જરૂરી નથી. બન્નેવ પક્ષોના વિશ્વાસ અને સલાહ મુજબ રહેશે.

**ઈસ્તિસ્નાઅ અને ભાડા વચ્ચે ફર્ક :**

ઈસ્તિસ્નાઅમાં મેન્યુફેક્ચરર પોતે કાચો માલ લાવી વસ્તુ તૈયાર કરવાની જવાબદારી કબૂલ કરે છે. માટે તે સોદામાં આ વાત પણ શામેલ હોય છે કે કાચો માલ તેની પાસે નથી તો એ ગમે ત્યાંથી લાવી વસ્તુ તૈયાર કરી આપશે.

જો કાચો માલ ગ્રાહક તરફથી આપવામાં આવે, અને તૈયાર કરનારની ફક્ત મહેનત અને અનુભવથી કામ લેવાશે તો આ સોદાને ઈસ્તિસ્નાઅ કહેવામાં આવશે નહીં. બલ્કે ત્યારે આ ભાડેથી રાખવામાં આવેલ વ્યક્તિ ગણાશે.

મેન્યુફેક્ચરર જ્યારે કાચો માલ ખરીદી વસ્તુ તૈયાર કરી ગ્રાહકને આપે તો જો તેણે ઓર્ડરમાં લખેલી શર્તો પ્રમાણે માલ તૈયાર કર્યો હોય તો હવે ગ્રાહકે તેને ખરીદવો જરૂરી રહેશે. કારણકે વર્તમાન વેપાર ઉદ્યોગમાં મેન્યુફેક્ચરરનું મોટુ નુકસાન થશે. હાં, જો ઓર્ડર પ્રમાણે માલ તૈયાર ન કર્યો હોય તો સોદો રદ કરી શકે છે.

**ઈસ્તિસ્નાઅની ધંધાકીય રીતો :**

મકાનોના બાંધકામના વ્યવસાયમાં ઈસ્તિસ્નાઅનો ઉપયોગ થઈ શકે છે. જો ગ્રાહક પાસે પોતાની માલિકીનો પ્લોટ છે, અને મકાનના બાંધકામ માટે પૈસાની જરૂરત છે, તો પૈસાવાળી વ્યક્તિ (રોકાણકાર) આ પ્લોટ ઉપર ઈસ્તિસ્નાઅના સ્વરૂપે ઘર બાંધી આપવાની જવાબદારી સ્વીકારી શકે છે. અને જો ગ્રાહક પાસે પોતાની જગ્યા-પ્લોટ નથી અને તે પ્લોટ ખરીદવા ચાહે તો રોકાણકાર આ જવાબદારી સ્વીકારી શકે છે કે, તે પહેલાની નક્કી

કરેલ નકશા પ્રમાણે ગ્રાહકને મકાનની વ્યવસ્થા કરી આપશે.

ઈસ્તિસ્નાઅમાં કિંમત પહેલી (એડવાન્સમાં) આપવી જરૂરી નથી. અને એ પણ જરૂરી નથી કે મકાન ઉપર કબ્ઝો મેળવતી વખતે ચૂકવણી કરે. બલ્કે બન્નેવ પક્ષોએ નક્કી કરેલ કરાર મુજબ કોઈપણ સમય સુધી ઉધાર રાખી શકે છે. માટે બન્નેવ પક્ષો જેવી રીતે ચાહે તે પ્રમાણે સમય મર્યાદા નક્કી કરી શકે છે. અને ચૂકવણી હપ્તા સીસ્ટમથી પણ થઈ શકે છે.

એ પણ જરૂરી નથી કે રોકાણકાર પોતે જ ઘર બાંધે, બલ્કે તે કોઈ ત્રીજી વ્યક્તિ સાથે ઈસ્તિસ્નાઅના કરાર કરી શકે છે. અથવા કોઈ કોન્ટ્રાકટરને પણ સોંપી શકે છે. (જે ગ્રાહક સિવાય વ્યક્તિ હોય) બન્નેવ સુરતોમાં તે ખર્ચાનો હિસાબ કરી ઈસ્તિ-સ્નાઅની કિંમતનો આ પ્રમાણે અંદાજો લગાવી શકે છે કે, જેનાથી ખર્ચા સિવાયનો વહેવારિક નફો પણ પ્રાપ્ત થાય. આ સુરતમાં ગ્રાહક તરફથી કરાર ઉપર સહી થયા બાદ તુરત પણ હપ્તાની ચૂકવણી થઈ શકે છે. તથા બાંધકામ દરમ્યાન અને ગ્રાહકને મકાન સોંપ્યા બાદ પણ ચૂકવણી ચાલુ રહી શકે છે. હપ્તાની ચૂકવણી ચોક્કસ અને સુરક્ષિત કરવા માટે રોકાણકાર છેલ્લા હપ્તા સુધી ગ્રાહકની જમીન, મકાન અથવા બીજી કોઈ જાયદાદનો માલિકીનો દસ્તાવેજ પણ પોતાના કબ્ઝામાં ગીરો રાખી શકે છે.

રોકાણકારની જવાબદારી રહેશે કે તે કરારની શર્તો મુજબ મકાનનું બાંધકામ કરે. કોઈપણ પ્રકારનો ફેરફાર ન કરે અને જો ફેરફાર કર્યો અને ગ્રાહકે તેને મંજૂર ન કર્યો તો તે સુરતમાં શર્ત પ્રમાણે બાંધકામ કરવુ જરૂરી છે. અને તેમાં થતો ખર્ચ રોકાણકારે ભોગવવાનો રહેશે.

ઈસ્તિસ્નાઅ દ્વારા પ્રોજેક્ટ ફાયનાન્સીંગ પણ અપનાવી શકાય છે. જેમકે કોઈ ગ્રાહક પોતાની ફેક્ટરીમાં એરકંડીશન પ્લાન્ટ લગાડવા ચાહે છે અને પ્લાન્ટ તૈયાર કરવાની જરૂરત છે, તો

રોકાણકાર બન્નેવ પક્ષોએ નક્કી કરેલ શરઈ શર્તો મુજબ પ્લાન્ટ લગાડવાની જવાબદારી કબૂલ કરી શકે છે. એ જ પ્રમાણે ઈસ્તિસ્નાઅના કરારને કોઈ પૂલ કે સડક બનાવવા માટે પણ ઉપયોગમાં લઈ શકાય છે.

મોર્ડન ***BOT*** કરારો ***Buy, Operate and Transfer*** (ખરીદો, ચલાવો અને બદલી કાઢો)ને પણ ઈસ્તિસ્નાઅના સ્વરૂપે અમલમાં લાવી શકાય છે. ગર્વમેન્ટ એક હાઈવે બનાવવા માંગે છે, તો સડક બનાવવાવાળી કંપની સાથે ઈસ્તિસ્નાઅના કરાર કરી શકે છે. અને કિંમતની ચૂકવણી માટે તેને એક ચોક્કસ મુદત સુધી સડક ચલાવવા અને ટોલ ***(Toll)*** વસૂલ કરવાનો અધિકાર આપી શકે છે.



# ❊ ઈસ્લામી રોકાણકારી ફંડ ❊
# (Investment Funds)

**ઇસ્લામી રોકાણકારી ફંડ બાબતે શરઈ કાયદાઓ :**

ઈસ્લામી રોકાણકારી ફંડનો અર્થ એ છે કે, એક એવો સંયુક્ત કારોબાર, જેમાં રોકાણકાર પોતાની જીવન જરૂરીયાતથી બચેલી રકમ શામેલ કરે છે. જેથી તે રકમ દ્વારા હલાલ નફો પ્રાપ્ત કરી શકે. શર્ત એ કે તેમાં ઈસ્લામી શરીઅત પ્રમાણે રોકાણ કરવામાં આવતુ હોય. તેમાં પોતાની મૂડીનું રોકાણ કરવાવાળાઓને કોઈ સર્ટિફિકેટ પણ આપી શકાય છે, જે તેના રોકાણના પ્રતિનિધિત્વ અને સાક્ષીરૂપ હોય. અને ફંડને (અમલીરૂપે) પ્રાપ્ત થયેલ નફામાં તેના ભાગ પ્રમાણે નફાનો હિસ્સેદાર સાબિત કરે.

આ દસ્તાવેજને સર્ટિફિકેટ, યુનિટ, શેર અથવા કોઈપણ નામ આપી શકાય છે. પરંતુ તેના શરઈ દ્ષ્ટિએ જાઈઝ હોવાની બે મુખ્ય શર્તો છે.

(૧) પહેલી શર્ત એ કે આ સર્ટિફિકેટની લખેલી કિંમત *(Face Value)*ના પ્રમાણે એક ખાસ નફો નક્કી કરવાની જગ્યાએ જરૂરી છે કે, ફંડને પ્રાપ્ત થયેલ વાસ્તવિક નફાનો એક ખાસ મુનાસિબ હિસ્સો તેને મળે. માટે ન તો અસલ રકમ અને ન અસલ રકમ સાથે સબંધિત કોઈ ચોક્કસ નફાની ગેરંટી આપી શકાય છે.

ફંડમાં રકમ જમા કરાવનારે (રોકાણકારે) આ બાબતની સ્પષ્ટ સમજ સાથે આ ધંધામાં રોકાણ કરવુ જોઈએ કે તેમને પ્રાપ્ત થનાર નફો હકીકતમાં ફંડને પ્રાપ્ત થનાર નફા અથવા નુકસાન સાથે સંકળાયેલો છે. જો ફંડને વધુ નફો પ્રાપ્ત થશે તો તેમનો નફો પણ તે જ પ્રમાણથી વધશે. પરંતુ જો ફંડને નુકસાન

થશે તો તેમણે (રોકાણકારે) નુકસાનમાં પણ ભાગીદાર બનવું પડશે. હાં, જો ફંડના વ્યવસ્થાપકોની બેદરકારી અને અવ્યવસ્થાને લઈ નુકસાન થાય તો તેની જવાબદારી રોકાણ-કારની નથી, બલ્કે ફંડના વ્યવસ્થાપકો નુકસાનની પૂર્તિના જવાબદાર ગણાશે.

(૨) બીજી શર્ત એ છે કે, જે રકમ ભેગી થાય તે શરઈ દષ્ટિએ હલાલ કારોબારમાં લગાડવામાં આવે, તેનો અર્થ એ કે ફક્ત રોકાણકારીના વિભાગમાં જ નહીં, બલ્કે જે શર્તો મુજબ કરાર થાય તે શર્તો પણ ઈસ્લામી નિયમોનુસાર જાઈઝ હોવી જરૂરી છે.

આ બન્નેવ શર્તોને આધિન રહી ઈસ્લામી રોકાણકારી ફંડ વિવિધ માધ્યમોને પસંદ કરી રોકાણ કરી શકે છે. જેમાંથી અમૂક આ પ્રમાણે છે :

**ઈક્વિટી ફંડ *(Equity Fund)* :**

ઈક્વિટી ફંડમાં જોઈન્ટ સ્ટોક કંપનીઓના શેરમાં રકમ લગાવવામાં આવે છે. નફા સામાન્ય રીતે કેપીટલ ગૈન ***(Capital Gain)*** મારફતે પ્રાપ્ત કરવામાં આવે છે. અર્થાત્ શેર ખરીદી તેની કિંમત વધી જવાથી તેને વેચી તથા કંપનીના નફા ***(Dividends)*** મારફતે પણ પ્રાપ્ત થાય છે. આ વાત સ્પષ્ટ છે કે, જો કંપનીનો બુન્યાદી કારોબાર શરઈ રીતે નાજાઈઝ છે, તો ઈસ્લામી ફંડ માટે તેના શેર ખરીદવા, પોતાની પાસે રાખવા અથવા તેને વેચવા જાઈઝ નથી. કારણકે તેના પરિણામરૂપે શેર હોલ્ડરોનું નાજાઈઝ ધંધામાં સીધુ ભાગીદાર થવા બરાબર ગણાશે.

એ જ પ્રમાણે કોઈ કંપનીનો બધા કારોબાર અને વહેવારો સંપૂર્ણ રીતે શરીઅત મુજબ હોય તો તેના શેર ખરીદવા, વેચવા, રાખવા જાઈઝ છે. તેમાં આ વાત પણ શામેલ છે કે, તે કંપની વ્યાજુ

કર્ઝ (લોન) લેતી, દેતી ન હોય, તથા પોતાની વધારાની રકમ વ્યાજુ ખાતાઓમાં જમા કરાવતી ન હોય. પરંતુ આ પ્રમાણે કોઈ કંપનીનું અસ્તિત્વ હાલના સંજોગોમાં તો નથી, જે કોઈપણ પ્રકારનો વ્યાજુ વહેવાર ન કરતી હોય. ચાહે તેમનો બુન્યાદી કારોબાર હલાલ હોય છતાં વ્યાજુ લોન લેવી, વ્યાજુ ખાતાઓમાં રકમ જમા કરાવવી અથવા વ્યાજુ બોન્ડ વગેરેની ખરીદી પણ કરી લે છે.

માટે શેર ખરીદવા બાબતે ઉલમાએ કિરામના વિવિધ મંતવ્યો છે. અમૂક ઉલમાએ કિરામ શેરની લે-વેચને સંપૂર્ણ રીતે નાજાઈઝ કહે છે. કારણકે તેમાં વ્યાજુ વહેવાર કોઈ ન કોઈ પ્રકારે થાય છે. અને શેર હોલ્ડર પોતે કંપનીનો ભાગીદાર છે. તથા ઈસ્લામી દષ્ટિએ દરેક ભાગીદાર બીજા ભાગીદારનો વકીલ હોય છે. માટે આવી કંપનીના શેર ખરીદનાર કંપનીના વ્યાજુ વહેવાર જાણવા છતાં તેના શેર ખરીદી પોતાને ગુનાહમાં ભાગીદાર બનાવી રહ્યો છે. માટે આ લે-વેચ જાઈઝ નથી. ફક્ત જનરલ વાર્ષિક મિટીંગમાં વિરોધ કરવાથી શેર ખરીદવા જાઈઝ થતા નથી. બલ્કે જ્યારે તેની વાત સાંભળવામાં આવતી નથી તો પછી તે શેર ખરીદવા બિલ્કુલ જાઈઝ નથી.

અમૂક ઉલમાએ કિરામ પાર્ટનરશીપ અને કંપનીના શેર વચ્ચે થોડો તફાવત બતાવે છે કે, પાર્ટનરશીપમાં તો બધા જ ભાગીદારોની સહમતીથી ફેંસલા થાય છે. અને દરેક પાર્ટનરને વિરોધ તથા વીટો વાપરવાનો અધિકાર હોય છે. માટે કોઈપણ વ્યાજુ વ્યવહાર બધા જ પાર્ટનરો તરફથી ગણાશે. પરંતુ કંપનીમાં દરેક શેર હોલ્ડરને આ પ્રકારના અધિકાર પ્રાપ્ત હોતા નથી. ફક્ત વાર્ષિક જનરલ મિટીંગ *(A.G.M.)*માં તે ફક્ત વિરોધ દર્શાવી શકે છે. તેનાથી વધીને તેને કોઈ અધિકાર પ્રાપ્ત નથી. અને તેના વિરોધને કોઈ મહત્વ પણ આપવામાં આવતુ નથી. માટે તેની રાજીખુશી સાબિત થતી નથી. માટે જો કોઈ કંપનીના શેર આ નિય્યતે ખરીદે છે કે

તે જનરલ મિટીંગમાં વિરોધ કરશે અને સાથે કંપની તરફથી મળતા નફાનો તેટલો ભાગ કોઈ ગરીબને (સવાબની નિય્યત કર્યા વગર) આપી દેશે, જે વ્યાજના ટકામાં તેને મળ્યો છે. તો આ પ્રમાણે શેર ખરીદવા જાઈઝ છે.

**શેર માર્કેટમાં રોકાણની શર્તો :**

(૧) કંપનીનો બુન્યાદી (અસલ) કારોબાર શરીઅતની વિરૂધ્ધ ન હોય. માટે એવી કંપનીઓના શેર ખરીદવા જાઈઝ નથી, જે વ્યાજુ વહેવારથી જ રોકાણ કરતી હોય. જેમકે બેંક, વીમા કંપની તથા દારૂ બનાવનાર, સુવ્વર વગેરે હરામ પશુઓનો ગોશ્ત સપ્લાય કરતી અથવા વેચતી કંપનીઓ તથા જુગાર, સટ્ટો, લોટરી, નાઈટ ક્લબો વગેરે ગુનાહોના કારોબાર કરતી હોય.

(૨) જો કંપનીનો અસલ વેપાર હલાલ છે. જેમકે ઓટોમોબાઈલ્સ, ટેક્ષટાઈલ્સ વગેરે. પરંતુ તે કંપની પોતાની જરૂરતથી વધારાની રકમ વ્યાજુ એકાઉન્ટમાં રાખતી હોય અથવા વ્યાજુ લોન (કર્ઝ) લેતી હોય તો શેર હોલ્ડર તેને પસંદ ન કરે, અને વાર્ષિક મિટીંગમાં વિરોધ દર્શાવે.

(૩) જો કંપનીની આવકમાં વ્યાજુ ખાતાઓમાંથી અમૂક આવક જમા થઈ છે, તો શેર હોલ્ડર પોતાને મળેલ નફામાંથી તેટલી રકમ ખયરાત કરી દે. પોતે તેનાથી ફાયદો ન ઉઠાવે. જેમકે કંપનીના કુલ નફામાંથી પાંચ ટકા વ્યાજુ ખાતાઓમાંથી મેળવ્યા છે. તો નફાના પાંચ ટકા ગરીબોને ખયરાત કરી આપે.

(૪) કોઈ કંપનીના શેર ત્યારે જ ફેરબદલ કરવાને પાત્ર છે, જ્યારે તે કંપની અમુક ચીજ-વસ્તુઓની પણ માલિક હોય. જો કંપની પાસે ફક્ત પૈસા *(Money)* જ છે, તો તેના શેરની લખેલ કિંમતે જ તેનું ખરીદ-વેચાણ કરી શકાય છે. એટલા માટે કે તે સુરતમાં શેર ફક્ત કેશ રકમનું જ પ્રતિનિધિત્વ કરે છે.

અને પૈસા *(Money)*ના બદલામાં પૈસાનું વેચાણ વધઘટ સાથે જાઈઝ નથી.

કોઈ કંપનીના શેરની લે-વેચ જાઈઝ થવા માટે પૈસા સિવાય કંપનીમાં નક્કર ચીજ-વસ્તુઓનું પ્રમાણ પણ અમૂક ટકા હોવુ જરૂરી છે. કંપનીના શેરની કિંમત કંપનીમાં શામેલ ચીજ-વસ્તુ તથા પૈસા બન્નેવની સંયુક્ત કિંમત લગાડીને થાય છે. માટે શેરની કિંમત કંપની પાસેના પૈસા કરતા વધારે હોવી જરૂરી છે. જેમકે ૧૦૦ રૂપિયાનો શેર કંપનીના ૭૫ રૂપિયા તથા અમૂક ચીજ-વસ્તુઓનું પ્રતિનિધિત્વ કરે છે. માટે શેરની કિંમત ૭૫ રૂપિયાથી વધારે હોવી જરૂરી છે.

જો શેરની કિંમત વધીને ૧૦૫ રૂપિયા થઈ જાય તો તેનો અર્થ એ થયો કે ૭૫ રૂપિયા તો ૭૫ રૂપિયાના બદલામાં છે, અને બાકી ૩૦ રૂપિયા નક્કર ચીજ-વસ્તુઓના બદલામાં છે. એની જગ્યાએ શેરની કિંમત ૭૦ રૂપિયા નક્કી કરવામાં આવે તો જાઈઝ નથી. કારણકે શેરના ૭૫ રૂપિયાના બદલામાં ૭૦ રૂપિયા મળી રહ્યા છે. એ જ પ્રમાણે શેરની કિંમત ૭૫ રૂપિયા રાખવામાં આવે તો પણ જાઈઝ નથી. કારણકે ૭૫ રૂપિયાના બદલામાં ૭૫ રૂપિયા તથા બીજી ચીજ-વસ્તુ મળી રહી છે. જે વધારાની હોવાને લઈ વ્યાજ બની જાય છે.

આ મસ્અલો સમજાવવા માટે લખ્યો છે. હકીકતમાં આવું બનતુ નથી કે શેરની કિંમત કંપની પાસેના કેશથી પણ ઓછી હોય.

આ શર્તો સાથે શેરની લે-વેચ જાઈઝ છે. અને આ પ્રમાણે ઈસ્લામિક ઈક્વિટી ફંડ કાયમ કરી શકાય છે. ફંડમાં પૈસા જમા કરાવનાર શરઈ રીતે આપસમાં ભાગીદાર ગણાશે અને જમા થયેલ રકમથી વિવિધ જાઈઝ કંપનીઓના શેર ખરીદી શકાય છે. તેમના ડીવીડન્ડસ તથા શેરની કિંમત વધવાથી નફો પ્રાપ્ત કરી શકાય છે.

કંપનીઓના નફા *(Divideds)*થી પ્રાપ્ત થયેલ નફો વ્યાજુ ટકાવારી પ્રમાણે ખયરાત કરવો જરૂરી છે. વર્તમાન ઈસ્લામિક ફંડમાં તેના માટે સફાઈ *(Purification)*ની વ્યાખ્યા વપરાય છે.

અને કંપનીના શેરના ભાવવધારાની સુરતમાં પણ બેહતર (શ્રેષ્ઠ) છે કે, અમુક રકમ ખયરાત કરી દે. કારણકે જાઈઝ કંપનીઓના પણ અમુક ટકા વ્યાજુ કારોબાર થઈ જ જાય છે. આ સફાઈ *(Purification)* કંપનીને મળતા વાર્ષિક વ્યાજના પ્રમાણે નક્કી કરી શકાય છે. *(દિલ્હી એકેડમી, પેજ-૧૩૫)*

**શેરની હકીકત :**

શેર બે આશયથી ખરીદવામાં આવે છે : એક તો મૂડી રોકાણ માટે અર્થાત્ કંપનીમાં ભાગીદાર થઈ ઘેર બેઠાં નફો મેળવતો રહે. આ હેતુસર ખરીદવા ઉપરોક્ત ચાર શરતોને આધિન જાઈઝ છે. બીજા હેતુમાં કંપનીના ભાગીદાર બનવાની નિય્યત નથી હોતી, બલ્કે એવા જ શેરોની ખરીદી કરવામાં આવે છે, જેની બજાર કિંમત વધવાની શક્યતાઓ હોય અને જ્યારે કિંમત વધી જાય છે ત્યારે વેચી દેવામાં આવે. આ પણ ઉપરોક્ત ચાર શરતોને આધિન જાઈઝ છે. પણ એમાં સટ્ટાબાજીની સ્થિતિ પેદા થઈ જાય અને આ પ્રકારના શેરોના ખરીદ-વેચાણનું લક્ષ્ય ન હોય, બલ્કે છેવટમાં ભાવફેર જેટલી રકમના જ લેવડદેવડનો મામલો હોય અને શેરો પર કબ્જો ન હોય અને કબ્જો નજર સમક્ષ ન હોય તો આ સ્વરૂપ બિલ્કુલ હરામ છે. અને શરીઅતમાં એની ઈજાઝત નથી. *(ફિકહી મકાલાત : ૧/૧૫૧)*

કબજા અને ડિલિવરી અગાઉ શેર બીજાને વેચવા ત્યારે જ જાઈઝ ગણાશે, જ્યારે શેરના નફા-નુકસાન અને એટલા હિસ્સાની જવાબદારીઓ *(Liabilities)*નો હકદાર ખરીદનારને બનાવી દેવામાં આવે. જો કોઈ કંપની ખતમ થઈ જાય તો શેર હોલ્ડરનું નુકસાન ગણવામાં આવશે, ન કે કંપનીનું. આ સ્થિતિમાં તો શેર સર્ટિફિકેટ હાથમાં આવ્યા વગર પણ આગળ વેચાણ કરવું જાઈઝ છે. અને જો

કંપનીની જવાબદારીઓ અને જોખમ કંપનીના જ શિરે હોય તો નાજાઈઝ ગણાશે. *(ફિકહી મકાલાત : ૧/૧૫૪)*

ફાયનાન્સીંગ (નાણાં ધિરાણ)ની એક પદ્ધતિ ''બદલા'' તરીકે પ્રચલિત છે. એ મુજબ કોઈ માણસને નાણાંની જરૂરત હોય અને એની પાસે શેર હોય તો તે બીજા પાસે લઈને જાય અને કહે કે આ શેર તમને આજે આટલી કિંમતમાં આપું છું અને એક અઠવાડિયા પછી કિંમત વધારીને આટલામાં પાછા ખરીદી લઈશ. શેર લેનાર આ શેર બીજાને વેચી શકતો નથી. આ પદ્ધતિ શરીઅતની રૂએ હરામ છે અને એની ઈજાઝત નથી. *(ફિકહી મકાલાત : ૧/૧૫૪)*

પેટન્ટ (નવીન ચીજવસ્તુની શોધનો અધિકાર) અને કોપીરાઈટ (લેખકનો પોતાના પુસ્તક પરનો અધિકાર)નું વેચાણ જાઈઝ છે.

*(ફિકહી મકાલાત : ૧/૨૨૫)*

**શેરના ખરીદ-વેચાણના મસ્અલા :**

(૧) કોઈ કંપનીના ખરીદેલ ઈક્વીટી શેર કંપનીમાં શેર હોલ્ડરની માલિકીનું પ્રતિનિધિત્વ કરે છે. તે કંપનીમાં રકમ જમા કરાવવા માટેનો ફક્ત દસ્તાવેજ નથી.

(૨) એવી કંપનીઓના શેરની પ્રારંભમાં ખરીદી (જે હજુ નાણા જમા કરી રહી હોય) શરઈ રીતે તેને ખરીદારી કહેવામાં આવશે નહીં, બલ્કે તેને ભાગીદારી કહેવામાં આવશે. માટે વધારે પૈસા લઈ તેના શેર વેચવા જાઈઝ નથી.

(૩) ફિકહ એકેડમીની દિલી તમન્ના છે કે, ભારતમાં મુસ્લિમ વેપારીઓ, બિલ્ડરો વગેરે મળી ઈસ્લામી હલાલ કંપનીઓ કાયમ કરે. પરંતુ હાલમાં આવી કંપનીઓનું અસ્તિત્વ નથી, અથવા ઘણી ઓછી છે, જે ઈસ્લામી નિયમોનુસાર કારોબાર કરતી હોય. માટે જે મુસ્લિમો પાસે કેશ રકમ હોય, અને પોતાની મજબૂરીને લઈ તેને જાઈઝ વેપારમાં લગાડવુ શક્ય ન હોય તો તેમના માટે એવી કંપનીઓના શેર ખરીદ-

વાની ગુંજાઈશ છે, જેમનો બુન્યાદી કારોબાર હલાલ હોય. ચાહે તેમને મજબૂરીના લઈ અમૂક વ્યાજુ કામકાજ કરવા પડતા હોય.

(૪) જો કંપનીના નફામાં વ્યાજ શામેલ છે, અને તે વ્યાજને કારોબારમાં લગાડી નફો પ્રાપ્ત થયો છે, તો જેટલા ટકા વ્યાજ કુલ નફામાં ભેળસેળ થઈ ગયુ છે, તેટલા પ્રમાણમાં મળેલ નફામાંથી એટલી રકમ સવાબની નિય્યત વગર કોઈ ગરીબને આપવી જરૂરી છે.

(૫) ફ્યુચર સેલ *(Future Sale)* જેમનો હેતુ શેર ખરીદવાનો હોતો નથી, બલ્કે વધતા-ઘટતા ભાવથી નફો-નુકસાન બરાબર કરી લેવાનો જ હેતુ હોય છે. તે ઈસ્લામી દષ્ટિએ જાઈઝ નથી, બલ્કે ખુલ્લો સટ્ટો છે.

(૬) ગાયબ સોદા *(Forward Sale)* જેમાં સોદા થાય છે, પરંતુ તેનો સબંધ ભવિષ્ય સાથે સબંધિત હોય છે. તે વેપાર નથી, બલ્કે વેપારનો વાયદો ગણાશે. અને ચોક્કસ નક્કી કરેલ તારીખે ફરીથી ઓફર-સ્વીકાર કરવાથી જ તે સોદો સહીહ ગણાશે.

(૭) હાજર સોદા *(Cash Sale-Spot Sale)*માં શેર સર્ટી ઉપર કબ્ઝો કરવાથી પહેલા જ તે શેર વેચવા જાઈઝ નથી.

(૮) શેર સર્ટીફિકેટ પ્રાપ્ત કર્યા બાદ ગ્રાહકનો તેના ઉપર કબ્ઝો સાબિત થઈ જાય છે. ચાહે અમૂક વહીવટી અડચણોને લઈ તેનું નામ ટ્રાન્સફર ન થઈ શક્યું હોય. માટે આ શેર તે બીજાને વેચી શકે છે.

(૯) જે શેરોનું ખરીદ-વેચાણ જાઈઝ છે, તેમાં બ્રોકર (દલાલ) તરીકે કામ કરવુ જાઈઝ છે. નાજાઈઝ અને હરામ કારોબાર કરતી કંપનીઓમાં બ્રોકર તરીકે કામ કરવુ જાઈઝ નથી.

**ફંડનો વહીવટી ખર્ચ :**

ફંડનો વહીવટ બે પ્રકારે કરી શકાય છે. (૧) એક રીત આ છે કે, વહીવટીતંત્ર યુનીટ હોલ્ડરો (પૈસા આપનાર) માટે મુઝારિબ તરીકે કામ કરે. તે સુરતમાં ફંડને પ્રાપ્ત થનાર વાર્ષિક નફાના નક્કી કરેલ ટકા તેમને આપવામાં આવે. તેનો ભાવાર્થ એ થયો કે નફો પ્રાપ્ત થવાની સુરતમાં તેમને નફો મળશે અને ફંડને નફો ન થવાની સુરતમાં તેમને કાંઈ નહીં મળે. (૨) બીજી રીત એ છે કે, વહીવટીતંત્ર યુનીટ હોલ્ડરોના વકીલ તરીકે કામ કરે, તો તેમને તેમની સેવાઓની નક્કી થયેલ ફીસ મળશે. તે મહીના કે વર્ષ જે પ્રમાણે નક્કી થાય તે પ્રમાણે આપવાની રહેશે. કંપનીના પરિચયપત્રમાં સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવે કે વહીવટીતંત્ર સાથે આ પ્રમાણે નફો કે પગાર નક્કી થયો છે.

**ઈજારા (ભાડા) ફંડ :**

ઈસ્લામી ફંડની એક બીજી રીત ઈજારા ફંડ પણ થઈ શકે છે. ઈજારાનો અર્થ ''ભાડેથી આપવુ'' આગળ એનું વર્ણન સવિસ્તર આવી ચૂક્યુ છે. આ ફંડમાં લોકોની ભેગી થયેલ રકમને જમીન, મકાન, મોટરગાડીઓ અને બીજા સરસામાન ખરીદવા માટે વાપરવામાં આવે છે. જેથી તેમને ભાડેથી આપવામાં આવે. આ સામાનોનો માલિક ફંડ જ રહે છે અને વાપરનારથી ભાડુ લેવામાં આવે છે. આ ભાડુ ફંડની આવકનું સાધન છે. જે રોકાણકારોમાં *(Subscribers)* તેમના ભાગ પ્રમાણે વહેંચવામાં આવે છે. દરેક હિસ્સેદારને એક સર્ટિફિકેટ આપવામાં આવે છે. જે ભાડેથી આપેલ સામાનમાં તેની માલિકીની સાબિતી હોય છે, અને આવકમાં તેના ભાગીદાર હોવાની ચોક્કસતા સાબિત કરે છે. આ સર્ટિફિકેટને અરબીમાં ''સક'' અને બહુવચન તરીકે ''સુકૂક''કહેવામાં આવે છે. આ ''સુકૂક'' રોકાણકારની જાહેરી અને ભૌતિક સરસામાનમાં માલિકીનું પ્રતિનિધિત્વ કરે છે. પૈસા (લિકવિડ)નું પ્રતિનિધિત્વ

કરતા નથી. માટે તે માર્કેટમાં સંપૂર્ણ રીતે વેચવાને લાયક છે. અને પેટા બજારોમાં તેની લે-વેચ થઈ શકે છે. જે વ્યક્તિ આ "સુકૂક" ખરીદે છે, તે આ સામાનોમાં વેચનારની જગ્યાએ તેનો માલિક બની જાય છે. અને આ બાબતને લગતી તેની બધી જ જવાબદારી સંભાળવાનો જવાબદાર બની જાય છે. આ "સુકૂક"ની કિંમત બજારની શક્તિઓ, માંગ અને પહોંચના આધારે નક્કી થાય છે.

છતાં આ વાત ધ્યાનમાં રાખવી જરૂરી છે કે, ઈજારા (લીઝીંગ)ના બધા જ કરારો શરઈ કાયદા પ્રમાણે હોવા જરૂરી છે. જે વર્તમાન ફાયનાન્સીયલ લીઝથી અલગ છે. તેમનું વર્ણન પણ વિગતવાર આવી ગયુ છે. છતાં અમૂકનું ટૂંકમાં વર્ણન કરવામાં આવે છે.

(૧) ભાડેથી આપેલ સામાન વાપરવાનો હક્ક રાખે છે (અર્થાત્ વાપરવા માટે છે). માટે ભાડુ ત્યારથી વસૂલ કરવામાં આવે, જ્યારે વાપરવાનો હક્ક ભાડૂતને આપવામાં આવે.

(૨) ભાડેથી આપેલ સામાન એ પ્રકારનો હોય કે તેનો હલાલ અને જાઈઝ વપરાશ શક્ય હોય.

(૩) ભાડે આપનારની માલિકી બાકી હોવાને લઈ બધી જ જવાબદારી ભાડે આપનારની રહેશે.

(૪) ભાડા કરાર થતાં જ ભાડુ નક્કી થઈ જવુ જોઈએ. અને બન્નેવ પક્ષકારોને તેની જાણ પણ થવી જરૂરી છે.

ફંડના આ પ્રકારમાં વહીવટકર્તા લોકો રોકાણકારોના વકીલ તરીકે કામ કરશે. અને તેમને તેમની સેવાઓના બદલામાં ફીસ (પગાર) આપવામાં આવશે. વહીવટકર્તા લોકોની ફીસ ચોક્કસ રકમ અથવા વસૂલ કરેલ ભાડાના અમૂક ટકા પણ નક્કી થઈ શકે છે.



**ચીજ-વસ્તુઓ *(Commodity Fund)*નો ફંડ :**

ઈસ્લામી ફંડની એક સુરત વસ્તુઓનો ફંડ પણ થઈ શકે છે. આ પ્રકારના ફંડમાં જમા થયેલ રકમ વિવિધ વસ્તુઓની ખરીદી માટે વાપરવામાં આવે. જેથી તેને વેચી શકાય. અને જે નફો આવે તે ફંડની આવક ગણાશે. જે રોકાણકારો *(Subscribers)*માં તેમની રકમ પ્રમાણે વહેંચવામાં આવે.

આ ફંડને શરઈ દષ્ટિએ લાયક ઠેરવવા માટે જરૂરી છે કે, વેપારને લગતા શરઈ કાયદાઓનો સંપૂર્ણ રીતે ખ્યાલ રાખવામાં આવે.

(૧) જેમકે વેચવામાં આવી રહેલી વસ્તુ વેચતી વખતે વેચનારની માલિકીમાં હોય. માટે શોર્ટ સેલમાં અમૂક લોકો પોતાની માલિકીમાં વસ્તુ આવતા પહેલા વેચી આપે છે. તે શરઈ દષ્ટિએ જાઈઝ નથી.

(૨) ભવિષ્ય સબંધિત વેચાણ *(Forward Sale)* સલમ અને ઈસ્તિસ્નાઅ સિવાયના વેપારમાં જાઈઝ નથી.

(૩) જે વસ્તુનો વેપાર થાય તે હલાલ હોય. માટે દારૂ, ડુક્કર અને બીજી હરામ વસ્તુઓનો વેપાર જાઈઝ નથી.

(૪) વેચનારનો તે વસ્તુ ઉપર જાહેરી અથવા આંતરિક કબ્ઝો હોવો જરૂરી છે.

(૫) આ વસ્તુની કિંમત નક્કી હોય. અને બન્નેવ પક્ષકારોને તેની જાણકારી હોય. જે કિંમત નક્કી ન હોય અથવા ચોક્કસ ન હોય અથવા કોઈ અચોક્કસ બનાવથી સબંધિત હોય તો તેનાથી વેપાર ફાસિદ થઈ જાય છે.

આ શર્તો તથા બીજી શર્તો જેનું આ પુસ્તકના બીજા પ્રકરણોમાં વિગતવાર વર્ણન છે, તે બધાને ધ્યાનમાં રાખી સમજી શકાય છે કે, ફાઈનાન્સીયલ બજારમાં ભવિષ્યની લે-વેચ *(Forward Sale)*ના

જે સોદાઓ થાય છે, તે ઈસ્લામી શર્તો પ્રમાણે સહીહ નથી. હાં, ચોક્કસ સોદાઓ થતા હોય તો વસ્તુઓનો ફંડ *(Commodity Fund)* સ્થાપી શકાય છે. આ પ્રકારના ફંડના યુનિટની લે-વેચ પણ થઈ શકે છે. પરંતુ શર્ત એ કે હંમેશા ફંડની માલિકીમાં અમૂક વસ્તુઓ હોય.



# વર્તમાન અર્થતંત્રમાં ઈસ્લામી સુધારાઓ

(૧) મશીનરી, ફેક્ટરી, ઉદ્યોગ વગેરેમાં જે ઈજારાદારીઓ પ્રચલિત છે, તે બધાને બંધ કરી ખુલ્લી માર્કેટ સ્પર્ધાનું વાતાવરણ પેદા કરવામાં આવે. જેથી નાજાઈઝ નફાખોરી બંધ થાય. ઉદ્યોગીય ઈજારાદારીને લઈ અમૂક લોકોની મોનોપોલી સામાન્યજનોને નુકસાન કરે છે. મોંઘવારીનું મુખ્ય કારણ પણ આ ઈજારાદારીઓ જ છે.

(૨) મુખ્ય ઉદ્યોગો જેમકે રેલ્વે, વિમાનો, સ્ટીમ્બરો, પોલાદ, પેટ્રોલ વગેરે સરકાર પોતાના હસ્તક સ્થાપે. અને તેમાં ઓછી આવકવાળા લોકોને તેના શેર વેચવામાં આવે.

ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવાની જગ્યાએ આ રીતે વધારે નફાકારક છે. કારણકે રાષ્ટ્રીયકરણ કરવાથી ગરીબોની માલિકીમાં ઉદ્યોગો આવતા નથી, બલ્કે સરકારી ઓફીસરોનો જ કબ્ઝો રહે છે. તેની જગ્યાએ ગરીબોને સીધા ઉદ્યોગોના શેર આપવાથી તેમાં માલદારો તથા સરકારી ઓફીસરોનો કબ્ઝો રહેશે નહીં.

(૩) વ્યાજુ વ્યવહાર સદંતર બંધ કરી શિરકત (ભાગીદારી) તથા મુઝારબતના નિયમો આધારિત વ્યવસ્થા કરવામાં આવે.

વ્યાજુ વહેવારને લઈ ગરીબ તથા સામાન્ય લોકોની બચતોમાંથી અમૂક માલદારો પોતાના ધંધાઓ માટે લોન લઈ મોટા-મોટા કારોબાર ચલાવે છે. અને સામાન્યજનોને મામૂલી રકમ વ્યાજના સ્વરૂપમાં મળે છે. આ ધનીકો ગરીબોના પૈસાથી જ બજારોના માલિક બની જાય છે. અને ધંધાઓની મોનોપોલી એમના કબ્ઝામાં રહે છે. એ જ્યારે ચાહે ત્યારે ભાવો વધારી આપે છે. બનાવટી દુકાળ અને મોંઘવારી સર્જી શકે છે. અને અંતે ગરીબોને આપેલુ મામૂલી

વ્યાજ પણ પાછા પોતાના કબ્ઝામાં લઈ લે છે.

ઈસ્લામી અર્થતંત્રમાં ભાગીદારીના ધંધામાં બેંકમાં રૂપિયા જમા કરાવનાર દરેક વ્યક્તિને તેના રોકાણના પ્રમાણમાં નફો મળશે. તેના બે ફાયદાઓ થશે. એક એ કે બજાર ઉપરથી અમૂક માલદારોનો કંટ્રોલ ખતમ થઈ જશે. તેને લઈ વસ્તુની કિંમતો સસ્તી થશે, મોંઘવારી ઉપર કંટ્રોલ થશે. બીજી તરફ નફાના હિસ્સેદાર વધારે થશે અને મોટા મોટા ધંધાઓનો સારો નફો બેંકો મારફતે વધુથી વધુ સામાન્ય લોકો સુધી પહોંચશે. જેને લઈ રૂપિયો માર્કેટમાં વધુથી વધુ ચક્કર લગાવશે.

(૪) **સટ્ટાબાજી :** ચીજ-વસ્તુઓની મોંઘવારી તથા સંગ્રહખોરીનું એક મોટુ કારણ સટ્ટો છે. માલ હજુ બજારમાં આવ્યો નથી, ત્યાર પહેલા તેના ઉપર ઘણા બધા સોદા થઈ જાય છે. એક વેપારી માલનો ઓર્ડર આપી માલ રવાના કરતા પહેલા તે બીજાને વેચી દે છે. બીજો ત્રીજાને અને ત્રીજો ચોથાને વેચી દે છે. જેને લઈ બજારમાં પહોંચતા પહેલા તેના ઉપર કંઈ કેટલા સોદા થઈ જાય છે. જેને લઈ બજારમાં પહોંચતા તે વસ્તુ ઘણી મોંઘી થઈ જાય છે. આ બધો નફો સટ્ટાખોર લોકો ઉઠાવી લે છે. અને સામાન્યજનોના ગજવા ખાલી થઈ જાય છે.

ઈસ્લામમાં કબ્ઝા પહેલા વસ્તુ બીજાને વેચવી જાઈઝ નથી. માટે ઈસ્લામી અર્થતંત્ર સૌપ્રથમ સટ્ટા ઉપર પ્રતિબંધ લગાવે છે. જેને લઈ વસ્તુઓ સસ્તી મળે છે. અને માર્કેટ ઓપન હોય છે, જેને લઈ સંગ્રહખોરીનો ભય રહેતો નથી.

(૫) **લોટરી-વીમા સીસ્ટમ વગેરે હારજીતના સોદાઓ :** વીમાની પૂરી સીસ્ટમ જુગાર આધારિત છે. તે સિવાય ઘોડાઓની રેસ, ચીઠ્ઠીઓ ખોલવી, માટલા, આંકડાની રમતો, નવા નવા

પ્રકારની લોટરીઓ, ખેલોની સીઝન ટીકીટો આ બધી જ લોટરી અને જુગારની સીસ્ટમો ગરીબોની મહેનત મજૂરીની કમાઈ ઉપર કબ્ઝો કરી લે છે. ગરીબ માણસ રાતોરાત માલદાર થવાના સ્વપ્નો જોઈને પોતાની કમાણી આ લોકોને ભેટ ધરી દે છે.

વીમા કંપનીઓની ભેગી થયેલ મોટી મોટી રકમોથી સૌથી વધુ ફાયદો મોટા મોટા માલદારોને પહોંચે છે. જે રોજ રોજ નવા-નવા અકસ્માતોના બહાને રકમો વસૂલ કરતા રહે છે. અને ગરીબને બિચારાને તેનાથી ફાયદો ઉઠાવવાનો મોકો ઓછો મળે છે.

ઈસ્લામી અર્થતંત્રમાં તેની જગ્યાએ એવી સોસાયટીઓ અને અંજુમનો સ્થાપવામાં આવશે, જે વ્યાજ તથા જુગાર વગેરેથી સંપૂર્ણ પાક હોય. જેનાથી ગરીબ સામાન્ય-જનોને વધુથી વધુ ફાયદો થાય.

(૬) સંગ્રહખોરી અને ચોરી ઉપર ઈસ્લામી અર્થતંત્રમાં શારિરીક સજા નક્કી કરવામાં આવશે. જેથી સંગ્રહખોરો બધો જ સામાન બજારમાં લાવવા મજબૂર થશે.

(૭) લાયસન્સ અને પરમિટની વર્તમાન સીસ્ટમ પણ ધંધાકીય મોનોપોલી માટે મદદગાર સાબિત થાય છે. જે મોટા મોટા ધનિકોને રાજકીય ભ્રષ્ટાચાર અને સગાવાદને લઈ મોટા મોટા લાયસન્સ અપાવે છે. આને લઈ મોંઘવારી વધે છે અને નાના રોકાણકારો માટે માર્કેટનો રસ્તો બંધ થઈ જાય છે. વેપારને આ પ્રકારની અત્યાચારી રીતોથી સ્વતંત્ર કરી દેવામાં આવે તો આપમેળે વસ્તુઓ સસ્તી થઈ જશે.

(૮) કર્મચારીઓના પગારોની વ્યવસ્થામાં અન્યાયપૂર્વક અસમતુલાને લઈ ઘણો મોટો ફર્ક પડી જાય છે. આ ફર્ક અને

તફાવતને વ્યવસ્થિત પ્રમાણમાં કરવો જરૂરી છે.

(૯) મજૂરોને તેમની મજૂરી ઘણી ઓછી મળે છે. એક સામાન્ય મજૂરને દિવસભર કામ કર્યા બાદ પણ તેના કુટુંબના નિર્વાહ માટે રોઝી-રોટી મળતી નથી. ઈસ્લામી અર્થતંત્રમાં ગર્વમેન્ટને અધિકાર છે કે, મજૂરીનું એટલે પ્રમાણ નક્કી કરે, જેમાં મજૂરને તેની મહેનતનું વ્યવસ્થિત ફળ મળી શકે. અને ઔદ્યોગિક વ્યવસ્થા માટે પણ અમલને પાત્ર હોય. તેના માટે મજૂરો, મજૂરી માટે લેનાર કોન્ટ્રાકટરો-માલિકો અને સરકારના પ્રતિનિધિઓનું સંયુક્ત બોર્ડ રચવામાં આવે. જે સમય-સંજોગો પ્રમાણે મજૂરીના ભાવમાં ફેરફાર કરવાનો અધિકાર ધરાવતુ હોય.

(૧૦) **મજૂરોને માલિકી હક્કો આપવા :** કારખાના, ફેકટરી અથવા બીજા ઉદ્યોગોના માલિકો સાથે ગર્વમેન્ટ આ શર્ત પણ કરી શકે છે કે, તે મજૂરો-કર્મચારીઓને કોઈ ખાસ કામ કરવાને લઈ અથવા ઓવરટાઈમના બદલામાં રોકડ બોનસ આપવાની જગ્યાએ અમૂક શેરના માલિક બનાવે, જેથી તે પણ કારખાનામાં હિસ્સેદાર બને.

મજૂરોના પગારનો વધારો ત્યારે જ સારા પરિણામ આપી શકશે, જ્યારે કે ઉદ્યોગીય મોનોપોલી ખતમ કરવાની સાથે ઉપર જણાવેલ પગલાં પણ ભરવામાં આવે. નહીં તો પગાર વધારાની સાથે જીવન જરૂરીયાતની વસ્તુઓમાં ભાવ વધારો થશે અને માલદારો ગરીબોને એક હાથે આપી બીજા હાથે વસૂલ પણ કરી લેશે. અને મજૂરોની પારાવાર મુશ્કેલીઓનો અંત જ આવશે નહીં.

(૧૧) **ખેડૂતોને યોગ્ય વળતર આપવું :** મજૂરોની યોગ્ય મજૂરીની જેમ ઈસ્લામી અર્થતંત્રમાં ખેડૂતો માટે ખેડાણની ઓછી

કિંમતો નક્કી કરવામાં આવે, જેને લઈ તેમની મહેનત-મજૂરીનું યોગ્ય વળતર પણ મળે અને તેમની જીવન જરૂરીયાત પણ પૂરી કરી શકે.

(૧૨) જમીનદારો તરફથી ખેડૂતોનું શોષણ થાય છે. અને તેમાં ફાસિદ તથા અત્યાચારી શર્તો નક્કી કરવામાં આવે છે. તે ઈસ્લામમાં જાઈઝ નથી. ઈસ્લામી અર્થતંત્રમાં કાનૂની રીતે તેને રોકવામાં આવશે. અને ગર્વમેન્ટ ખેડાણની જગ્યાએ ગણોતે (ભાડુતી) આપવાનો કાયદો લાગુ પાડે તથા ગણોત પણ ગર્વમેન્ટ તરફથી જમીન પ્રમાણે નક્કી કરવામાં આવે.

(૧૩) **વેરાન જમીનો આબાદ કરવી :** જે જમીનો જંગલોમાં વેરાન પડતર પડેલી છે, તેને જે માણસ ખેડવાને લાયક બનાવી તેને આબાદ કરે તેને જમીનના માલિક તરીકેના હક્કો આપવાને ઈસ્લામમાં ''ઈહયાએ અમવાત'' અર્થાત્ મૃત જમીનને ખેતી લાયક બનાવી ખેતી પકવવી કહેવામાં આવે છે. આ પ્રમાણેનો કાયદો બનાવી ગરીબ મજૂરો, ખેડૂતોને તેમના માલિક બનાવવામાં આવે, જેથી તેમનું ગુજરાન પણ થાય અને દેશમાં અનાજનું ઉત્પાદન વધે.

(૧૪) **જમીન ગીરો રાખવાની વ્યાજુ રીતો ખતમ કરવી :** જમીનોને ગીરો રાખવાના જેટલા વ્યાજુ વહેવારો થાય છે, તેને સદંતર બંધ કરવામાં આવે. અને જે જમીનોને માલદારો તરફથી ગરીબોના શોષણરૂપે પોતાના કબ્ઝામાં કરી લેવામાં આવી હોય, તેને છોડાવી તેના અસલ માલિકોને પાછી આપવામાં આવે. અને આટલા વર્ષો સુધી ગરીબ ખેડૂતને કર્જ આપી (તેના વળતરરૂપે જેટલી ખેતી કરી હોય) તેનું ભાડુ નક્કી કરી તે કર્જમાંથી બાદ કરવામાં આવે. અને જો ભાડુ વધારે થતુ હોય તો માલદાર પાસેથી તે વધારાની નીકળતી રકમ તથા તેના ખેતરો તેને પાછા અપાવવા જોઈએ.

(૧૫) વારસા વહેંચણીની વ્યવસ્થાને પ્રોત્સાહન આપવુ અને મોટા સંયુક્ત કુટુંબો તથા જાગીરદારો, કંપનીવાળા વગેરેમાં વર્ષો સુધી મિલ્કતની વહેંચણી થતી નથી. જેને લઈ સાચા વારસ-દારોને તેમની મિલ્કત મળતી નથી. ઈસ્લામી અર્થતંત્રમાં આવી જમીનો-જાગીરોની તેહકીક માટે કમીશન બનાવી જલ્દીથી તેનું નિરાકરણ લાવી તેના શરઈ હકદારોને હક્ક આપવો.

(૧૬) મિલ્કત ટ્રાન્સફરના કાયદાઓને સરળ બનાવવા પણ ઈસ્લામી અર્થતંત્રનો એક ભાગ છે. જેથી વારસદારોને જલ્દી તેમની મિલ્કત મળી જાય. કાનૂની ગુંચમાં મિલ્કતો અટવાય ન જાય.

(૧૭) ખેડૂતો માટે વ્યાજ વગરના કર્જની વ્યવસ્થા કરવી; તથા ખેતી માટેના ઓજારો, મશીનરી, બિયારણ અને ખાતર વગેરે વ્યાજ વગર ઓછા દરનો નફો નક્કી કરી તેમને આપવા.

(૧૮) ઈસ્લામમાં ગામડાના ખેડૂત અને શહેર કે મોટા ગામડાના વેપારી વચ્ચે દલાલો અને *(Middle Men)*ના માધ્યમને પસંદ કરવામાં આવ્યા નથી. વચલા માધ્યમોને લઈને ખેડૂતોને સારો ભાવ મળતો નથી અને વેપારીને પણ દલાલીને લઈ અનાજ મોંઘુ મળે છે. માટે આ સીસ્ટમને બદલી અથવા કાયદેસર બજારો *(Organised Masleites)* મોટી સંખ્યામાં સ્થાપે. જ્યાં પોતે ખેડૂત જઈને અનાજ વેચી શકે.

(૧૯) ખાધાખોરાકીના ઈસ્લામી નિયમોને સંપૂર્ણ રીતે લાગુ પાડવામાં આવે. જેમાં બાલ-બચ્ચા સહિત નજીકના સગા-સબંધીઓની જવાબદારી કુટુંબના માલદારોને સોંપવામાં આવી છે. તેને કાનૂની નિયમ બનાવી અનાથો, વિધવાઓ, બીમારો અને વિકલાંગોની રોજી રોજગારનો બંદોબસ્ત કરવામાં આવે.

(૨૦) મહાન ઈસ્લામી ફર્ઝ ઝકાતની અદાયગી બાબતે ચોકસાઈ

રાખવામાં આવે. માલદાર લોકોને તેમના સોના, ચાંદી, મિલ્કત, જાનવરો વગેરેની ઝકાત અદા કરવાની પ્રેરણા આપવામાં આવે. અને ગર્વમેન્ટ તેની નિગરાની રાખે કે લોકો વ્યવસ્થિત ઝકાત અદા કરે.

(૨૧) દેશના દરેક નાગરિક માટે રોજગારની તકો શોધવી અને તેની વ્યવસ્થા કરવી પણ ગર્વમેન્ટની જવાબદારી છે. અમૂક સંજોગોમાં બેરોજગાર વ્યક્તિ માટે બેકારી એલાઉન્સ પણ નક્કી કરવામાં આવે.

(૨૨) ગર્વમેન્ટ તરફથી એક ફંડ કાયમ કરવામાં આવે, જેમાં લોકો પોતાના દાન-ખયરાત વગેરે જમા કરાવે. અને તે ફંડને કારોબારમાં લગાવી તેનાથી જે નફો થાય તેનાથી સસ્તા દરે ગરીબોના મકાન, હોસ્પિટલો વગેરે પબ્લિક કામોમાં વાપરી શકાય.

(૨૩) સરકારી ખજાનાનો દુરૂપયોગ ન થાય તેની કાળજી રાખવી જરૂરી છે. માટે કરકસર કરી બેકાર ફુઝૂલખર્ચાઓ (ઉત્સવો, ભવ્ય જલસાઓ વગેરે) કરી સરકારી મશીનરીનો ખોટો ઉપયોગ કરવાથી અટકવુ જોઈએ. વ્યક્તિગત ખર્ચાઓ કરતાં સરકારી ખર્ચાઓનો ગુનોહ વધી જાય છે. જ્યારે કે સૌથી વધુ ફુઝૂલખર્ચાઓ સરકારી તથા વકફ પ્રોપર્ટીઓમાં જ થાય છે.

(૨૪) હરામ વસ્તુઓની આયાત-નિકાસ બંધ કરવી જરૂરી છે. દારૂ, ફિલ્મો અને બીજી હરામ વસ્તુઓ તથા સમાજમાં દૂષણો પેદા કરનાર વસ્તુઓની આયાત ઉપર કરોડો રૂપિયાનો ધુમાડો થાય છે.

(૨૫) ભ્રષ્ટાચાર ઉપર રોક લગાડવી વહીવટીતંત્રની સૌથી પહેલી જવાબદારી છે. અને આજે સૌથી વધુ દૂષણ સરકારી ખાતા-

ઓમાં ભ્રષ્ટાચારનું જ છે. કોઈ નાનુ મોટુ કામ ભ્રષ્ટાચાર વગર થતુ નથી. જેને લઈ લોકોને પારાવાર નુકસાનો થાય છે. આર્થિક, સામાજિક કોઈ કામ તેના વગર થતુ નથી. લોકોને ન્યાય પણ મળતો નથી. પૈસાની બોલબાલા છે. માટે ઈસ્લામી અર્થતંત્રમાં સૌથી વધુ આ બાબત ઉપર મહત્વ આપવામાં આવ્યું છે. અને ભ્રષ્ટાચારીની સજા ઘણી આકરી નક્કી કરવામાં આવી છે.

(૨૬) અદાલતો અને ન્યાયિક સંસ્થાઓનું માળખુ સદંતર બદલાય ગયુ છે. જેને લઈ ગરીબ માણસ ઉપર અત્યાચારો થાય છે. ન્યાયિક પ્રક્રિયા એટલી જટીલ પણ છે કે, વર્ષો સુધી તેના ચૂકાદાઓ આવતા નથી. આ બાબતો પણ લોકોનું આર્થિક શોષણ કરે છે.

(૨૭) લેબરોને લગતા બધા જ કાનૂનનું કાયદામાં વર્ણન છે. પરંતુ કારખાના, ફેક્ટરીઓમાં જઈ તપાસવામાં આવે તો ખબર પડશે કે ત્યાં હવા-ઉજાસ, સફાઈ વગેરે બાબતોનો ખ્યાલ રાખવામાં આવતો નથી. અને મજૂરોના સ્વાસ્થ્ય પ્રત્યે બેદરકારી બલ્કે તેમના જીવન સાથે અગનખેલ ખેલવામાં આવે છે. ભોપાલની ગેસ દુર્ઘટના આપણી સમક્ષ છે.

(૨૮) ઈસ્લામી અર્થતંત્રમાં મહત્વનો મુદ્દો કરકસર કરવી અને ખોટા ખર્ચાઓથી દૂર રહેવુ છે. યુરોપિય સંસ્કૃતિ-કલ્ચરને અપનાવી આપણે આપણા જીવનધોરણને ઘણા ખોટા ખર્ચાઓ કરી અઘરૂ બનાવી આપ્યુ છે. જેને લઈ આપણે માનસિક રીતે પરેશાન રહીએ છીએ. સાદુ જીવન જીવવામાં જે મજા છે, તથા તેમાં માનસિક અને સ્વાસ્થિક શાંતિ છે, તે આપણા આ જીવનમાં નથી. માટે જ્યાં સુધી જીવનમાં ખોટા ભપકાઓ અને બનાવટી મોટાઈથી આપણે મુક્ત નહીં થઈએ, ત્યાં સુધી માનસિક તાંણથી પણ મુક્ત થઈશું નહીં.

# ❊ ઈસ્લામી બેંકીંગ ❊

**બેંક ડિપોઝીટ (થાપણ)ના શરઈ અહકામ :**

બેંક ડિપોઝીટના મુખ્યત્વે ચાર પ્રકાર છે : (૧) ચાલુ ખાતુ *(Current Account)* (૨) ફિક્સ ડિપોઝીટ *(F.D.)*(૩) બચત ખાતુ *(Saving Account)* (૪) લોકર સેવા *(Locker Service)*. આ ચાર પ્રકારો વિશે થોડી ચર્ચા કરી લઈએ.

**(૧) ચાલુ ખાતુ *(Current Account)* :**

ચાલુ ખાતામાં ખાતેદાર પોતાની રકમ એ રીતે જમા કરાવે છે કે, એ જ્યારે ઈચ્છે ત્યારે પોતાની રકમ ખાતામાંથી ઉપાડી શકે. એમાં ખાતેદારને પૂરો ઈખ્તિયાર હોય છે. ખાતેદારની માંગણી પર બેંક એ રકમ તરત જ પરત કરવા બંધાયેલી છે. અને એના પર ખાતેદારને કોઈ નફો કે વ્યાજ આપવામાં આવતું નથી. આ પ્રકારની થાપણ *(Deposit)*નો શરઈ હુકમ આ છે કે બેંકમાં નાણાં મૂકવા જો અનિવાર્ય થઈ જાય તો અલ્લામા તકી ઉસ્માની સાહેબના કથન અનુસાર જરૂરિયાતની તિવ્રતા જોઈને જાઈઝ ઠેરવવામાં આવશે. જરૂરત વગર બેંકના આ ખાતામાં આ રીતે નાણા મૂકવા ‘‘મકરૂહે તન્ઝીહી’’ ગણાશે. સદંતર હરામ નહિ ગણાય. જો કે કેટલાક ઉલમાએ કિરામના મતે હરામ છે, પણ પહેલુ કથન વધારે રાજેહ (પસંદગી યોગ્ય) જણાય છે. (ફિકહી મકાલાત)

**(૨) બાંધી મુદતની થાપણ *(Fixed Deposit)* :**

નિશ્ચિત સમયમર્યાદા માટે બેંકમાં ગેરન્ટેડ વ્યાજ પર રકમ જમા કરાવવાને ‘‘ફિક્સ ડિપોઝીટ’’ કહેવામાં આવે છે. એની કોઈપણ સંજોગોમાં મુસલમાનોને છૂટ આપી શકાય એમ નથી. બિલ્કુલ નાજાઈઝ છે. *(ફિકહી મકાલાત, ભાગ-૩)*

**(૩) બચત ખાતુ *(Saving Account)* :**

બચત ખાતામાં અનિશ્ચિત મુદત માટે રકમ જમા કરાવવામાં

આવે છે. અને બેંકના નીતિ-નિયમો અનુસાર ખાતેદાર ગમે ત્યારે રકમ ઉપાડી શકે છે. અને બેંક તેને લાગુ પડતા દરે જમા રકમ પર વ્યાજ આપે છે. આ સ્વરૂપ પણ કોઈપણ રીતે જાઈઝ નથી. *(ફિકહી મકાલાત)* પરંતુ રકમની સુરક્ષા માટે આ ખાતામાં જમા કરાવવી એ શર્તે જાઈઝ છે કે, તેમાં મળતુ વ્યાજ પોતે ન વાપરે, કોઈ ગરીબને સવાબની નિય્યત વગર આપી દે.

**(૪) લોકર સેવા *(Lockers Service)* :**

બેંકની ખાસ ગ્રાહકો માટેની અલગ-અલગ તિજોરીઓ *(Lockers)*માં નિર્ધારિત ભાડુ ચૂકવીને પોતાની મૂલ્યવાન ચીજ-વસ્તુઓ, ઘરેણાં, જરૂરી દસ્તાવેજો વગેરે સુરક્ષા માટે મૂકવામાં આવે છે. આ પદ્ધતિ જરા પણ વાંધાજનક નથી, શરીઅતની રૂએ જાઈઝ છે. *(ફિકહી મકાલાત : ૩/૧૩-૧૪)*

**વ્યાજુ બેંકીંગની વૈકલ્પિક વ્યવસ્થા :**

વર્તમાન બેંકીંગ વ્યવસ્થા સંપૂર્ણપણે વ્યાજુ સિસ્ટમ ઉપર આધારિત છે. જો વ્યાજને સમાપ્ત કરવામાં આવે તો બેંકીંગ વ્યવસ્થા કેવી રીતે ચલાવવી અને તેનો હલ શું શોધવો ? આ બાબતે ઈસ્લામી હલ બતાવવામાં આવ્યા છે, તેનું વર્ણન કરવામાં આવે છે. આ બાબતે અમૂક બુન્યાદી વાતો જાણવી જરૂરી છે.

(૧) વ્યાજુ બેંકીંગના વિકલ્પ શોધવાનો મતલબ એ નથી કે વર્તમાન પ્રચલિત બેંકો જેટલા કામો જે પ્રકારે કરી રહ્યા છે, તે બધા જ કામો વત્તા-ઓછા અંશે ઈસ્લામી બેંકોમાં પણ થાય. કારણ કે જો વર્તમાન બેંકીંગ અને ઈસ્લામી બેંકીંગમાં કોઈ ફર્ક ન હોય તો પછી વિકલ્પનો કોઈ અર્થ રહેતો નથી. બલ્કે વિકલ્પનો અર્થ એ કે વર્તમાન વેપારમાં જે વસ્તુઓની મહત્વતા અને જરૂરત તથા ફાયદાઓ છે, તેને પ્રાપ્ત કરવા ઈસ્લામી નિયમોમાં સંશોધન કરી (ઈસ્લામી હેતુઓ પ્રમાણે) જે શરઈ

રીતે સહીહ હોય તેને અપનાવવા જાઈઝ છે. અને જે શરઈ રીતે કોઈપણ પ્રકારે જાઈઝ ન હોય તેને છોડવા જરૂરી છે.

(૨) ઈસ્લામમમાં વ્યાજની મનાઈને લઈ પૈસાની વહેંચણીનો અસર સમગ્ર અર્થવ્યવસ્થા ઉપર તેનાથી વિપરિત રહેશે, જે વર્તમાન બેંકોને લઈ માનવસમાજ ઉપર પડી રહ્યો છે. માટે વર્તમાન બેંકોથી જે લોકોને જે પ્રકારનો ફાયદો થઈ રહ્યો છે, ઈસ્લામી બેંકીંગમાં પણ તેમને તે જ પ્રકારનો ફાયદો થવો જરૂરી નથી. બલ્કે ઈસ્લામી ન્યાયિક પધ્ધતિને લઈ તેમાં ન્યાય અને સચ્ચાઈ આધારિત વહેંચણી થશે. જેમાં દરેકને ફાયદો તથા નુકસાન સરખે ભાગે રહેશે.

(૩) વર્તમાન બેંકો લોકોની બચતો ભેગી કરી રોકાણકારોને વ્યાજુ આધારે લોન તરીકે આપે છે. અને તે લોકો ધંધામાં લગાડી તગડો નફો પ્રાપ્ત કરી લે છે. એની તુલનામાં સામાન્ય બચતો-વાળાઓને નાની સરખી રકમ વ્યાજ સ્વરૂપે પરત મળે છે. અને તેમને માલદાર થવાના ચાન્સો ઓછા હોય છે.

વર્તમાન બેંકો ફક્ત એક સંસ્થા સ્વરૂપે છે. જે ફક્ત રૂપિયાની લેવડદેવડ કરે છે. તેને આનાથી કોઈ લેવાદેવા નથી કે જે કારોબાર થઈ રહ્યો છે, તેનો નફો કેટલો છે ? અને તેનાથી કોને નફો અને કોને નુકસાન થઈ રહ્યું છે.

ઈસ્લામી નિયમોનુસાર બેંકો ફક્ત એક પૈસાની લેવડદેવડ કરતી સંસ્થા સ્વરૂપે કાયમ રહી શકતી નથી. તેની જગ્યાએ બેંકને એક વેપારિક સંસ્થા બનવુ પડશે, જે લોકોની બચતો જમા કરી તેને ડાયરેક ધંધામાં લગાડે. અને આ બચતોના રોકાણકાર તેના કારોબારમાં ભાગીદાર બને. તથા તેમનો નફો-નુકસાન ધંધાના નફા-નુકસાન સાથે સબંધિત હોય.

માટે વ્યાજુ બેંકીંગની જગ્યાએ ઈસ્લામી બેંકીંગમાં આ

ફેરફારથી કોઈ વાંધો ન ઉઠાવવો જોઈએ કે તે વેપારી સંસ્થા બની ગઈ. કારણકે તેના વગર વૈકલ્પિક (બિન વ્યાજુ) વ્યવસ્થા શક્ય નથી. અને સદીઓથી ચાલી રહેલી એક વ્યવસ્થાની જગ્યાએ બીજી વ્યવસ્થા જારી કરવા માટે અમૂક મુશ્કેલીઓ અને અડચણો તો બધી જ બાબતોમાં આવે છે. પરંતુ સારા પરિણામ લાવવા માટે આ પ્રકારની તકલીફોથી ગભરાય જવાની જરૂર નથી.

**બેંકીંગની ઈસ્લામિક પધ્ધતિ :**

બેંકીંગનો સબંધ બેતરફી હોય છે. એક તરફ બચતકારો છે, તો બીજી તરફ તે લોકો છે, જેમને બેંક પૈસાનું ધિરાણ કરે છે. બન્નેવ પ્રકારના લોકોથી અલગ-અલગ પ્રકારનો સબંધ હોવાને લઈને બન્નેવ વિશે ચર્ચા કરવી આવશ્યક છે.

**બેંક અને ડિપોઝીટરનો સબંધ :**

વર્તમાન બેંકીંગમાં જે રકમો રાખવામાં આવે છે, તેને બેંકોની પરિભાષામાં અમાનત (અનામત) કહેવામાં આવે છે. પરંતુ ઈસ્લામી નિયમોનુસાર તે હકીકતમાં કર્ઝ હોય છે. જો બેંકોને ઈસ્લામી પધ્ધતિથી ચલાવવામાં આવે તો "અમાનતદારો" સાથે બેંક શિરકત અથવા મુઝારબતનો સોદો કરે. આ રીતે તે રકમો કર્ઝ નહીં ગણાશે, બલ્કે રકમો આપનાર (બચતકાર) રબ્બુલ્માલ અને બેંક મુઝારિબ બનશે, અને લગાવેલ મૂડી રઅસુલ્માલ કહેવાશે. જેના ઉપર બેંક અમૂક ચોક્કસ ટકાથી નફો આપવાની પાબંદ રહેશે નહીં, બલ્કે જે નફો થશે તે નક્કી થયેલ ટકાવારી પ્રમાણે વહેંચાશે.

કરન્ટ એકાઉન્ટમાં જેમ ડિપોઝીટરને વ્યાજ મળતુ નથી, ઈસ્લામી પધ્ધતિમાં પણ તેને કાંઈ નફો મળશે નહીં, અને કરન્ટ એકાઉન્ટમાં જમા રકમ ડિપોઝીટર તરફથી બેંકને બિનવ્યાજુ કર્ઝ સમજવામાં આવશે. પરંતુ બીજા નફાકારક ખાતાઓ મુઝારબત

અથવા ભાગીદારીમાં ટ્રાન્સફર થઈ શકશે. આ ખાતાઓ મુઝારબત અને ભાગીદારીમાં ટ્રાન્સફર કરવામાં એક પ્રોબ્લેમ જરૂર છે કે બધા જ ખાતેદારો એક જ દિવસે રકમો જમા કરાવતા નથી, બલ્કે અલગ-અલગ સમયે બચતો જમા કરાવે છે. માટે તેમનો નફો-નુકસાન નક્કી કરવુ ઘણું મુશ્કેલ છે.

કારણકે ફિક્સ ડિપોઝીટમાં ચાહે રકમ લેવાની મુદત નક્કી હોય છે, પરંતુ જમા કરાવવાની કોઈ સમય મર્યાદા નથી. જ્યારે સેવીંગ એકાઉન્ટમાં તો બન્નેવની સમય મર્યાદા નક્કી નથી.

એનો હલ એક તો એ છે કે, લોકોને આ વાતના પાબંદ કરી દેવામાં આવે કે ફલાણી તારીખે જ રકમ જમા કરાવવી અને ચોક્કસ તારીખે કાઢવી. અને ભાગીદારીની મુદત ત્રણ મહિના અથવા છ મહિના રાખવી. અને દરેક મુદત પૂરી થતાં નફા-નુકસાનની ગણત્રી કરી હિસાબ કરી લેવો. આ સુરતમાં (લોકોને એક જ તારીખે જમા કરાવવા અને એક જ તારીખે પરત લેવામાં) બેંકો ઉપર પણ પ્રેશર વધી જશે અને લોકોને પણ મુશ્કેલી પડશે. તેની જગ્યાએ અમુક લોકોએ *(Daily Product Basis)* નક્કી કરવાને પસંદ કર્યું છે. જેમાં બચતકારોને છૂટ આપી છે કે તે જ્યારે ચાહે ત્યારે અમૂક કાયદાઓને આધિન બેંકમાંથી પૈસા ઉપાડી શકે છે અને જમા પણ કરાવી શકે છે. પરંતુ જ્યારે એક મુદત પુરી થાય તો જોવામાં આવે કે ત્યાં સુધી બેંકમાં કેટલી રકમ રહી અને એક દિવસના નફાનું પ્રમાણ શું રહ્યુ છે ? પછી જે માણસની જેટલી રકમ આ મુદત દરમ્યાન જેટલા દિવસ બેંકમાં રહી તેનો હિસાબ કરી નફાની વહેંચણી કરવી.

આમાં નફાની વહેંચણી બિલ્કુલ ચોક્કસ થવાની નથી. થોડીઘણી વધારે-ઓછી થવાની શક્યતા છે. પરંતુ ભાગીદારીના ધંધામાં પણ અમૂક વખતે એવું બને છે કે એક ભાગીદારની રકમથી ઘણો નફો થયો. અને એક ભાગીદારની રકમ પડી રહી. પરંતુ

છતાં નફો સરખો જ વહેંચવામાં આવે છે. અને રકમ જમા કરાવતી વખતે દરેકને ખબર હોય કે નફો આ પ્રમાણે વહેંચવામાં આવે છે, તો આપસી રાજીખુશીથી નફાની વહેંચણીની કોઈ એક રીત પસંદ કરવામાં કોઈ વાંધો નથી.

આ બધી વિગતો તો ત્યારે છે, જ્યારે કોઈ વ્યક્તિ વચમાં રકમો જમા કરાવે છે. પરંતુ જો કોઈ વચમાં બેંકમાંથી પોતાની બધી જ રકમ લેવા માંગે છે, તો આ મસ્અલો આસાન થઈ જશે. હવે એમ સમજવામાં આવશે કે આ માણસ ધંધાનો પોતાનો હિસ્સો વેચી રહ્યો છે. અને બેંક તેને ખરીદી રહી છે. અને હિસ્સો ખરીદવા માટે બેંકે નફા-નુકસાનનો અંદાજો કાઢી તેના ભાગની કિંમત નક્કી કરી છે.

**બેંક દ્વારા ઈસ્લામી રોકાણકારી :**

આગળ જણાવ્યા પ્રમાણે વ્યાજનો ઈસ્લામી વિકલ્પ ભાગીદારી અને મુઝારબત છે. જે વ્યાજ કરતાં ઘણા સારા પરિણામો આપે છે. અને આ એક આદર્શ ન્યાયિક રીત છે. ભાગીદારી અને મુઝારબતની વ્યવસ્થા કાયમ કર્યા બાદ બેંકનું નામ ચાહે બેંક જ રહે, પરંતુ હવે તેનું કામ ફક્ત રકમ જમા કરવાનું નથી, બલ્કે કાયદેસર ધંધામાં ઝંપલાવવાનું છે.

અને મુઝારબત તથા ભાગીદારીના તે જ કાયદાઓ લાગુ પડશે, જે હમે ભાગીદારી-મુઝારબતના પ્રકરણમાં વિગતવાર વર્ણન કરી ચૂક્યા છે.

**ભાગીદારી-મુઝારબતની મુશ્કેલીઓ :**

આજકાલ અમાનતદારી-પ્રમાણિકતા લોકોમાં ઓછી થઈ ગઈ છે. કોઈને ભાગીદારીમાં પૈસા આપ્યા બાદ તે વાસ્તવિક-સાચો નફો બતાવતો નથી, બલ્કે નુકસાન જ દર્શાવે છે.

આનો ઉકેલ એ છે કે, ઓડીટ અને એકાઉન્ટ હિસાબ રીઝર્વ બેંકના નિયંત્રણમાં રાખવામાં આવે. તથા જે સંસ્થા અથવા બેંક

આ પ્રમાણે કરે તો ગર્વમેન્ટ અથવા બધી જ બેંકો તેને બ્લેક લીસ્ટમાં શામેલ કરી તેની સાથેનો આર્થિક વ્યવહાર બંધ કરી આપે. આ પ્રમાણેની કોઈપણ કાર્યવાહી કરી તેના ઉપર બ્રેક લગાડવામાં આવે. ઈસ્લામી અર્થતંત્ર ત્યારે જ કાર્યશિલ રહે છે, જ્યારે તેને ન્યાયિક ઈસ્લામી અદાલતનું પીઠબળ મળી રહે.

ઈસ્લામી બેંકોમાં ભાગીદારી-મુઝારબત સિવાય ઈજારા (ભાડે) મુરાબહા મુઅજજલા (નફો લઈ ઉધાર વેચવુ) વગેરે રીતોથી પણ કારોબાર થઈ શકે છે. જેની વિગતો આગળ વર્ણન થઈ ચૂકી છે.

એ જ પ્રમાણે *(Working Capital Financing)*ના અમૂક સોદાઓમાં મુશારકા (ભાગીદારી) અને મુઝારબા (એકના પૈસા બીજાનું કામ) થઈ શકે છે.

### આયાત *(Import)* બાબતે ઈસ્લામી બેંકોની ભૂમિકા :

વર્તમાન બેંકો આયાત-નિકાસમાં ઘણો મહત્વનો ભાગ ભજવે છે. ઈમ્પોર્ટની સૂરતમાં બેંક એલ.સી. ખોલે છે. અને પોતાનું વ્યાજ વસૂલ કરે છે. કફીલ (જવાબદાર) બને છે. અને કર્ઝની ચૂકવણીમાં પણ વ્યાજ વસૂલ કરે છે.

### એલ.સી. *(Letter of Credit)* ખાતુ ખોલાવવુ :

જ્યારે કોઈ વ્યક્તિ બીજા દેશથી કોઈ વસ્તુ આયાત કરવા માંગે તો બીજા દેશનો વેપારી (ઉત્પાદક) પોતાના સામાનની કિંમતની ચૂકવણી બાબતે ગેરંટી મેળવવા માંગે છે. માટે આયાતકાર નિકાસકારને ભરોસો અને વિશ્વાસ અપાવવા માટે બેંકથી એક જામીનપત્ર પ્રાપ્ત કરે છે. જેમાં બેંક નિકાસકારને આ વાતની ગેરંટી આપે છે કે, આ વસ્તુ આયત કરનારને વેચવામાં આવશે તો રકમની ચૂકવણીની ગેરંટી અમો (બેંક) લઈએ છીએ. તેને અંગ્રેજીમાં *(Letter of Credit)* કહે છે. ટૂંકમાં *(LIC)* કહેવામાં આવે છે. આ જામીનપત્ર મેળવવાને એલ.સી. ખોલાવવુ કહે છે.

બેંક એલ.સી. ખોલીને નિકાસકારની બેંકને આ જામીનપત્ર મોકલી આપે છે. નિકાસકારની બેંકને *(Negotiating Bank)* કહે છે. એલ.સી. પહોંચ્યા બાદ ત્યાંથી માલ વિમાન કે સ્ટીમ્બરમાં બૂક કરાવવામાં આવે છે. અને વિમાની કંપની માલ બૂક થઈ જવાની રસીદ આપે છે. તેને અંગ્રેજીમાં *(Bill of Lading)* કહે છે. નિકાસકારની બેંક બીલ ઓફ લેડીંગ અને બીજા કાગળો એલ.સી. ખોલનાર બેંકને મોકલે છે. આયાતકાર પોતાની બેંકથી આ કાગળો વસૂલ કરી એલ.સી.થી તેની ચૂકવણી કરી લે છે.

આ કાગળોમાં માલની વિગત ઓર્ડર પ્રમાણે ન હોય તો કાગળો પાછા મોકલી આપે છે. અને એલ.સી. પ્રમાણે હોય તો આ કાગળો બતાવી પોર્ટ ઉપરથી સામાન વસૂલ કરી લે છે. બેંક આ કાગળો આયાતકારને ત્યારે જ આપે છે, જ્યારે તેણે કિંમતની ચૂકવણી કરી દીધી હોય.

પૈસાની ચૂકવણી માટે પણ બેંક અને આયાતકાર વચ્ચે ઘણા કરારો થાય છે. અમૂક વખતે આયાતકાર એલ.સી. ખોલાવતી વખતે બધી જ રકમ એક સાથે ચૂકવી આપે છે. તેને ફુલ માર્જિન *(Full Margin)* એલ.સી. કહે છે. અમૂક વખતે માલની ચૂકવણી વખતે સંપૂર્ણ રકમ ચૂકવે છે. તેને ઝિરો માર્જિન એલ.સી. કહે છે. અમૂક વખતે ખાતુ ખોલાવતી વખતે અમૂક ટકા રકમ ચૂકવે છે. અને એટલા ટકાનું માર્જિન કહે છે. દા.ત. ૨૫ ટકા રકમ ચૂકવવાને ૨૫ ટકા માર્જિન કહે છે.

## બિલ ઓફ એક્ષચેન્જ :

બિલ ઓફ એક્ષચેન્જ એક ખાસ પ્રકારનો દસ્તાવેજ છે. જ્યારે કોઈ વેપારી પોતાનો માલ વેચે છે, તો ગ્રાહકના નામનું બિલ બનાવે છે. અમૂક વખતે આ બિલની ચૂકવણી ભવિષ્યની કોઈ તારીખે પણ હોય છે. આ બિલને દસ્તાવેજી સ્વરૂપ આપવા માટે કર્જ લેનાર તેને મંજૂર કરી તેના ઉપર સહી કરે છે કે મારા ઉપર

આ બિલની ચૂકવણી ફલાણી તારીખે જરૂરી છે. અને અંગ્રેજીમાં *(Bill of Exchange)* કહે છે.

આ બિલમાં લખેલી ચૂકવણીની તારીખ જ્યારે આવી જાય, ત્યારે તેને *(Maturity)* કહેવામાં આવે છે.

બિલમાં લખેલુ કર્જ તો તારીખ *(Maturity Date)* આવશે ત્યારે જ ચૂકવવાનું રહેશે, પરંતુ માલ વેચનારને તાત્કાલિક રકમની જરૂરત છે. તો તે કોઈ ત્રીજા માણસને આ બિલ આપી તેના ઉપર લખેલી રકમ લઈ લે છે. અને તેની પાછળ સહી કરી તેને લગતા હક્કો ત્રીજી વ્યક્તિના નામે ટ્રાન્સફર કરી દે છે. ત્રીજી વ્યક્તિ લખેલી રકમમાં બાદબાકી પણ કરે છે. જેમકે બિલમાં એક હજાર રૂપિયા લખેલા હોય તો નવસો પચાસ ચૂકવે છે. આ પ્રક્રિયાને *(Discounting of the Bill of Exchange)* કહે છે. અને બિલની પાછળ જે સહી કરવામાં આવે છે, તેને *(Endorsement)* કહે છે. બેંકો પણ બિલ ઓફ એક્ષચેન્જની ડિસ્કાઉન્ટીંગ કરે છે.

## એલ.સી.ના ઈસ્લામી વિકલ્પો :

ઈસ્લામી નિયમોનુસાર જવાબદારી અને કર્જની ચૂકવણી ઉપર વ્યાજ લેવુ જાઈઝ નથી. એલ.સી.ના વિકલ્પ તરીકે બે વસ્તુઓ થઈ શકે છે. વર્તમાન ઈસ્લામી બેંકોમાં સામાન્ય રીતે એલ.સી.ના કરાર મુરાબહાના સ્વરૂપે થાય છે. તે આ પ્રમાણે કે જે વસ્તુ મંગાવવી છે, બેંક તેમાં વકીલ બનવાની જગ્યાએ પોતે તેની આયાત કરે છે. અને નફો લઈ તે માણસને વેચી દે છે, જે આયાત કરવા માંગતો હતો. એલ.સી.ની ફી વગેરે મુરાબહા (નફાના પ્રમાણ)માં શામેલ કરી દે છે.

મુરાબહાની શર્તો પ્રમાણે આમાં કોઈ બુરાઈ નથી. પરંતુ અમલી રીતે આ પધ્ધતિ સારી માલૂમ પડતી નથી.

(૧) કારણકે આ પધ્ધતિમાં ઘણા બધા તબક્કા હોય છે. અને તે

દરેકમાં મુરાબહાની શરઈ શર્તોનું પાલન કરવું મુશ્કેલ થઈ જાય છે. અને વધુ સંજોગોમાં તેનું પાલન થતું નથી.

(૨) આ સોદામાં બેંક અસલ ગ્રાહક નથી, બલ્કે આયાત કરનાર અને નિકાસકાર વચ્ચે અસલ સોદો સંપૂર્ણ થાય છે. ફક્ત સામાન મંગાવતી વખતે બેંકની જરૂરત પડે છે. સરકારી કાગળો અને કાનૂની પ્રક્રિયામાં પણ બેંકને આયાત કરનાર સમજવામાં આવતી નથી, બલ્કે ગ્રાહકને જ આયાતકાર સમજવામાં આવે છે. તથા નિકાસકાર પણ બેંકને પોતાનો ગ્રાહક સમજતો નથી.

(૩) મુરાબહાના જાઈઝ થવા માટે જરૂરી છે કે, જે વસ્તુ મંગાવી હોય તે વસ્તુ સૌપ્રથમ બેંકની જવાબદારી ***(Risk)***માં આવવી જોઈએ. અને વધુ પડતા સોદાઓમાં આ પ્રમાણે થતુ નથી.

આ કારણોસર એલ.સી.નો મામલો મુરાબહા સ્વરૂપે કરવાને પસંદ કરવામાં આવ્યો નથી. તે છતાં જો મુરાબહાની શર્તોનો ખ્યાલ રાખી શરઈ રીતો અપનાવવામાં આવે તો આ સોદો જાઈઝ છે.

એલ.સી.નો સહીહ વિકલ્પ એ છે કે આ મામલો ભાગીદારી અથવા મુઝારબત સ્વરૂપે કરવામાં આવે.

જો એલ.સી. ઝીરો માર્જિને (ગ્રાહક તરફથી એક પણ પૈસો જમા કરાવ્યો નથી) હોય તો આ સોદો મુઝારબા ગણાશે. બેંકને રબ્બુલ્માલ અને ઈમ્પોર્ટર મુઝારિબ ગણાશે.

અને જો એલ.સી. નોંધાવવાવાળો (આયાતકાર) અમૂક રકમ બેંકમાં જમા કરાવે છે, તો તે ભાગીદારી (શિરકત) ગણાશે.

મુઝારબા અને ભાગીદારીમાં આ સુરત પણ થઈ શકે છે કે, બેંક ઈમ્પોર્ટરથી કહે કે માલની કિંમત અમે ચૂકવી દઈએ છીએ અને માલ વેચાયા બાદ જે નફો મળે તે નક્કી થયેલ ટકા પ્રમાણે વહેંચવામાં આવશે.

એમાં આ પણ થઈ શકે છે કે, બેંક એક મુદત માટે ભાગીદારી કરે ત્યાં સુધીમાં જો સામાન વેચાય જાય, અને રકમ રોકડ મળી જાય તો નફો નક્કી થયેલ ટકા પ્રમાણે વહેંચવામાં આવે. અને જો સામાન ન વેચાયો હોય તો ઈમ્પોર્ટર બેંકનો હિસ્સો ખરીદી તેને રકમની ચૂકવણી કરી આપે.

**નિકાસમાં ઈસ્લામી બેંકોની ભૂમિકા અને કાર્યક્ષેત્ર :**

નિકાસ *(Export)*માં બેંકની બે પ્રકારની ભૂમિકા છે : એક એ કે તે નિકાસકારની બેંક *(Negotiating Bank)* હોવાના સ્વરૂપે ઘણી સેવાઓ બજાવે છે. દા.ત. માલ રવાના કરવાના કાગળો *(Bill of Lading)* મોકલે છે. ઈમ્પોર્ટરથી રકમ વસૂલ કરે છે. અને આ સેવાઓના બદલામાં રકમ (મહેનતાણું) વસૂલ કરે છે. આમાં શરઈ રીતે કોઈ વાંધો નથી. કારણકે આ બધા કામોનું મહેનતાણું લેવુ શરઈ રીતે જાઈઝ છે.

બેંકની બીજી ભૂમિકા એ છે કે, નિકાસકારે *(Exporter)* માલ ખરીદવા અથવા તૈયાર કરવા માટે રકમની જરૂરત હોય છે. આ રકમ બેંક નિકાસકારને મેળવી આપે છે. જેને *Export Financing* કહે છે. એના બે પ્રકાર છે. આ બન્નેવની શરઈ પધ્ધતિ અલગ-અલગ સમજવી જરૂરી છે.

(૧) રોકાણકારીનો એક પ્રકાર એ છે કે, એક માણસ પાસે બીજા દેશથી એક ઓર્ડર આવ્યો. પરંતુ તેને માલ ખરીદવા અને તૈયાર કરવા માટે રકમની જરૂરત છે. આ હેતુ માટે બેંક રોકાણ કરે છે, તેને *Preshipment Financing* કહે છે.

(૨) બીજી સુરત એ છે કે, એક્ષપોર્ટરે માલ ખરીદી તૈયાર કરી મોકલી આપ્યો છે, પરંતુ રકમ આવવામાં વિલંબ થશે. એટલી મુદત માટે તે બેંકથી આ રકમ લેવા માંગે છે. તેને *Post Shipment Financing* કહે છે. વ્યાજુ બેંકોમાં આ બન્નેવ

પ્રકારના વ્યાજુ કર્જ (લોન) આપવામાં આવે છે. ઈસ્લામી પધ્ધતિથી આ બન્નેવનો શરઈ તરીકો અલગ છે.

પહેલા પ્રકાર *(Preshipment)*માં બે સુરતો અમલમાં લાવી શકાય છે. (૧) ઘણી ઈસ્લામી બેંકો નિકાસકાર *(Exporter)*થી તે માલ પોતે ખરીદી તેને તેની કિંમત ચૂકવી આપે છે. એક્ષપોર્ટરે પોતાના ઈમ્પોર્ટરથી જે કિંમત નક્કી કરી હોય છે, બેંક તેનાથી ઓછી કિંમતે એક્ષપોર્ટરથી માલ ખરીદે છે. અને તે માલ વિદેશી ઈમ્પોર્ટરને રવાના કરે છે. જેનાથી બેંકને નફો પ્રાપ્ત થઈ જાય છે.

પરંતુ આ પધ્ધતિમાં અમૂક ખરાબીઓ છે. તે એ કે આ પધ્ધતિમાં સામાન્ય રીતે શરઈ કાયદા પ્રમાણે સોદો સંપૂર્ણ થતો નથી. દા.ત. આ સોદામાં હવે બેંકને એક્ષપોર્ટર સમજવી જોઈએ. કારણકે તેણે એક્ષપોર્ટરથી સોદો કરી લીધો છે, પરંતુ બેંકની જગ્યાએ પ્રથમ એક્ષપોર્ટરને જ એક્ષપોર્ટર સમજવામાં આવે છે. અને એક્ષપોર્ટરને અપાતી સરકારી કાનૂની સહુલતો-સગવડો પણ પ્રથમ એક્સપોર્ટરને જ મળે છે. તથા બીજા દેશથી માલ મંગાવનાર (ઈમ્પોર્ટર) પણ બેંકને એક્સપોર્ટર સમજતો નથી. તેની દલીલ એ કે માલમાં ખરાબી-નુકસાનીનો દાવો પણ બેંકની વિરૂધ્ધ કરશે નહીં, બલ્કે પ્રથમ એક્ષપોર્ટરની વિરૂધ્ધ દાવો કરશે. જેથી માલૂમ પડે છે કે આ સોદો ફક્ત એક બનાવટી કાર્યવાહી છે. જો આ બુરાઈ દૂર કરી સાચી રીતે બેંકને જ એક્ષપોર્ટર સમજી તેની સાથે ઈમ્પોર્ટરનો સોદો સમજવામાં આવે, અને તેને જ જવાબદાર સમજવામાં આવે તો સોદો જાઈઝ થશે.

અત્રે એક ચોખવટ જરૂરી છે કે, વર્તમાન બેંકીંગ વ્યવસ્થામાં પણ માલ રવાના કરવાના કાગળો *(Bill of Lading)* વગેરે બેંકના નામે જ બને છે. તેના ઉપર *To the order of the Bank* લખેલુ હોય છે. અને રકમ તથા કાગળોની વસૂલી પણ બેંક જ કરે છે. પરંતુ તેનાથી આ ગેરસમજ ન થવી જોઈએ કે તેના હક્કો તથા

જવાબદારીઓ બેંક સાથે સબંધિત છે. કારણકે બેંકનું નામ તો ફક્ત ભરોસા અને સુરક્ષા માટે લખવામાં આવે છે. જ્યાં સુધી બેંક અને એક્ષપોર્ટરની લેવડદેવડ સાફ થતી નથી, ત્યાં સુધી બેંક કાગળો સોંપતી નથી.

આ રોકાણકારીની શ્રેષ્ઠ સુરત એ છે કે, બેંક અને એક્ષપોર્ટર વચ્ચે ભાગીદારી અથવા મુઝારબતનો કરાર થાય. જો એક્ષપોર્ટર પણ અમૂક રોકાણ કરે તો ભાગીદારી ગણાશે. અને જો તે રોકાણ ન કરે તો આ મુઝારબાનો કરાર થશે. એક્ષપોર્ટર બેંકથી રકમ લઈ માલ ખરીદશે અથવા તૈયાર કરશે, પછી બહાર મોકલશે. અને જે નફો થશે તે વહેંચવામાં આવશે. આ સુરતમાં મુઝારબા અથવા મુશારકા આસાન પણ છે. કારણકે એક્ષપોર્ટરનો બીજા દેશના ઈમ્પોર્ટર સાથે સોદા કરાર થઈ ચૂકયો છે. અને કિંમત પણ નક્કી થઈ ચૂકી છે. તથા માલની તૈયારી ઉપર થતા ખર્ચનો પણ અંદાજો છે. માટે નફાનો અંદાજો પણ સહુલતથી થઈ જશે.

પરંતુ તેમાં એક મુશ્કેલી એ થઈ શકે છે કે, એક્ષપોર્ટરે (ઉત્પાદકે) માલ ઓર્ડર પ્રમાણે ન મોકલ્યો. અને ઈમ્પોર્ટરે તેને વસૂલ ન કર્યો, અને તેનાથી બેંકને પણ નુકસાન થયું તો તેનો હલ એ છે કે મુશારકા અથવા મુઝારબાના કરારમાં બેંક આ પણ શર્ત લગાડે કે ઉત્પાદકે માલ ઓર્ડર પ્રમાણે બનાવવો પડશે. જો તેના વિરૂધ્ધ કામ કર્યું અને માલ પાછો આવ્યો તો તેની જવાબદારી ઉત્પાદક (એક્ષપોર્ટર)ની રહે છે. બેંક તેની જવાબદાર રહેશે નહીં.

કારણકે શર્તની વિરૂધ્ધ કરવાથી ઉત્પાદક તરફથી આ અત્યાચાર કહેવાશે અને તેવી સુરતમાં ભાગીદાર અથવા મુઝારિબ (ઉત્પાદક)ને જામીન (જવાબદાર) બનાવી શકાય છે.

**Post Shipment Financing**ની તે જ પધ્ધતિ છે, જે બિલ ઓફ એક્ષચેન્જ ડિસ્કાઉન્ટીંગની છે. એક્ષપોર્ટર માલ રવાના કરી ચૂક્યો છે. હવે તેની પાસે તે માલનું બિલ છે. આ બિલ તે

બેંકને હવાલે કરી દે છે. અને બેંક તેની તારીખ *(Maturity)*ને ધ્યાનમાં રાખી તેમાં બાદબાકી કરી બાકીની રકમ એક્ષપોર્ટરને આપે છે. અને *Maturity* દિવસ આવે ત્યારે ઈમ્પોર્ટરથી વસૂલ કરી લે છે.

આ સુરત જાઈઝ તો છે, પરંતુ તેમાં થોડી કરાહત છે. માટે આ પ્રમાણેના રોકાણ બંધ કરી *Pre-Shipment Financing*ની પધ્ધતિથી જ રોકાણ કરવામાં આવે. અને જો એક્ષપોર્ટરને પોતાના માલની રકમ મળતા પહેલા પૈસાની જરૂરત હોય તો તે બેંકથી નવો સોદો ભાગીદારી, મુઝારબા કે મુરાબહા પધ્ધતિથી કરી શકે છે.

**ઈસ્લામી બેંકોની વર્તમાન કારકિર્દી :**

ઈસ્લામી અર્થતંત્ર વિરોધ દલીલ કરનારાઓનું કહેવું છે કે, ઈસ્લામી બેંકો અને માલી સંસ્થાઓ પાછલા ત્રીસ વર્ષથી કામ કરી રહી છે. છતાં તે અર્થતંત્રના મેદાનમાં કોઈપણ ફેરફાર લાવવામાં અસમર્થ રહી છે. જેનાથી માલૂમ પડે છે કે, ઈસ્લામી બેંકીંગના તાબા હેઠળ માલ-દૌલતની ''ન્યાયિક વહેંચણી'' *(Distributive Justice)*ના દાવાઓની કોઈ હકીકત નથી.

પરંતુ સૌપ્રથમ તો ઈસ્લામી બેંકો વર્તમાન યુરોપિય (મૂડીવાદી) બેંકોની તુલનામાં સમુદ્રમાં એક ટીંપા બરાબર પણ નથી. બીજી વાત એ કે ઈસ્લામી બેંકો હજુ પા પા પગલીની ઉંમરે છે. તેમને ઘણી બધી મજબૂરીઓ સાથે કામ કરવું પડે છે. એને લઈ ઈસ્લામી શરીઅતના વેપારિક નિતીનિયમોનું સંપૂર્ણ પાલન કરવાથી અસમર્થ છે. માટે તેમના મારફતે થતા બધા જ મામલા અને સોદાઓ ઈસ્લામી સમજવામાં ન આવે. ખાસ કરીને ઈસ્લામી બેંકોની જવાબદાર વ્યક્તિઓ પોતે સંપૂર્ણ ઈસ્લામી કાયદા-કાનૂનથી વાકેફ નથી હોતી. કારણકે તેનો વધુ પડતો સ્ટાફ યુરોપિય અભ્યાસક્રમ જ ભણેલો હોય છે. માટે તેમનું ધ્યાન સૌપ્રથમ પોતાના દિમાગમાં ફિટ કરેલા અભ્યાસક્રમના માળખા હેઠળ જ હોય છે. ઈસ્લામી અર્થતંત્ર તથા

બેંકીંગ વ્યવસ્થા અમલી સ્વરૂપે જગતમાં પ્રચલિત નથી. માટે તે પોતાના અભ્યાસક્રમ મુજબ કોઈ ફેંસલો કરે છે. બીજી તરફ તે લોકો વેપારને લગતા બધા જ મસાઈલ તેના કાયદાઓ, ઉસૂલે ફિકહ તથા મકાસિદે શરીઅત વગેરે બાબતોથી અજાણ હોવાને લઈ ઈસ્લામી વેપારના કાયદા વિરૂદ્ધ પણ ફેંસલા કરી આપે છે.

ત્રીજી વાત એ કે ઈસ્લામી બેંકો અને ધંધાકીય સંસ્થાઓને પોતાના દેશોની સરકારો, ટેક્ષો અને કાનૂની વ્યવસ્થા તથા કેન્દ્રિય બેંકોની મદદ મળતી નથી. જેને લઈ તેમને જરૂરત અથવા હાજતને કારણે તે અમૂક સહુલતો અને પરવાનગીઓ પણ આપવામાં આવી છે, જે સામાન્ય રીતે ઈસ્લામના અસલ અને આદર્શ ઉદાહરણિય કાયદાઓ આધારિત નથી. એક અમલી જીવનવ્યવસ્થા હોવાને લઈ ઈસ્લામી અહકામના બે સેટ (પ્રકાર) છે. એક શરીઅતના આદર્શ ઉદાહરણિય હેતુઓ આધારિત છે, જેના ઉપર સામાન્ય સંજોગોમાં અમલ કરી શકાય છે. બીજો સેટ જે સહુલતો અને પરવાનગીઓ આધારિત છે, જે અમૂક અપવાદી હાલતોમાં આપવામાં આવે છે.

અસલ ઈસ્લામી વ્યવસ્થા તો પહેલા આદર્શ ઉદાહરણિય કાયદાઓ આધારિત જ છે, જ્યારે બીજી વ્યવસ્થા એક શરઈ સહુલત છે, જે જરૂરતના મોકાસર વાપરી શકાય છે. પરંતુ તેનાથી ઈસ્લામી વ્યવસ્થાની અસલ તસ્વીર સામે આવતી નથી.

મજબૂરીઓ અને પાબંદીઓમાં જકડાય રહેવાને કારણે સામાન્ય ઈસ્લામી બેંકો બીજા પ્રકારના ઈસ્લામી (સહુલતવાળા) કાયદાઓ ઉપર નિર્ભર છે. જેને લઈને કોઈ સ્પષ્ટ ઈસ્લામી ફેરફાર થઈ શકતા નથી.

**ઈસ્લામી બેંકોની શરઈ દ્દષ્ટિએ સમિક્ષા :**

ઈસ્લામી બેંકો અને ધંધાકીય સંસ્થાઓની સંખ્યા દિવસે દિવસે વધી રહી છે. પ્રચલિત બેંકો પણ ઈસ્લામી વિભાગ ***(Islamic***

*Windows)* અથવા પેટા વિભાગો ખોલી રહ્યા છે. આ એક ઘણી સારી વાત છે કે, ઈસ્લામી બેંકોએ ઈન્ટરનેશનલ માર્કેટમાં પોતાનું સ્થાન જમાવ્યુ છે. અને ઈસ્લામી બેંકોએ બિનવ્યાજુ બેંકોના સ્વરૂપે આગવુ સ્થાન પણ મેળવ્યુ છે.

પરંતુ ઈસ્લામી બેંકોના કામકાજમાં અમૂક એવી ભૂલો છે, જે તેમનાથી થતા વધુ ફાયદાઓને રોકી રહી છે. તથા તેમાં ઈસ્લામી સ્પ્રીટની જગ્યાએ વ્યાજુ વ્યવહારના સ્વરૂપ અપનાવાય રહ્યા છે. આની સુધારણા કરી લેવામાં આવે તો ઈસ્લામી બેંકો વાસ્તવિક ઈસ્લામી બેંકોના લાભો આપતી થશે, ઈન્શાઅલ્લાહ.

સૌપ્રથમ ઈસ્લામી બેંકીંગ વિશે જાણવું જરૂરી છે કે, તેનો દ્દષ્ટિકોણ એક આર્થિક ફિલોસોફી આધારિત છે. જે શરીઅતના નિયમોમાં છૂપાયેલી છે. તેનો પ્રાથમિક હેતુ દરેક પ્રકારના શોષણથી મૂક્ત ન્યાયિક આર્થિક વ્યવસ્થાની સ્થાપના કરવાનો છે. કારણકે વ્યાજુ વ્યવહારથી એક માલદાર વધુથી વધુ માલદાર થાય છે, અને ગરીબનું વિવિધ રીતે શોષણ થઈ તે વધુ ગરીબ થઈ જાય છે. વ્યાજુ વ્યવહારમાં માલદારોનો ખ્યાલ રાખવામાં આવે છે. ફેક્ટરી કે કારખાનાવાળા માલદારો મોટી મોટી રકમો વ્યાજુ લોનના નામથી ઉઠાવી સામાન્ય ખાતેદારોને મામૂલી રકમનું વ્યાજ આપી પોતાના નફામાં તેમને ભાગીદાર બનાવતા નથી. અને આ મામૂલી વ્યાજ પણ તે પોતાની બનાવેલ વસ્તુનો ભાવ વધારી સામાન્ય માણસો પાસેથી વસૂલ કરી લે છે. માટે બધા જ મોરચાઓ તે સર કરી લે છે. અને *Macrolevel*થી જોવામાં આવે તો સામાન્ય ખાતેદારને કાંઈ જ મળતુ નથી. અને જો ફેક્ટરીને મોટુ નુકસાન થઈ જાય, જેને લઈ તે દેવાળુ ફૂંકે, તો તેના પરિણામે બેંક પણ દેવાળુ ફૂંકશે. ત્યારે પણ સામાન્ય બચતકારની રકમ જ ડૂબી જશે.

બેંકથી લોન લેનાર વેપારીને જો કોઈ નુકસાન થશે, તો તેની પૂર્તિ માટે તે વીમા કંપની સાથે કરાર કરી લે છે. અને વીમા

કંપનીમાં પણ ગરીબ લોકોની જ રકમો જમા હોય છે. તે ગરીબ લોકો, જે વીમા કરાવ્યા વગર પોતાની ગાડી સડક ઉપર ચલાવી શકતા નથી. સામાન્ય વ્યક્તિ વીમા પોલીસીથી ઓછો ફાયદો ઉઠાવે છે. વીમા કંપની અને મોટા વેપારીઓ જ વીમા પોલીસીથી ફાયદો ઉઠાવે છે. એ જ પ્રમાણે બેંકની ડીપોઝીટોથી પણ ગરીબ વ્યક્તિ ઓછો ફાયદો ઉઠાવે છે. બિઝનેસમેન, બિલ્ડર અને કંપનીઓ જ ગરીબોની રકમોથી તગડો ફાયદો ઉઠાવી થોડુ વ્યાજ આપી ગરીબોને રાજી કરી લે છે. આ રીતે વ્યાજથી અન્યાય અને શોષણના બધા જ માર્ગો ખૂલશે.

ઈસ્લામી અર્થવ્યવસ્થામાં રોકાણકારીની સામાન્ય આદર્શ રીત મુશારકા (ભાગીદારી) છે. જેમાં નફા-નુકસાનમાં બન્નેવ પક્ષો ભાગીદાર રહેશે. તેમાં ખાતેદારને વાસ્તવિક નફામાંથી હિસ્સો મળશે. અને સામાન્ય રીતે આ નફો વ્યાજના દરથી વધુ જ હોય છે. અને નફો વસ્તુઓના વેચાણ બાદ ગણવામાં આવશે. માટે ખાતેદારોને મળતી રકમમાં વસ્તુઓને લગતા ખર્ચાઓ પણ ગણવામાં આવશે નહીં. માટે વ્યાજુ વહેવારના મુકાબલા (તુલના)માં ખાતેદારોને વધુથી વધુ નફો મળશે. જે ઈસ્લામી દષ્ટિએ જાઈઝ કમાઈ ગણાશે.

પરંતુ ઈસ્લામી બેંકીંગની આ ફિલોસોફી ત્યાં સુધી અમલી સ્વરૂપે સફળ થશે નહીં, જ્યાં સુધી ઈસ્લામી બેંકો મુશારકા-પાર્ટનરશીપનો વધુથી વધુ રિવાજ પાડી તેને વેગવંતો બનાવશે નહીં.

મુશારકાના અમલીકરણમાં અમૂક મુશ્કેલીઓ જરૂર છે. ખાસ કરીને જ્યારે કે ઈસ્લામી બેંકો ગર્વમેન્ટની મદદ વગર કામ કરી રહી છે, તથા મુસ્લિમોનો પણ તેને જોઈએ તેવો સહકાર પ્રાપ્ત નથી. પરંતુ જો ઈસ્લામી આર્થિક ફાયદાઓથી સામાન્યજનોને વધુથી વધુ લાભવંત કરવા હોય તો મુશારકા (ભાગીદારી)માં મૂડીરોકાણ વધુ કરવુ પડશે. અફસોસ છે કે, ઈસ્લામી બેંકો આ બુન્યાદી

જરૂરત તરફ બેદરકારી દાખવી રહી છે. અને મુશારકા તરફ ધીમે ધીમે પણ આગળ વધવાની કોઈ કોશિષ થઈ રહી નથી. જેને લઈ ઈસ્લામી બેંકોથી તે ફાયદો પ્રાપ્ત થઈ રહ્યો નથી, જે થવો જોઈએ.

(૧) સૌપ્રથમ તો બેંકોએ ઈસ્લામના આર્થિક બુન્યાદી નીતિ (ન્યાયિક વહેંચણી)નો બિલ્કુલ ખ્યાલ રાખ્યો નથી.

(૨) બીજી વાત એ કે મુશારકા (ભાગીદારી)ને બિલ્કુલ છોડી દીધો. જેને લઈ ઈસ્લામી બેંકોએ મુરાબહા અને ઈજારા જેવા મજબૂરીમાં કરવામાં આવતા કારોબારોને મહત્વ આપી તેને અપનાવવા પડ્યા. આ કારોબાર કરવાની ફુકહાએ કિરામે ત્યાં જ પરવાનગી આપી છે, જ્યાં મુશારકા અમલી રીતે અશક્ય હોય. અને તે પણ ખાસ શર્તો સાથે છે. તથા આ પરવાનગી પણ સ્થાયી છે, કાયમી ધોરણે નથી. માટે એવું પણ ન હોવુ જોઈએ કે બેંકના બધા સોદા મુરાબહા-ઈજારાના વર્તુળમાં જ રહે.

(૩) જ્યારે લોકોને ખબર પડશે કે ઈસ્લામી બેંકોમાં થવાવાળા સોદાથી પ્રાપ્ત થયેલ આવક પણ વર્તમાન વ્યાજુ બેંકો જેવી જ છે. તો તે ઈસ્લામી બેંકો વિશે શંકામાં પડી જશે.

(૪) જો ઈસ્લામી બેંકોના બધા સોદા (મુરાબહા-ઈજારા) આધારિત રહેશે, તો સામાન્ય લોકો સમક્ષ ઈસ્લામી બેંકો બાબતે દલીલો કરવી મુશ્કેલ થઈ પડશે. ખાસ કરીને ગેરમુસ્લિમો સમક્ષ. જેમને ખબર પડશે કે આ દસ્તાવેજોમાં હેરફેર કરવામાં આવ્યો છે અને વ્યાજુ વહેવારને બિનવ્યાજુ બતાવવામાં આવી રહ્યો છે.

ઘણી ઈસ્લામી બેંકોમાં આ વાત જોવામાં આવી કે તેમાં મુરાબહા-ઈજારા સિસ્ટમ પણ શરઈ જરૂરી નિયમોને આધિન અપનાવવામાં આવતી નથી. મુરાબહાનો બુન્યાદી દષ્ટિકોણ આ છે કે, કોઈ વસ્તુ ખરીદી ગ્રાહકને ઉધાર ચૂકવણી ઉપર નફાનું ખાસ

પ્રમાણ રાખી વેચવામાં આવે. શરઈ રીતે જરૂરી છે કે, આ વસ્તુને આગળ વેચતા પહેલા આ વસ્તુ બેંકની માલિકી અને તેના આંતરિક કબ્ઝામાં આવી જાય. જેટલી મુદ્દત તે વસ્તુ બેંકની માલિકી અને કબ્ઝામાં રહે, તેટલી મુદ્દત તેની જવાબદારી *(Risk)*માં પણ હોવી જરૂરી છે. પરંતુ ઈસ્લામી બેંકો આ બાબતે ઘણી ભૂલો કરે છે.

અમૂક માલી સંસ્થાઓએ એવુ સમજી લીધુ છે કે, મુરાબહાનો સોદો બધા જ અમલી હેતુઓ માટે વ્યાજુ વહેવારની જગ્યાએ વાપરી શકાય છે. આ જ કારણે તે અમૂક વખતે એવી સુરતમાં પણ સોદો કરી લે છે, જ્યારે ગ્રાહકને તાત્કાલિક ખર્ચાઓ *(Overhead Expenses)* માટે ફંડની જરૂરત હોય. જેમકે પગાર ચૂકવણી તથા એવી વસ્તુઓ અને સેવાઓના બિલોની ચૂકવણી, જેમનો વપરાશ થઈ ચૂક્યો છે. જાહેર છે કે આ સુરતમાં મુરાબહા થઈ શકતો નથી. એટલા માટે કે આમાં બેંક કોઈ વસ્તુ ખરીદી જ રહી નથી.

અમૂક સુરતોમાં ગ્રાહક પોતાની રીતે કોઈ બેંક સાથે કરાર કરતા પહેલાં જ વસ્તુ ખરીદી લે છે. અને મુરાબહા બાઈબેક *(Buy Back)* સ્વરૂપે કરી લે છે. આ પણ ઈસ્લામી નિયમોના વિરૂધ્ધ છે. કારણકે બાઈબેક કોઈપણ રીતે જાઈઝ નથી.

અમૂક વખતે ગ્રાહકને બેંક તરફથી જ આ વાતનો વકીલ બનાવવામાં આવે છે કે, તે આ વસ્તુ ખરીદે અને તેના ઉપર કબ્ઝો કર્યા બાદ પોતે જ તેને વેચી દે. આ રીતે મુરાબહાના જાઈઝ હોવાની બુન્યાદી શર્તો પ્રમાણે નથી.

જો ગ્રાહકને વસ્તુની ખરીદીનો વકીલ બનાવ્યો હોય તો જરૂરી છે કે, તેના વકીલ હોવાની હૈસીયત અને ગ્રાહક હોવાની હૈસીયત અલગ-અલગ હોય. જેનો મતલબ એ કે ગ્રાહક માટે જરૂરી છે કે, તે આ વસ્તુ બેંક તરફથી ખરીદયા બાદ બેંકને જાણ કરે કે તેણે વકીલ તરીકે આ વસ્તુ ખરીદી તેના ઉપર કબ્ઝો કર્યો છે. ત્યાર બાદ બેંક કાયદેસર રીતે ગ્રાહકથી ઓફર-સ્વીકાર મારફતે સોદો કરે. આ

ઓફર-સ્વીકાર ફેક્સ કે ઈ-મેઈલ વગેરે મારફતે પણ થઈ શકે છે.

આગળ વર્ણન થઈ ગયું કે મુરાબહા સોદાનો એક પ્રકાર છે. અને શરઈ નિયમ છે કે સોદા વખતે કિંમત નક્કી થઈ જવી જોઈએ. જ્યારે બન્નેવ પક્ષો કિંમત નક્કી કરી લે તો પછી એકપક્ષીય રીતે તેમાં વધઘટ જાઈઝ નથી. અમુક માલી સંસ્થાઓ રકમની ચૂકવણીમાં ગ્રાહક તરફથી મોડુ થવાને લઈ મુરાબહાની કિંમતમાં વધારો કરી આપે છે. જે શરઈ દ્ષ્ટિએ જાઈઝ નથી.

અમુક સંસ્થાઓ રકમની ચૂકવણી ન થઈ શકવાને લઈ મુરાબહામાં ***Roll-over*** કરી લે છે. આ પણ શરઈ રીતે જાઈઝ નથી. કારણકે જે ગ્રાહકને એક વસ્તુ એક વખતે વેચી દીધી, હવે તે જ ગ્રાહકને તે વસ્તુ બીજી વખતે વેચી શકતા નથી. કારણકે તે વસ્તુનો તે પહેલા સોદાને લઈ માલિક થઈ ચૂક્યો છે.

ઈજારા (ભાડા)ના સોદામાં પણ શરઈ નિયમોનું પાલન થતુ નથી. ઈજારાના સહીહ હોવા માટે એક શર્ત એ છે કે, ભાડે આપનાર પોતાની વસ્તુઓનો માલિક હોવાને લઈ તેની જવાબદારી ***(Risk)*** કબૂલ કરે. અને ભાડુતને તે વસ્તુ વાપરવાનો અધિકાર આપે, જેનું તે ભાડુ ચૂકવવાનો છે.

ઈજારાના ઘણા કરારોમાં આ કાયદાનું ઉલ્લંઘન થાય છે. ત્યાં સુધી કે ઈજારાની વસ્તુ કુદરતી આફતને લઈ તબાહ-બરબાદ થઈ જાય તો પણ ભાડૂતથી ભાડાની માંગણી કરવામાં આવે છે. જેનો અર્થ એ થયો કે ભાડે આપનાર માલિકીની જવાબદારી ***(Risk)*** કબૂલ કરતો નથી. અને ભાડુતને વાપરવાનો અધિકાર પણ આપતો નથી. આ શરઈ દ્ષ્ટિએ જાઈઝ નથી.

ઈસ્લામી બેંકોને ઈસ્લામી આર્થિક નિયમો ઉપર ચાલવુ હશે તો અમૂક સોદાઓમાં તેમને નફાનું પ્રમાણ વધારે મળશે, અમૂકમાં ઓછુ મળશે. તે વર્તમાન વ્યાજુ બેંકોની જેમ તગડો નફો પ્રાપ્ત

કરવા માંગશે તો હાલના તબક્કે આ મુશ્કેલ છે. માટે શરૂમાં થોડીક તકલીફો જરૂર પડશે, પરંતુ તેનો હલ ગેરઈસ્લામી બેંકોનું અનુકરણ કરવાથી પ્રાપ્ત થવાનો નથી. તેના માટે સંપૂર્ણ ઈસ્લામી સીસ્ટમ અપનાવવી જરૂરી છે.

ઈસ્લામી નિયમોનુસાર ધંધા-કારોબારને સામાજિક અખ્લાક-નૈતિકતાથી અલગ કરી શકતા નથી. ઈસ્લામ એક સંપૂર્ણ જીવન વ્યવસ્થા છે. અને આર્થિક તથા નૈતિક સભ્યતા તેનો એક હિસ્સો છે. માટે આર્થિક નિતીઓ નક્કી કરતી વખતે સમાજમાં અખ્લાકી બુરાઈઓ ઓછી થાય તેનો ખ્યાલ રાખવો પણ જરૂરી છે. તે સાથે નાના વેપારીઓને પ્રોત્સાહન મળે તેવી રોકાણકારીની નવી સ્કીમો અમલમાં લાવવી જોઈએ. જેથી ગેરઈસ્લામી બેંકોની તુલનામાં નાના વેપારીઓને વધુ નફો મળે. હાઉસ ફાયનાન્સીંગ, ગાડીઓ અને મશીનરીઓમાં રોકાણ વગેરે નવી સ્કીમો મારફતે નાના વેપારીઓ માટે હજુ સુધી કોઈ કામો ઈસ્લામી બેંકોમાં થતા નથી, જેની જરૂરત છે.

ઈસ્લામી બેંકોનું આપસી કોઈ સંયુક્ત ગૃપ પણ હોવુ જરૂરી છે. જે ન હોવાને લઈ ઈસ્લામી બેંકો પોતાની જરૂરતો માટે વ્યાજુ બેંકોથી રકમ લેવા મજબૂર થઈ જાય છે. જો ગૃપ કાયમ થઈ જાય તો એકબીજાને મુશ્કેલીમાં મદદરૂપ થઈ શકે છે. તથા સંયુક્ત રીતે કોઈ ફંડ પણ કાયમ કરી શકે છે.

છેલ્લી વાત એ કે ઈસ્લામી બેંકોની પોતાની એક આગવી પ્રતિભા અને સંસ્કૃતિ (કલ્ચર) હોવી જોઈએ, જે આર્થિક નિતી સાથે ઈસ્લામી અમલી ઝિંદગીથી ગેરમુસ્લિમોને પ્રભાવિત કરી શકે. ઉમ્મતે દઅવત હોવાને લઈ આપણા બધા જ અમલો અને જીવનશૈલી લોકો માટે પ્રેરણારૂપ બને. તેના માટે નમાઝોની પાબંદી અને અખ્લાકી-સંસ્કારિક પ્રવચનો તથા બુકોનું વિતરણ પણ ફાયદારૂપ થશે.

# ✽ વ્યાજ ✽

**વ્યાજ બાબતની આયતો :**

✽ "જે લોકો વ્યાજ ખાય છે, તેઓ કિયામતના દિવસે તેઓની કબરોથી ઉઠશે નહીં. પરંતુ એવી રીતે (ઉઠશે) જેવી રીતે તે માણસ ઉભો થાય છે, જેને શયતાન વળગી ગાંડો કરી દે છે. આ (શિક્ષા) એટલા માટે થશે કે, તેઓએ (વ્યાજને હલાલ કરવા માટે દલીલમાં) કહ્યુ હતું કે, વેપાર પણ વ્યાજ લેવા સમાન જ છે. અને જુઓ તો અલ્લાહ તઆલાએ વેપારને હલાલ કર્યો છે, અને વ્યાજને હરામ ઠેરવ્યું છે. ત્યારે જેને પોતાના પરવરદિગાર તરફથી (એ વિશે) બોધ પહોંચ્યા પછી તે (વ્યાજ લેવાથી કે તેને હલાલ કહેવાથી) અટકી ગયો, તો જે કંઈ (આ હુકમ આવ્યા) પહેલાં લઈ ચૂક્યો તે તેનું જ છે, પણ (તવબાહ સબંધી) તેનો મામલો અલ્લાહને હવાલે છે. અને જે કોઈ પાછો (વ્યાજને હલાલ ગણી) લે, તો તેઓ જ દોઝખવાળા છે. જેઓ તેમાં સદા રહેશે." *(સૂરએ બકરહ : ૨૭૫)*

✽ "અલ્લાહ તઆલા વ્યાજ(ના વધારા)ને નાબૂદ કરે છે. અને ખયરાત(ની બરકત)ને વધારે છે. અને અલ્લાહ કોઈપણ નાફરમાન (પાપી)ને પસંદ કરતો નથી." *(સૂરએ બકરહ : ૨૭૬)*

✽ "હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલાથી ડરો. અને જો તમો ઈમાન રાખતા હો, તો જેટલુ વ્યાજ બાકી હોય તેને છોડી દો." *(સૂરએ બકરહ : ૨૭૮)*

✽ "પછી જો તમે (તેમ) કરશો નહીં, તો અલ્લાહપાક તથા તેના રસૂલ  તરફથી લડાઈની નોટીસ સાંભળી લો. અને જો તમો તવબહ કરી લો, તો તમને તમારી મુદલ રકમ મળશે. (આ કાયદા પછી) ન તમે કોઈ પર જુલ્મ કરવા પામશો અને ન કોઈ તમારા ઉપર જુલ્મ કરવા પામશે." *(સૂરએ બકરહ : ૨૭૯)*

* "હે મુસલમાનો ! અનેકગણું વ્યાજ ખાઓ નહીં, અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, જેથી તમે સફળ થાઓ."

*(સૂ.આલિ ઈમરાન : ૧૨૯)*

* "યહૂદીઓના એવા પાપોના કારણે તેઓના ઉપર અમે ઘણી વાર (લાભકારી, સ્વાદિષ્ટ અને) પવિત્ર વસ્તુઓ (પણ) હરામ કરી દીધી, જે (પ્રથમ) તેઓના ઉપર હલાલ હતી. તેમ આ કારણથી (પણ એમ કર્યું) કે તેઓ અલ્લાહપાકના સત્ય માર્ગથી ઘણાખરા લોકોને રોકતા હતા." *(સૂરએ નિસાઅ્ : ૧૬૦)*

* "એ કારણથી કે (તવરાતમાં) તેઓને વ્યાજ (લેવા)ની મનાઈ થઈ ચૂકી હતી, છતાં વ્યાજ લેતા હતા. તેમજ એ કારણથી કે લોકોનો માલ નાહક ખાઈ જતા હતા. અને અમે તેઓમાંના કાફિરો માટે (આખિરતમાં) દુઃખદાયક અઝાબ તૈયાર રાખ્યો છે." *(સૂરએ નિસાઅ્ : ૧૬૧)*

* "જે કંઈ તમે (એ હેતુથી) વ્યાજે આપશો, કે તમે તે લોકોના માલમાં જઈ વધ્યા કરે, તો તે અલ્લાહપાકને ત્યાં વધતું નથી. અને જે કંઈ ઝકાત (ઈત્યાદિ) અલ્લાહ તઆલાની ખૂશ્નૂદી ચાહીને આપે છે, તો એવા લોકો જ (અલ્લાહપાકની પાસે) વધારનારા છે." *(સૂરએ રૂમ : ૩૯)*

નવા સંશોધને (ઈન્સાઈક્લોપિડિયા બ્રિટાનિકા) સાબિત કર્યું છે કે, બેંકીંગની શરૂઆત ઈસ્વી પૂર્વે ૨૦૦૦ વર્ષની છે. એટલે કે આજથી ચાર હજાર વર્ષ જૂની છે.

વ્યાજ બધા જ અખ્લાકી (નૈતિક) ગુણો અને સિફતોને બરબાદ કરનાર છે. તે લાલચ, બેરહમી, પથ્થરકાળજુ, પૈસાની પૂંજા અને કંજૂસી પેદા કરે છે. જ્યારે ઈસ્લામ રહમ, દરિયાદિલી, પ્રેમ, બલિદાન, મદદ અને બંધુત્વભાવના વગેરે સ્વાસ્થ્ય અને સ્વચ્છ સમાજની રચના કરવા માંગે છે.

**બેંકોનું વ્યાજ હરામ હોવાનું કારણ :**

અમૂક લોકો આ દલીલ કરે છે કે, બેંકોના વેપારિક વ્યાજમાં ગરીબોનું શોષણ અને અત્યાચાર થતા નથી.

પાછલા યુગમાં વ્યાજુ શોષણથી લોકો અપરિચિત હતા. પરંતુ વર્તમાન આર્થિક મંદીએ લોકો સમક્ષ દૂધનું દૂધ અને પાણીનું પાણી અલગ કરી દીધું છે. વ્યક્તિ વ્યાજમાં તો ફક્ત કર્જદાર ઉપર અત્યાચાર થતો હતો, પરંતુ વર્તમાન કોમર્શિયલ વ્યાજે તો અમેરીકા અને ફ્રાન્સ જેવી મહાસત્તાઓને હચમચાવી દીધી છે. બ્રિટીશ સામ્રાજ્ય જેનો સૂરજ કદી અથમાતો ન હતો, તેના અર્થતંત્રના આકાશ ઉપર વાદળોની ઘટાઓ છવાય જઈ એવું અંધારૂ કરી દીધુ છે કે, તેમના વડાપ્રધાન ગાર્ડન બ્રાઉને કબૂલ કરવુ પડ્યુ કે આપણી વર્તમાન અર્થવ્યવસ્થામાં સામૂહિક સુધારા અને ફેરફારો કરવા અત્યંત આવશ્યક છે.

ટૂંકમાં વ્યાજ વિશે ત્રણ પ્રકારની ચોખવટ કરવા માંગીએ છીએ:

**વૈચારિક દષ્ટિએ વ્યાજ હરામ હોવાની ફિલોસોફી :**

વર્તમાન બધા જ વ્યાજુ દષ્ટિકોણોમાં આ એક ગલત વિચાર છવાયેલો છે કે, પૈસા-કેશને તેમણે ચીજવસ્તુઓ સમાન એક દરજ્જો આપ્યો છે. માટે આ દલીલ કરવામાં આવે છે કે, જેવી રીતે સામાન-વસ્તુઓને પોતાના અસલ ખર્ચાથી વધારે નફો લઈ વેચી શકાય છે, તેમ રોકડ રકમને પણ નફો લઈ વેચી શકાય છે.

અથવા કોઈ વ્યક્તિ પોતાની જમીન-મકાન ભાડેથી આપે છે, તેમ રોકડ રકમ પણ એક નક્કી ભાડા (વ્યાજ)થી આપી શકાય છે. ઈસ્લામી નિયમો આ દષ્ટિકોણની હિમાયત કરી શકતા નથી.

**પૈસા અને ચીજ-વસ્તુઓ વચ્ચે મુખ્ય ફર્ક :**

રોકડ રકમ અને સામાન-વસ્તુઓમાંથી દરેકમાં પોતાની આગવી વિશિષ્ટતાને લઈ એકબીજાથી ઘણો ફર્ક છે. માટે ઈસ્લામે

બન્નેવને સોદા કરવામાં પણ અલગ અલગ રાખ્યા છે.

(૧) રોકડ રકમનો પોતાનો કોઈ વ્યક્તિગત ફાયદો અને વપરાશ નથી. માનવીય જરૂરતો પૂરી કરવા માટે તેનો ડાયરેક્ટ કોઈ વપરાશ નથી થઈ શકતો. એને કોઈ સામાન અથવા સેવા પ્રાપ્ત કરવા માટે વાપરવામાં આવે છે. તેની તુલનામાં વસ્તુ-સામાનનો પોતાનો આગવો ફાયદો છે. તેને ડાયરેક્ટ વાપરવામાં આવે છે.

(૨) વસ્તુ-સામાન વિવિધ ગુણો અને ફાયદાઓ ધરાવે છે. જ્યારે રોકડ રકમમાં કોઈ ફર્ક નથી. તેના બધા જ ભાગો એકસરખા કિંમતી છે. દા.ત. એક હજાર રૂપિયાની મેલી-ગંદી નોટ પણ તેટલુ જ વેલ્યુ ધરાવે છે, જેટલી હજારની બિલ્કુલ નવી નોટ ધરાવે છે.

(૩) સામાન-વસ્તુનું ખરીદ-વેચાણ તેની ચોક્કસ ઓળખાણ-નિશાની મારફતે થાય છે. દા.ત. એક ગાડી ખરીદવી છે, તો તેનો કલર, ક્વોલિટી અને તેના તરફ ઈશારો કરવાથી તે ચોક્કસ નક્કી થાય છે. તો સોદો તેનો જ થયેલો ગણાશે. વેચનાર તેને બીજી કોઈ ગાડી લેવા મજબૂર કરી શકતો નથી. જ્યારે રોકડ રકમ ખરીદ-વેચાણમાં ઈશારાથી નક્કી થતી નથી. દા.ત. ખરીદતી વખતે હજારની એક નોટ બતાવી, અને ખરીદયા પછી તેની જગ્યાએ બીજી નોટ આપી, તો તેના ઉપર વેપારીને કોઈ વાંધો ઉઠાવવાનો અધિકાર નથી.

ઉપરોક્ત કારણોસર શરીઅતે બન્નેવ વચ્ચે ફર્કો કર્યા છે. એમાંથી પ્રથમ એ કે,

(૧) ઈસ્લામે રોકડ રકમને રોકડ રકમથી વેપારનો વિષય બનાવ્યો નથી, બલ્કે તેના વપરાશને તેના બુન્યાદી હેતુઓ સિમિત રાખ્યો. અને તે બુન્યાદી હેતુ એ છે કે, રોકડ રકમ અદલા-

બદલીનું માધ્યમ *(Medium of Exchange)* અથવા વેલ્યુ નક્કી કરનાર *(Measure of Value)* તરીકે કામ આપે.

(૨) જો અપવાદરૂપ સંજોગોમાં રોકડને રોકડથી અદલાબદલી કરવી પડે, અથવા કરજ પેટે લેવામાં આવે, તો બન્નેવ તરફ ચૂકવણી બરાબર હોવી જોઈએ. જેથી તેનો વપરાશ વેપાર સ્વરૂપે ન કરવામાં આવે. જેના માટે અલ્લાહપાકે તેને બનાવી નથી.

## પૈસો માધ્યમ હોવા બાબતે ઈમામ ગઝાલી રહ.નો દૃષ્ટિકોણ

ઈમામ ગઝાલી રહ.એ નવસો વર્ષ પહેલાં રોકડ અને સામાન વચ્ચે ફર્ક કરતાં સમજાવ્યું હતું કે, રોકડ રકમ અલ્લાહપાકની ઘણી મોટી નેઅમત છે. જો આ માધ્યમ ન હોતે તો લોકો પોતાની જરૂરતો કેવી રીતે પૂરી કરતે ? એક માણસ પાસે ચોખા છે, તેને ઘઉંની જરૂરત છે, તો પૈસાનું માધ્યમ ન હોતે તો તે પોતાની ઘઉંની જરૂરત કેવી રીતે પૂરી કરતે ? અને જરૂરતથી વધારે ચોખાને તે શું કરતે ? એ જ પ્રમાણે દરેક વ્યક્તિની જરૂરતો અલગ-અલગ છે.

માટે પૈસાને માધ્યમ તરીકે વાપરવાની જગ્યાએ કોઈ તેને જ વેપારમાં લગાડી દે તો પછી પૈસા જ તેનો હેતુ બની જશે. અને તેનો ઢગલો વાળીને તે પોતાની જરૂરતો પૂરી શકતો નથી.

ઈમામ ગઝાલી (રહ.)નો આ દૃષ્ટિકોણ આજે નવસો વર્ષ પછી વર્તમાન અર્થશાસ્ત્રીઓને સમજમાં આવી રહ્યા છે. પરંતુ ‘‘બાદ અઝ ખરાબીએ બિસ્યાર’’ અર્થાત્ ઘણુ મોટુ નુકસાન ઉઠાવ્યા બાદ સમજમાં આવી રહ્યો છે, પરંતુ અમલમાં લાવવા માટેની હિંમત નથી. આ કારણે જ વર્તમાન અર્થશાસ્ત્રીઓ અને સરકારો એવી મુસીબતમાં સપડાય ગયા છે કે, તેનાથી છૂટકારો મેળવવો અશક્ય થઈ ગયો.

સામાન સામાન્ય રીતે બે પ્રકારના હોય છે : (૧) જરૂરત વપરાશની વસ્તુઓ, (૨) સારી વસ્તુઓ જેને પેદાઈશી વસ્તુઓ કહેવામાં આવે છે.

રોકડ રકમને પહેલા પ્રકારમાં શામેલ કરી શકતા નથી. માટે ઘણા આર્થિક નિષ્ણાંતો તેને પેદાઈશી વસ્તુઓમાં શામેલ કરે છે. પરંતુ તેની કોઈ લોજીકલ દલીલ એમની પાસે નથી. આ સદીના પ્રખર આર્થિક નિષ્ણાંત લુડવિંગ વોન માઈસીસે *(Ludwig Von Misses)* આ પ્રકારો રજૂ કર્યા બાદ જણાવ્યું કે, આ બધા નિષ્ણાંતોએ રોકડને પેદાવારમાં ગણી છે, પરંતુ તેમની કોઈ દલીલ સાચી નથી.

છેવટે નિષ્ણાંતો આ પરિણામે પહોંચ્યા કે રોકડ રકમને આર્થિક નિતીના સર્જક એદમ સ્મિથની જેમ મૃતક વસ્તુઓમાં શામેલ કરે, જે કાંઈપણ તૈયાર (પ્રોડક્ટ) નથી કરતી.

**યુરોપિય આર્થિક નિષ્ણાંતોનો પૈસા બાબતે અભિપ્રાય :**

મી. **Ludwig Von Misses** પોતે *(Kien)* દ્દષ્ટિકોણ સાથે સહમત થઈ દર્શાવ્યુ કે, રોકડ રકમ ન તો જરૂરતની વસ્તુઓમાં શામેલ છે. અને ન પેદાવારી વસ્તુઓમાં શામેલ છે. બલ્કે હકીકતમાં તે ફક્ત અદલાબદલીનું માધ્યમ જ છે.

આ સંશોધનનું વૈજ્ઞાનિક પરિણામ સ્પષ્ટ છે કે, માધ્યમને માધ્યમ જ રહેવા દેવામાં આવે, તેને નફાકારક ધંધાકીય વસ્તુ સમજવી બેવકૂફી છે. આ વાત ઈ.સ. ૧૯૩૦ના આર્થિક સંકટ સમયે લોકોની સમજમાં આવી. *(The report of Economic crises Committee)*

જાન્યુઆરી ઈ.સ. ૧૯૩૩ *(Southampton)*ની ચેમ્બર ઓફ કોમર્સે આર્થિક સંકટ માટે એક કમિટી બનાવી. જેમાં દસ નિષ્ણાંતો હતા. જેના પ્રમુખ **E. Denis Mandi** હતા. જેમણે આર્થિક કટોકટીના ઘણા બધા કારણો દર્શાવતા એક ઠરાવ આ પણ કર્યો કે, આ વાતને ચોક્કસ કરવા માટે કે રોકડ રકમ પોતાની વાસ્તવિક ભૂમિકા અને જવાબદારી (માધ્યમ) બરાબર નિભાવે છે કે નહીં ? એના માટે યોગ્ય વાત એ છે કે, તેના સામાન તરીકે વેપાર બિલ્કુલ બંધ કરવામાં આવે. રોકડ રકમની આ વાસ્તવિક ભૂમિકા (માધ્યમ) જેને પાછલા

સૈકાઓથી જાણી જોઈને છોડી દેવામાં આવી હતી. હવે લગાતાર સંકટો બાદ ઘણા નિષ્ણાંતો આ દૃષ્ટિકોણને સ્વીકારી રહ્યા છે.

પ્રો. John Gray (ઓક્સફોર્ડ યુનિવર્સિટી) પોતાના સંશોધનિય પુસ્તક "જુઠી સવાર" *(False Dawn)*માં આ પ્રમાણે લખે છે : સૌથી અગત્યની વાત એ છે કે, વિદેશી કરન્સીની અદલાબદલીની માર્કેટ વેલ્યુ એક દિવસમાં ૧.૨ ત્રિલીયન ડોલરની આશ્ચર્યજનક હદે પહોંચી ગઈ છે. જે સમગ્ર જગતના વેપારથી પચાસ ગણી વધારે છે. તેમાં લગભગ ૯૫% સોદાઓ સટ્ટાખોરી પ્રકારના છે. તેમાંથી ઘણા સોદાઓ ફયુચરઝ (ભવિષ્યના) અને ઓપશન્ઝ (પસંદગી) આધારિત ફાયનાન્સીયલ પ્રકારના સોદા-ઓથી સબંધિત છે.

માઈકલ અલ્બર્ટ *(Michael Albert)*ના કહેવા પ્રમાણે વિદેશી કરન્સીની અદલા-બદલીના દરરોજના સોદા લગભગ નવસો બિલીયન અમેરિકી ડોલર છે. જે ફ્રાન્સની વર્ષભરની કુલ આવકના લગભગ બરાબર છે. અને સમગ્ર વિશ્વની સેન્ટ્રલ બેંકોના ટોટલી હુંડિયામણના ભંડારોથી બસો મિલીયન ડોલર વધારે છે. આ ચક્કર વાસ્તવિક અર્થતંત્રને જંગી નુકસાન પહોંચાડી શકે છે. જેમકે ૧૯૯૫ ઈસ્વીમાં ઇંગ્લેન્ડની સૌથી જૂની બેંક *(Barings)*ના ધરાશયી થવાનો અનુભવ થઈ ચૂકયો છે.

આ વાત પણ યાદ રાખવા જેવી છે કે, આ દસ્તાવેજી સર્ટિફિકેટો *(Derivatives)*નો અંદાજ જ્હોન ગ્રે *(John Gray)*એ દરરોજના સોદાઓના આધારે લગાવ્યો છે. હકીકતમાં તેમની ટોટલ કિંમત ઘણી વધારે છે.

મી. રિચર્ડ થોમ્સે પોતાના પુસ્તક 'A Pocalypse Roulette'માં આ પ્રમાણે વર્ણન કર્યું છે : ફાયનાન્શીયલ દસ્તાવેજ સર્ટિફિકેટો *(Derivatives)* જેનો પ્રારંભ ૧૯૭૦ ઈસ્વીમાં થયો હતો. તેનો

ધંધાકીય વિસ્તાર ૧૯૯૬ ઈસ્વી સુધીમાં ૬૪ ટ્રિલીયન અમેરિકી ડોલર સુધી પહોંચી ચૂક્યો છે. આટલી મોટી સંખ્યાની ગણત્રીનો ખ્યાલ કેવી રીતે તમો કરી શકશો ? તમો એમ કહી શકો છો કે, આ બધા ડોલરોને એક કિનારાથી બીજા કિનારા સુધી ફેલાવી આપીએ તો ધરતી ઉપરથી સૂર્ય સુધીના અંતરથી સાંઈઠ ગણુ અંતર વધારે છે. અથવા અહિંયાથી ચાંદ સુધી પચ્ચીસ હજાર નવસો (૨૫,૯૦૦) ઘણુ અંતર વધારે થશે.

આ જ પ્રમાણેની વાતો જેમ્સ રોબર્ટસને *(James Robertson)* પોતાના છેલ્લા પુસ્તક **"Transforming Economic Life"**માં લખી છે.

આ જ વાત નવસો વર્ષ પહેલાં હઝરત ઈમામ ગઝાલી રહ.એ લખી છે કે, વ્યાજને એટલા માટે હરામ ઠેરવવામાં આવ્યુ છે કે, તે લોકોને ચોક્કસ વાસ્તવિક આર્થિક મહેનત કરવાથી રોકે છે. કારણકે જ્યારે એક માલદાર વ્યક્તિને રોકડા કે ઉધાર વ્યાજે પૈસા કમાવાની પરવાનગી આપી દેવામાં આવે તો પછી તેના માટે આર્થિક તનતોડ મહેનત કર્યા વગર (બીજા શબ્દોમાં પરસેવો પાડ્યા વગર) પૈસો કમાવવો સરળ થઈ જશે. અને આ માનવીઓના માટે નુકસાનકારક સાબિત થશે. કારણકે માનવીઓના ફાયદા-ઓનું રક્ષણ ચોક્કસ વૈપારિક લાયકાત, મશીનરી, ઉદ્યોગો અને રચનાત્મક કામો વગર શક્ય નથી.

મતલબ કે પૈસાને સામાનની અદલાબદલીનું માધ્યમ બનાવવામાં જ માનવતાનો ફાયદો છે. તેને પોતે સામાનની જેમ વેપારમાં લગાડવાથી ઘણુ મોટુ નુકસાન ઉઠાવવુ પડી રહ્યુ છે.

### વ્યાજે કરજ લેવાના નુકસાનો :

વર્તમાન મૂડીવાદી વ્યવસ્થા અને ઈસ્લામી નિયમો વચ્ચે એક બુન્યાદી ફર્ક એ છે કે, મૂડીવાદી વ્યવસ્થામાં કરજોનો હેતુ ફક્ત

વેપારી હોય છે. જેથી કરજો મારફતે કર્જ આપનાર એક ચોક્કસ નફો કમાઈ શકે.

તેનાથી વિપરિત ઈસ્લામ કરજ આપવાને નફો કમાવાનું સાધન માનતો નથી, બલ્કે તેની જગ્યાએ ઈસ્લામનો હેતુ માનવતાની દષ્ટિએ બીજા માણસોની મદદ કરી સવાબ કમાવાનો હોય છે. અથવા કોઈ વિશ્વાસુ માણસ પાસે પોતાની રકમ સુરક્ષિત કરવાની હોય છે. જ્યાં સુધી રોકાણ કરવાની વાત છે, તો ઈસ્લામમાં તેના માટે ભાગીદારી, મુઝારબત વગેરે બીજા ઉપાયો છે. કરજના સોદા મારફતે નફો પ્રાપ્ત કરવો ઈસ્લામી દષ્ટિએ જાઈઝ નથી.

કોઈ વ્યક્તિ બીજા કોઈને કરજ આપે છે, તેના ત્રણ હેતુ હોય શકે છે.

(૧) આ કરજ ફક્ત હમદર્દી સ્વરૂપે આપતો હોય.

(૨) આ કરજ તે કર્જદાર વ્યક્તિને પોતાની રકમની સુરક્ષા માટે આપતો હોય.

(૩) તે બીજા માણસને પોતાની મૂડી-નફામાં ભાગીદાર થવા માટે આપતો હોય.

પ્રથમ અને બીજી સૂરત હમદર્દી તથા સુરક્ષા માટે છે. માટે નફો લેવાનો કોઈ હક નથી.

અને જો નફો લેવો જ હોય તો પછી નુકસાનમાં પણ ભાગીદાર થવુ પડશે. તેના માટે ભાગીદારીનો ધંધો કરવાનો છે. પરંતુ મૂડીવાળો નુકસાનમાં ભાગીદાર થવા માંગતો નથી. માટે તે એવુ ચાહે છે કે, કરજ ઉપર મને નફો મળે અને કરજદાર વ્યક્તિનો નફો તેના ધંધાને આધારિત રહે. ચાહે તેમાં કરજદારને પૂરો ધંધો તબાહ થઈ જાય. તેનાથી કરજ આપનારને કોઈ લેવા દેવા નથી. આનો અર્થ એ કે કરજ દેનારનો નફો અથવા વ્યાજ ચોક્કસ છે. ચાહે કર્જ લેનારને ગમે તેવુ નુકસાન થાય. તેનાથી ઉલ્ટુ જો કરજ

લેનારનો વેપાર ખૂબ વિકસે, અને ખૂબ નફો થાય તે સુરતમાં કરજ આપનારને વ્યવસ્થિત હિસ્સો મળવો જોઈએ. પરંતુ વર્તમાન વ્યાજુ વ્યવસ્થામાં ફાયનાન્સીયરનો નફો એક નક્કી કરેલ વ્યાજ પ્રમાણ હોય છે. જેનો આધાર માંગ અને સપ્લાયની શક્તિ પ્રમાણે હોય છે, ચોક્કસ વાસ્તવિક નફો હોતો નથી. આ વ્યાજ ભાગીદારી -ના પ્રમાણમાં ઓછુ હોય છે. આ પ્રમાણે વ્યાજુ વેપારનો ધંધો એક અન્યાયપૂર્વક વાતાવરણ સર્જે છે. જેમાં બન્નેવ પક્ષોમાંથી કોઈ એક સાથે જરૂરથી અન્યાય થાય છે. આ કારણસર ઈસ્લામ વ્યાજુ વ્યવહારને નાજાઈઝ ઠેરવે છે.

જો એક વખતે વ્યાજની મનાઈ કરી દેવામાં આવે તો વેપારી કોશિષોમાં કરજોનો વપરાશ મર્યાદિત થઈ જશે. અને ફાયનાન્સીંગ-ની પૂરી ઈમારત ભાગીદારી આધારિત વ્યવસ્થા તરફ આકર્ષાશે.

કરજોનો વપરાશ ઓછો કરવા માટે જ ઈસ્લામમાં સખ્ત જરૂરતના સમયે જ કરજ લેવાની પરવાનગી આપી છે. ફક્ત દોલતમાં વધારો કરવા માટે કરજ લેવાથી મના ફરમાવ્યુ છે.

હદીષ શરીફની કિતાબોમાં મશ્હુર કિસ્સો છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ એક એવા માણસના જનાઝાની નમાઝ પઢાવવાથી ઈન્કાર કરી દીધો હતો, જે કરજની હાલતમાં મૃત્યુ પામ્યા હતા. એક સહાબી રદી.એ તેની ચૂકવણીની જવાબદારી લીધા બાદ નમાઝ પઢાવી હતી.

આ કિસ્સામાં પણ કરજ લેવાને નાપસંદ કરવા માટે જ નમાઝની મનાઈ ફરમાવી હતી.

વ્યાજને હરામ કરવાનું એક કારણ એ પણ છે કે, કોઈ માણસ બીજા માણસને વગર જરૂરતે ફક્ત અય્યાશી-વૈભવ માટે કે ધંધાકીય પ્રોજેક્ટોની પૂર્ણતા માટે વ્યાજ મુક્ત કરજ આપવા રાજી નહીં થશે. અને વ્યાજ પણ નાજાઈઝ ઠેરવ્યુ. જેથી સમાજમાં

કરજ લેવાનો રિવાજ ઓછો થશે. અને જો ધંધા માટે પૈસા આપશે તો ઈસ્લામી પધ્ધતિ ભાગીદારી અને મુઝારબત દ્વારા આપશે. જેમાં બન્નેવ નફા નુકસાનમાં ભાગીદાર રહેશે અને બન્નેવને ન્યાય મળશે. એની વિરૂધ્ધ જો એક વખતે વ્યાજને જાઈઝ ઠેરવવામાં આવે. અને લોકો કરજને ધંધાકીય રીતે પસંદ કરશે તો ચોક્કસ અર્થતંત્ર કરજામાં ડૂબી જશે. આજે બધા જ આર્થિક રીતે સધ્ધર મોટા મોટા દેશો પણ આ કારણે જ દેવામાં ડૂબી ગયા છે.

૧૯૬૨ ઈસ્વીમાં ઈંગ્લેન્ડનું દેશની અંદરનું દેવુ તેની ટોટલ આવકના ત્રીસ ટકા હતું. જે ૧૯૯૭ ઈસ્વીમાં વધીને ૧૦૦ ટકાથી પણ ઉપર થઈ ગયુ. બીજા દેશોનો તો આનાથી પણ ભૂંડો હાલ છે.

પ્રખર આર્થિક નિષ્ણાંત પટેયરવોર બર્ટસન જેમણે ભૂતકાળમાં ઘણી આર્થિક ભવિષ્યવાણીઓ કરવાનું ઈનામ પ્રાપ્ત કર્યું હતું. તે લખે છે કે, દેવાઓ *(Credit)* અને બજાર મૂડી *(Capital Markets)*એ એટલી ઝડપથી પરંતુ પારદર્શકતાની કમી અને ભવિષ્યની ચિંતા ન કરવાને લઈ જે પ્રગતિ કરી છે કે તેને લઈ હવે એક એવા ધમાકા માટે તૈયાર રહેવુ જોઈએ, જે યુરોપિય ફાયનાન્સીંગ વ્યવસ્થાને તેના જડ-મૂળ સાથે ઉખેડી ફેંકશે.

**વ્યાજના સામૂહિક નુકસાનો :**

વ્યાજુ દેવાઓની કાયમી અસરો એ હોય છે કે તે માલદારોને ફાયદો અને સામાન્ય લોકોને નુકસાન પહોંચાડે છે. એ સમગ્ર અર્થતંત્રના બધા જ પેટા વિભાગોમાં પોતાની ખરાબ અસર છોડે છે.

**આવકના સ્ત્રોતોનું શોષણ** *(A Location of Resources)* **:**

વર્તમાન બેંકીંગ વ્યવસ્થામાં એવા લોકોને જ વધુ પડતા કરજ (લોન) આપવામાં આવે છે, જે ખૂબ માલદાર હોય. અને તે આ લોન માટે આસાનીથી ગીરો *(Collatoral)* મૂકી શકે છે.

ડો. ઉમર છાપરા સાહેબ જે ઈસ્લામી ઈકોનોમિકના નિષ્ણાંત

છે. તે લખે છે કે, મી. લીસ્ટર યુરો *(Lester Thurow)*ના કથન પ્રમાણે કરજ *(Credit)* મોટા માલદારોને જ નસીબ થાય છે.

અમેરિકાની છઠ્ઠા નંબરની સૌથી મોટી બેંક મોરગન ગેરંટી ટ્રસ્ટ કંપની *(Morgan Guarantee Trust Company)*એ સ્વીકાર્યું છે કે, બેંકીંગ વ્યવસ્થા નાની કંપનીઓ અને ભાગીદારોને ફાયનાન્સીંગમાં મદદરૂપ થવામાં નિષ્ફળ નિવડી છે. અને બેંકોની વધુ પડતી રકમો ફક્ત મોટી કંપનીઓને જ ફાયનાન્સીંગ માટે ઉત્તેજન આપે છે. માટે ચાહે બેંકોમાં આવતી મોટી રકમો સામાન્ય લોકો તરફથી જ આવી રહી છે, પરંતુ તેનો ફાયદો ટોટલી મોટા ધનિકો જ ઉઠાવી રહ્યા છે.

**વ્યાજની પેદાશ ઉપર થતી ખરાબ અસરો :**

વ્યાજુ વ્યવહારમાં મજબૂત ગીરો વસ્તુઓ *(Collateral)*ના આધારે જ વ્યાજ આપવામાં આવે છે. અને ફંડોનો વપરાશ ફાયનાન્સીંગ માટે કોઈપણ પ્રકારનો બુન્યાદી માપદંડ કાયમ કર્યા વગર થાય છે. જેને લઈ માલદારો ફક્ત ધંધા માટે જ કરજ લેતા નથી, બલ્કે વૈભવી (અય્યાશી) જીવન, સામગ્રી અને ફર્નીચર માટે પણ કરજ લે છે.

એ જ પ્રમાણે સરકાર પણ રચનાત્મક પ્રગતિવાળા પ્રોગ્રામો માટે કર્જ લેતી નથી, બલ્કે ખોટા ફુઝૂલખર્ચાઓ અને રાજકીય હેતુઓની પૂર્તિ માટે કરજ લે છે. પ્રોજેક્ટોથી કોઈપણ જાતનો સબંધ રાખ્યા વગરના *(Non-project Related)* આડેધડ કરજાઓને લઈ રચનાત્મક પ્રવૃત્તિઓ માટે ભંડોળ જમા રહેતુ નથી. શિક્ષણ, સ્વાસ્થ્ય અને જરૂરી બાંધકામો માટે પૈસાની અછતનું બહાનું કાઢવામાં આવે છે. ભારત જેવા દેશમાં સ્કુલો, કોલેજો, હોસ્પિટલો જેવી પ્રાથમિક જરૂરીયાત માટે પૈસાની અછતના બહાના કાઢવામાં આવે છે. અને સરકારી તમાશાઓ, ઉત્સવો, મેળાઓ વગેરેમાં મોટી રકમો પાણીની જેમ વહેવડાવવામાં આવે છે.

**નાણાની વહેંચણી ઉપર થતી ખરાબ અસરો :**

ઉપર વર્ણન થઈ ચૂકયુ છે કે, જ્યારે વેપારને વ્યાજના આધારે ફાયનાન્સ કરવામાં આવે તો કદી વેપારીને ફાયદો થાય છે. અને કદી પૈસા આપનારને ફાયદો થાય છે. નાણાંની ન્યાયિક વહેંચણી થતી નથી. જેમકે ઈસ્લામી ભાગીદારી અને મુઝારબતમાં થાય છે.

વર્તમાન બેંકીંગ સીસ્ટમમાં બેંક પોતે જ ખાતેદારોની રકમો મોટા વેપારીઓને લોન પેટે આપે છે. તેમની પોતાની રકમ ૫ થી ૧૦ ટકા હોય છે. અને બાકીની રકમ બચતકારોની હોય છે. હવે જ્યારે મોટી રકમોને લઈ તગડો નફો મળે છે, તો વેપારી એના થોડા ટકા જ બેંકને આપે છે. જેનો ખર્ચ કાઢી બેંક બચતકારોને તેમાંથી પણ થોડા ટકા વ્યાજ (પ્રોફીટ) તરીકે આપે છે. એની તુલનામાં ઈસ્લામી ભાગીદારીમાં બેંક વેપારી પાસેથી અર્ધા ભાગનો નફો લઈ તેના ૧૦ ટકા પોતાના ખર્ચા કાઢી ચાલીસ ટકા દરેક બચતકારને તેની મૂડીના પ્રમાણમાં આપે તો તેને પોતાની મૂડી ઉપર ચાલીસ ટકા નફો મળે. અને સમાજમાં આર્થિક સમીકરણો બરાબર જળવાય રહે.

જ્યારે વર્તમાન વ્યાજુ વ્યવહારમાં માલદારને એંસી ટકા નફો મળે છે. ત્યાર બાદ ફરીથી તે વ્યાજ લઈ એંસી ટકા કમાય છે. આ પ્રમાણે તેનો નફો તો વધતો જ જાય છે. અને બચતકારોને બે-ચાર ટકા વ્યાજ મળે છે. તે પણ આ વેપારી પોતાના ખર્ચાઓમાંથી બાદ કરીને આપે છે.

વ્યાજને લઈ મોંઘવારી વધે છે. કારણકે કોઈપણ મોટો વેપારી વ્યાજને ખર્ચામાં ગણ્યા વગર રકમ પરત આપવાનો નથી.

આ વાતને અર્થતંત્રના પ્રખર નિષ્ણાંત જેમ્સ રોબર્ટસને *(James Robertson Future Wealth)* આ પ્રમાણે વર્ણન કરી છે કે, નફાની વહેંચણી ગરીબથી માલદાર તરફ, ગરીબ જગ્યાઓથી

માલદાર જગ્યાઓ તરફ, ગરીબ દેશોથી માલદાર દેશો તરફ, આ બધુ વર્તમાન ફાયનાન્સીંગ વ્યવસ્થાને આભારી છે.

શું આપણે કદી આ વ્યવસ્થા વિશે વિચાર કરીએ છીએ કે આપણે ક્યારે અને કેવી રીતે એટલા પરિપકવ અને લાયક બનીશું કે આ વ્યવસ્થાની ફરીથી એવી રીતે ગોઠવણી કરીએ કે તે ન્યાયિક રીતે ચાલી શકે ? તો પછી વ્યાજ અને ફુગાવાથી સ્વતંત્ર વ્યવસ્થા (ઈસ્લામી રોકાણકારી આધારિત)ની દલીલો આ એકવીસમી સદી માટે ઘણી મજબૂત દેખાઈ રહી છે.

**બનાવટી (કૃત્રિમ) મૂડી અને ફુગાવામાં વધારો :**

વ્યાજુ કરજની સિસ્ટમ વાસ્તવિક આવક સાથે કોઈ ખાસ સબંધ ધરાવતી નથી. અને રોકાણકાર પોતાની પાસે મજબૂત ગીરોની વસ્તુ લઈ લીધા બાદ સામાન્યત એ ખ્યાલ નથી કરતા કે તેમની રકમ કરજદાર ક્યાં વાપરી રહ્યા છે ? બેંકો અને ધંધાકીય સંસ્થાઓ મારફતે પૈસાની વ્યવસ્થા કર્યા બાદ આ પૈસાથી સામે કઈ વસ્તુઓ અને સેવાઓ લેવાઈ રહી છે. આ બાબતોથી તેમને કોઈ દિલચસ્પી પણ નથી. કારણકે એમને તો પોતાના વ્યાજથી જ લેવાદેવા છે. જેને લઈ પૈસા અને તેની સામે વસ્તુઓ વચ્ચેનું સમતુલન બાકી રહેતુ નથી. બન્નેવ વચ્ચે અસમતુલા *(Mismatch)*ને લઈ બજારમાં ફુગાવો જન્મે છે અથવા ફુગાવાનો દર વધુ તેજીથી આગળ વધી બજારને ઉધઈની જેમ ખાય જાય છે. વસ્તુઓ મોંઘી થઈ જાય છે.

**યહૂદી બેંકોની અત્યાચારી દાસ્તાન :**

આર્થિક નિતીઓ દર્શાવતા પુસ્તકોમાં બેંકો દ્વારા પૈસા પેદા કરવાના અમલને ઘણો પ્રશંસાપાત્ર દર્શાવવામાં આવે છે. પરંતુ તેના દુષ પરિણામો વિશે ચર્ચા ઓછી થાય છે.

ઈંગ્લેન્ડમાં બેંકોની સ્થાપના અને પૈસા પેદા કરવાની

ઐતિહાસિક દાસ્તાન ઘણી જ ખતરનાક રીતે શરૂ થઈ. મધ્યકાલીન અવસ્થામાં સોનીઓ પાસે લોકો અમાનત પેટે સોનાના સિક્કા રાખતા હતા. અને સોની લોકો તેમને તેની રસીદ આપતા હતા. કામકાજમાં સહુલત માટે સોનીઓએ બેરર *(Bearer)* રસીદો આપવાનું શરૂ કર્યું. જેણે આગળ જતાં સોનાના સિક્કાની ગરજ સારવા માંડી. દાસ્તાનનો આ હિસ્સો નોટોનો ઈતિહાસ દર્શાવતી વખતે વર્ણન કરી ચૂક્યો છું.

આગળની દાસ્તાન એ બની કે શરાફો (શ્રોફો)એ લોકોની અનામત પેટે રાખેલા સોનાના સિક્કા પાછલા દરવાજે ચૂપચાપ લોકોને વ્યાજુ કરજે આપવાનું શરૂ કર્યું. અને એ રીતે કરજો દ્વારા વ્યાજ કમાવાનું શરૂ કર્યું. થોડી મુદતના અનુભવ પછી એમણે જાણી લીધુ કે તેમની પાસે લોકોનું જે સોનુ છે, તેનાથી પણ વધારે રસીદો છાપવામાં વાંધો નથી. કારણકે અસલ સોનુ લેવા માટે તો કોઈ આવતુ જ નથી. આ રીતે એમણે પૈસા પેદા કરવાનું અથવા થોડી રકમ રિઝર્વ રાખી બાકી રકમ કરજે આપવાની *(Fractional Reserve Landing)* શરૂઆત થઈ. જેનો ખુલાસો એ કે રિઝર્વમાં હાજર અનામતો રાખવાવાળા લોકોના સોનાથી વધારે કર્જ આપ્યું. અને ધીમે ધીમે વધુ ભરોસો થવાને લઈ પોતાના સોનાથી દસ દસ ઘણુ વધારે કર્જ આપવા માંડયા.

શરૂમાં આ શરાફો (શ્રોફો) તરફથી લોકોની અનામતોમાં ધોકા અને તેનો ગલત વપરાશ હતો. જે કોઈપણ રીતે સહીહ ન હતું. પરંતુ સમય પસાર થતા આ જ ધોકાબાઝી મોર્ડન બેંકીંગ **Fractional Reserve Landing**ના નામથી એક ફેશનેબલ અને આદર્શ અમલ બની ગયો.

આ શ્રોફો અને બેંકરોએ ઇંગ્લેન્ડ અને અમેરિકાની સરકારોના સખ્ત વિરોધ છતાં આ પૈસા પેદા કરવાના અમલને કાનૂની બનાવવા માટે કેવી રીતે સફળતા પ્રાપ્ત કરી ? રોથ ચાઈલ્ડઝે સમસ્ત યુરોપમાં

અને રોક ફિલરે સમગ્ર અમેરિકામાં કેવી રીતે પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું ? આ એક ભૂતકાળની લાંબી યહૂદી દાસ્તાન છે. જે હવે પૈસા પેદા કરવાના અમલમાં દબાઈ ગઈ.

યહૂદીઓએ બ્રિટનમાં દાખલ થવા (બ્રિટનના રાજા એડવર્ડ પ્રથમે તેમને ઈ.સ. ૧૨૯૦માં વ્યાજખોરી અને અન્ય અપરાધોને કારણે બ્રિટનમાંથી દેશવટો આપ્યો હતો) માટે અને વ્યાજખોરીની જાળ ત્યાં ફરીથી પાથરવા માટે ક્રામવેલ નામની વ્યક્તિને લાંચ આપીને તેના હાથે બ્રિટનના રાજા ચાર્લ્સ બીજાનું ખૂન કરાવ્યું હતું. એ કાવતરાની જાણ થયા પછી બ્રિટનની પ્રજાએ ક્રામવેલનો મૃતદેહ તેની કબરમાંથી કાઢીને તેને ફાંસીના માંચડે લટકાવ્યો હતો. તેમ છતાં યહૂદી કાવતરાખોરો સુધી બ્રિટનની પ્રજા પહોંચી શકી ન હતી. તેમના કાવતરાં વિભિન્ન તબક્કાઓમાંથી પસાર થતા રહ્યા. છેવટે વિલિયમ ઓફ ઓરેન્જ યહૂદીઓની મદદથી બ્રિટનનો રાજા બન્યો. ત્યારે એણે સૌથી પહેલુ કામ એ કર્યું કે, પોતાના પરોપકારી યહૂદીઓ પાસેથી બહુ જ મોટી લોન લીધી. જેની શરતો નીચે પ્રમાણે હતી :

- કરજદાતાનું નામ ગુપ્ત રાખવામાં આવે. અને તેમને બેંક ઓફ ઈંગ્લેન્ડની સ્થાપના માટે ચાર્ટર એનાયત કરવામાં આવે.
- બેંક ઓફ ઈંગ્લેન્ડના ડિરેક્ટરોને કરન્સી માટે ગોલ્ડ સ્ટાન્ડર્ડ ***(Gold Standard)*** સ્થાપિત કરવાનો કાનૂની અધિકાર આપવામાં આવે. જે અન્વયે તેઓ બેંક ઓફ ઈંગ્લેન્ડમાં એક પાઉન્ડનું સોનું ગીરો રાખીને ૧૦ પાઉન્ડનું કરજ આપી શકે.
- તેમને કરજાઓ એકત્ર કરવાની પરવાનગી આપવામાં આવે અને પ્રજા પર સીધા કરવેરા દ્વારા મુદલ તથા વ્યાજ વસૂલ કરવાની બાંહેધરી (જામીનગીરી) આપવામાં આવે.

આમ, બ્રિટનના રાજા (કિંગ) વિલિયમે બ્રિટનની પ્રજાને ૧૨,૫૦,૦૦૦ પાઉન્ડની લોનના અવેજમાં યહૂદી વ્યાજખોરોની

આર્થિક ગુલામીની બેડીઓ પહેરાવી દીધી હતી. એ જ અર્થવ્યવસ્થા -ની અપશુકનિયાળ છાયામાં ભારતનું અર્થતંત્ર અને તેની નાણાં વ્યવસ્થાનું નિર્માણ થયુ છે. જેનું પરિણામ અત્યંત કફોડી આર્થિક પરિસ્થિતિ સ્વરૂપે આપણે ભોગવી રહ્યા છીએ. તેમ છતાં આપણી સરકાર અર્થતંત્રમાં મૂળભૂત નિતીવિષયક ફેરફારો કરવાનો વિચાર સુદ્ધાંય કરતી નથી, અને લોનો લેતી જાય છે. અને પ્રજાના માથે કરજ+વ્યાજનો બોજો વધારતી જાય છે.

જે લોકોએ બેંક ઓફ ઇંગ્લેન્ડની સ્થાપના કરીને બ્રિટનની કરન્સી અને રાષ્ટ્રીય કરજોનું નિયંત્રણ પ્રાપ્ત કર્યું હતું એટલે કે યહૂદી રોશેલ્ડ કુટુંબ *(Rothschild Family)*એ કુટુંબે બ્રિટનની અમેરિકી વસાહતો *(American Colonies)*ની કરન્સીનું પણ નિયંત્રણ પ્રાપ્ત કરી તેને વ્યાજ પર ફેરવી.

જ્યારે સ્વાતંત્ર્ય સંગ્રામનો નેતા અને ત્યારે અમેરિકાનો ભાવિ રાષ્ટ્રપ્રમુખ લેખાતા બેન્જામિન ફ્રેન્કલિને અમેરિકી વસાહતોના હિતોનું પ્રતિનિધિત્વ કરવા બ્રિટનની યાત્રા કરી ત્યારે રોશેલ્ડના સાથીદારોએ તેને પૂછયું કે, અમેરિકી વસાહતોની ખુશાલીનું રહસ્ય શું છે ? એમણે જવાબ આપ્યો કે, બહુ જ સરળ વાત છે. અમારી કરન્સી અમે જાતે જ બહાર પાડીએ છીએ અને તેને **Colonial Script** કહીએ છીએ અને પોતાની જરૂરિયાત પ્રમાણે જ તેનો ઉપયોગ કરીએ છીએ. આ વાત રોશેલ્ડ જેવા વ્યાજખોરો કેવી રીતે સાંખી શકતા હતા કે, અમેરિકી વસાહતોનું ચલણ તેના નિયંત્રણ બહાર રહે. જ્યારે કે એ વસાહતોના શાસક દેશ બ્રિટનનું ચલણ સંપૂર્ણપણે તેમના અંકુશમાં હતું. તેમણે તરત જ બ્રિટનની સરકાર પર પોતાની બેંક ઓફ ઇંગ્લેન્ડ દ્વારા દબાણ કરીને એવો કાયદો પસાર કરાવ્યો કે અમેરિકી વસાહતોના અધિકારીઓ પોતાનું ચલણ બહાર ન પાડે અને ફરજીયાતપણે બેંક ઓફ ઈંગ્લેન્ડ મારફત ચલણ મેળવે. જ્યારે કાયદાના પાલનમાં અમેરિકી ચલણ બેંક ઓફ

ઈંગ્લેન્ડમાં જમા કરાવવામાં આવ્યું ત્યારે એણે એની અડધી કરતાં વધારે કિંમત આપવાનો ઈન્કાર કરી દીધો. આ રીતે બજારમાં ફરતુ હૂંડિયામણ સંકોચાઈને અડધું થઈ ગયું.

છેવટે પરિસ્થિતિ એટલી બધી વિકટ બની ગઈ કે અમેરિકી વસાહતોને પોતાની અસ્કયામતો બેંક ઓફ ઈંગ્લેન્ડમાં ગીરો મૂકીને કરજ લેવાની ફરજ પડી. અને એક વર્ષની અંદર જ અમેરિકી વસાહતોમાં મંદીનું જબરદસ્ત મોજુ ફરી વળ્યુ. પરિણામે એની સડકો બેકારોથી ભરાઈ ગઈ. અમેરિકી વસાહતોએ બ્રિટનની ગુલામીમાંથી છૂટવા સ્વાતંત્ર્ય સંગ્રામની શરૂઆત પાછળનું એક ખૂબ જ મહત્વનું કારણ આ પણ હતું.

આઝાદી પછી આંતરરાષ્ટ્રીય વ્યાજખોરોના કરજોથી બચવા માટે અમેરિકાના નવા બંધારણના પહેલાં આર્ટિકલમાં આ વાક્ય ઉમેરવામાં આવ્યું હતું : "અમેરિકી કોંગ્રેસને ચલણી સિક્કાઓ બનાવવા અને તેનું મૂલ્ય નક્કી કરવાનો અધિકાર રહેશે."

પરંતુ અમેરિકામાં સક્રિય રહેલા આંતરરાષ્ટ્રીય વ્યાજખોરોએ બંધારણ પ્રમાણે કાયદો ઘડાવા ન દીધો. અમેરિકામાં બેંક ઓફ ઈંગ્લેન્ડના પ્રતિનિધિ હેમિલ્ટને બેંક ઓફ અમેરિકાની સ્થાપના કરી. જેના બધા જ ડિરેક્ટરો બેંક ઓફ ઈંગ્લેન્ડના એજન્ટ હતા. બન્ને બેંકોનું નિયંત્રણ આંતરરાષ્ટ્રીય વ્યાજખોરોના હાથમાં હતું. અમેરિકી કોંગ્રેસ બેંક ઓફ અમેરિકાને ચાર્ટર આપવાની ના પાડી દીધી. ઈ.સ. ૧૭૯૦માં બેન્જામિન ફ્રેન્કલિનના મૃત્યુ પછી આંતરરાષ્ટ્રીય વ્યાજખોરો હેમિલ્ટનને અમેરિકાના નાણાંપ્રધાન બનાવવામાં સફળ થઈ ગયા. હેમિલ્ટને અમેરિકી સરકાર પાસેથી બેંકને ચાર્ટર અપાવી દીધું. હવે બેંકને જાહેર અને સરકારી કરજોના આધારે કરન્સી બહાર પાડવાનો અધિકાર મળી ગયો હતો.

એ ચાર્ટરને આધારે કામ શરૂ કરતાં પહેલાં બેંક ઓફ અમેરિકાએ મોટી મોટી લોનો આપી. જ્યારે દરેક વ્યક્તિ કરજદાર

થઈ ગઈ, ત્યારે કરજ પરત મેળવવાની માંગણી કરવામાં અને સાથે સાથે નવી લોનો આપવાનું બંધ કરી દેવામાં આવ્યું. અને કરન્સી ચલણમાંથી પાછી ખેંચી લેવામાં આવી. પરિણામે બજારમાં એક બાજુ ભારે મંદી સર્જાઈ, તો બીજી બાજુ ભારે મંદીને કારણે વેપારીઓ તથા ઉદ્યોગપતિઓ કરજની પરત ચૂકવણી કરવા અસમર્થ બની ગયા. ત્યારે જે અસ્કયામતો કરજ સામેની જામીનગીરી તરીકે ગીરો મૂકવામાં આવી હતી, તે અસ્કયામતો વેચીને બહુ જ ઓછી કિંમતે બેંકે પુષ્કળ વાસ્તવિક ધન એકત્ર કરી લીધું. બધું કાયદા પ્રમાણે જ થયું હતું, પરંતુ એ સમયે બેંકે ડાકુઓ અને ધાડપાડુઓ કરતાં પણ વધુ ખરાબ ભૂમિકા ભજવી હતી.

ત્યારે જ્હોન એડમસ *(John Adams)*એ થોમસ જેફરસન *(Thomas Jefferson)*ને લખ્યું કે આપણી સઘળી મુસીબતો અને પરેશાનીઓનું મૂળ અર્થશાસ્ત્ર (નાણું, હૂંડિયામણ અને નાણાંનું રોટેશન) વગેરેની અજ્ઞાનતા છે. જેફરસને જવાબ આપ્યો કે, મને વિશ્વાસ છે બેંકિંગ સંસ્થાઓ આપણી આઝાદી માટે દુશ્મન સેનાઓ કરતાં પણ વધુ ખતરનાક છે. એમણે એક એવો ધનિક વર્ગ ઉભો કર્યો છે કે, જે સરકારનો મુકાબલો કરવા તૈયાર છે. આથી ચલણી નાણું જારી કરવાનો અધિકાર બેંકો પાસેથી ઝૂંટવી લેવો જોઈએ અને તેને સોંપી દેવો જોઈએ, જેની પાસે આ અધિકાર હોવો જોઈએ (એટલે સરકાર). એન્ડ્રયુ જેકસને જણાવ્યું કે, જ્યારે બંધારણ કોંગ્રેસને કરન્સી જારી કરવાનો અધિકાર આપે છે, પછી શા માટે કોંગ્રેસ એનો ઉપયોગ નથી કરતી ? વ્યક્તિઓ કે નિગમોને પોતાનો આ અધિકાર સોંપી દેવાને બદલે ખુદ અમેરિકન કોંગ્રેસે જ એનો ઉપયોગ કરવો જોઈએ.

આંતરરાષ્ટ્રીય વ્યાજખોરોના કાવતરાઓની આ દાસ્તાન અત્યંત લાંબી છે. તેઓ ઈચ્છે ત્યારે વિશ્વની કોઈપણ મહાસત્તાના હાલ સોવિયેત સંઘ (રશિયા) જેવા કરી શકે છે. એ લોકો વિભિન્ન

દેશોમાં આંતરવિગ્રહ કરાવીને, બજારમાં કૃત્રિમ મંદી સર્જીને, બે પાડોશી દેશો વચ્ચે યુદ્ધ કરાવીને પોતાના વ્યાજે ધિરાણ કરવાના કારોબારને વિકસાવે છે. રાજકીય લાભ પણ ખાટે છે. ગરીબ અને વિકાસશીલ દેશોની સરકારોને પોતાના તાબે કરીને એ દેશોની પ્રજાઓનું શોષણ કરે છે.

**જગત પર રાજ કરતુ યહૂદી બેન્કરોનું “ઈલ્યુમિનેટી” નામનું જૂથ :**

કેનેડામાં રહેતા હેન્રી મેકોવ નામના લેખકે ''ઈલ્યુમિનેટી'' નામના પુસ્તકમાં દેશોની સરકારો, મલ્ટીનેશનલ કંપનીઓ અને યુનો જેવી સંસ્થાઓના માધ્યમથી દુનિયાભરની પ્રજાને ગુલામ બનાવનારા અને તેમનું શોષણ કરનારા બેન્કરોના જુથની વાત કરી છે. આ બેન્કરો બધા યહૂદી છે. સ્વિટ્ઝર્લેન્ડ, બેંક ઓફ ઈંગ્લેન્ડ અને ફેડરલ રિઝર્વ પણ તેમના અંકુશ હેઠળ છે. વર્લ્ડ બેન્ક અને ઈન્ટરનેશનલ મોનિટરી ફંડની નીતિઓ પણ તેમના આદેશ મુજબ ઘડાય છે. યુનો, યુનિસેફ અને યુનેસ્કો જેવી સંસ્થાઓ પણ તેમના નિર્દેશો મુજબ ચાલે છે. દવાઓ બનાવતી, ખનિજ તેલનો ધંધો કરતી અને શસ્ત્રો બનાવતી મોટાભાગની કંપનીઓ પણ આ જૂથના કબ્જામાં છે. દુનિયાના દેશોની આર્થિક નીતિઓ પણ તેઓ નક્કી કરે છે. અમેરિકાના પ્રમુખ અને બ્રિટનના વડાપ્રધાન પણ તેમના ઈશારા ઉપર નાચે છે. અમેરિકાના જે પ્રમુખ તેમની નીતિઓ મુજબ કામ ન કરે, તેમની હત્યા કરી નાખવામાં આવે છે. આશરે એક ડઝન બેન્કરોનું બનેલું ''ઈલ્યુમિનેટી'' નામનું જૂથ રિમોટ કન્ટ્રોલથી દુનિયા ઉપર રાજ કરે છે.

વિશ્વની પ્રજાને પોતાની ગુલામ બનાવીને તેમનું આર્થિક શોષણ કરવું એ ''ઈલ્યુમિનેટી''નું મુખ્ય ધ્યેય છે. આ માટે તેઓ દુનિયાના દેશોની સરકારોને પોતાની ગુલામ બનાવે છે. આપણી ભારત સરકારની વાત કરીએ તો તે પણ સ્વતંત્ર નથી. આપણી આર્થિક

નીતિઓ ભલે રિઝર્વ બેંક નક્કી કરતી હોય, પણ રિઝર્વ બેંક વિશ્વ બેંકના ઓર્ડર મુજબ જ કામ કરે છે. આપણી શિક્ષણ નીતિ ભલે કેન્દ્ર સરકારનું માનવ સંશાધન મંત્રાલય નક્કી કરતું હોય, પણ આ મંત્રાલય યુનેસ્કોના આદેશ મુજબ જ કામ કરે છે. ભારતની સ્કૂલોમાં સેક્સનું શિક્ષણ આપવાનો જે નિર્ણય લેવામાં આવ્યો, તે યુનેસ્કોની એક યોજનાના ભાગરૂપે જ લેવામાં આવ્યો હતો. ભારતના તમામ બાળકો શાળાઓમાં જે પાઠ્ય પુસ્તકો ભણે છે, તે યુનેસ્કોના આદેશ મુજબ જ તૈયાર કરવામાં આવે છે. આપણા દેશનો વેપાર વર્લ્ડ ટ્રેડ ઓર્ગેનાઈઝેશનના કાયદાઓ મુજબ જ ચલાવવામાં આવે છે. આ મુજબ જ આપણે આપણા કાયદાઓમાં ફેરફાર કરવા પડે છે. કેન્દ્ર સરકારનું આરોગ્ય ખાતુ વર્લ્ડ હેલ્થ ઓર્ગેનાઈઝેશનના આદેશ મુજબ કામ કરે છે. વર્લ્ડ હેલ્થ ઓર્ગેનાઈઝેશન એમ કહે કે, સ્વાઈનફ્લૂ મહામારી છે, એટલે આપણે ફરજીયાત તે સ્વીકારી લેવું પડે છે. અને તે મુજબ દેશના નાગરિકોને દવાઓ અથવા રસીઓ આપવી પડે છે.

યહૂદી બેન્કરોના એક જૂથ દ્વારા જ આપણા ધર્મોને ખતમ કરવાની ચાલ ચાલવામાં આવે છે. આપણા શિક્ષણમાં વિદેશીઓના દોરીસંચાર હેઠળ એવા પાઠો ઘુસાડવામાં આવ્યા છે, જેથી બાળકોની ધર્મ ઉપર શ્રદ્ધા ઉઠી જાય અને તેઓ ધર્મગુરૂઓને ધિક્કારતા થઈ જાય. આ શિક્ષણ લેનારી નવી પેઢી નાસ્તિક બની રહી છે.

''ઈલ્યુમિનેટી'' જૂથ આશરે છેલ્લા ૨૦૦૦ વર્ષથી અસ્તિત્વમાં છે. ઈસુ ખ્રિસ્તને વધ સ્તંભ ઉપર (ખ્રિસ્તી માન્યતા પ્રમાણે) ચડાવનારા યહૂદીઓ પણ આ જૂથના સભ્યો હતા. વચ્ચે ૧૬૦૦ વર્ષ સુધી આ જૂથના અસ્તિત્વ બાબતમાં શંકા સેવાઈ રહી હતી. ૪૦૦ વર્ષ અગાઉ આ જૂથ ફરીથી સક્રિય બન્યું હતું. ખ્રિસ્તી ધર્મગુરૂઓની માન્યતા સામે બળવો પોકારનાર ગેલિલિયો પણ આ જૂથનો સભ્ય હતો. ગેલિલિયો અને કોપરનિક્સે દુનિયાના કેન્દ્રમાં

પૃથ્વી હોવાની માન્યતાને ખોટી જણાવી રોમન કેથોલિક ચર્ચની સત્તા સામે પડકાર ફેંક્યો હતો. ચાર્લ્સ ડાર્વિન પણ "ઈલ્યુમિનેટી"નો સભ્ય હતો. તેણે ઉત્ક્રાંતિનો સિદ્ધાંત આપીને ખ્રિસ્તી ધર્મની ઈશ્વર કર્તુત્વની થિયરીના પાયા હચમચાવી નાંખ્યા હતા. આ પ્રહારમાંથી ખ્રિસ્તી ચર્ચને હજી કળ વળી નથી. પ્રજા ઉપરની ધર્મગુરૂઓની પકડને ખતમ કરવામાં આ જૂથનો મોટો ફાળો છે.

કોઈપણ પ્રજા ઉપર તેના દેશની સરકારની અને ધર્મની પકડ ખતમ થઈ જાય, એટલે તે મૂળ વગરનો બની જાય છે. "ઈલ્યુ-મિનેટી" જૂથ જગતમાં એવી પરિસ્થિતિ પેદા કરવા માંગે છે, જેમાં રાષ્ટ્રના અને ધર્મના સીમાડાઓ તૂટી જાય અથવા ઢીલા પડી જાય. રાષ્ટ્ર અને ધર્મ પછી આ જૂથનું નિશાન કૌમ છે. પ્રજાજનો ઉપર કૌમની અસર વ્યાપક હોય ત્યાં સુધી તેઓ બજારના પરિબળોની અસરમાં આવતા નથી. અને તેમનું આર્થિક શોષણ પણ કરી શકાતું નથી. "ઈલ્યુમિનેટી" સંસ્થાના હાથમાં દુનિયાના મુખ્ય પ્રચાર માધ્યમો છે. એપી અને રોઈટર જેવી સમાચાર સંસ્થા તેમના અંકુશમાં છે. ટીવીની મુખ્ય ચેનલો અને દુનિયાના મુખ્ય અખબારો પણ તેમના કાબૂમાં છે. આ પ્રચાર માધ્યમોનો ઉપયોગ તેઓ કૌમો વચ્ચે વૈમનસ્ય ફેલાવવા માટે અને કૌમને બદનામ કરવા માટે કરે છે. આ જૂથનો પ્રભાવ શિક્ષણની સંસ્થાઓ પર પણ છે. આ સંસ્થાઓમાં બાળપણથી એવું શિક્ષણ આપવામાં આવે છે કે, કૌમ અને જ્ઞાતિ સંસ્થાઓ ખરાબ છે.

કોઈ વ્યક્તિ તેના રાષ્ટ્રના, કૌમના અને ધર્મના અંકુશમાંથી નીકળી જાય તે પછી પણ તેના પરિવારનો તેના ઉપર અંકુશ રહે છે. માણસ જ્યાં સુધી પરિવારનું પીઠબળ ધરાવતો હોય, ત્યાં સુધી તેનું આર્થિક શોષણ કરવું મુશ્કેલ બની જાય છે. "ઈલ્યુમિનેટી" જૂથનું ટાર્ગેટ ફેમિલી સિસ્ટમ પણ છે. દુનિયાના દેશોમાં છૂટાછેડાને પ્રોત્સાહન આપતા જે કાયદાઓ બનાવવામાં આવ્યા છે, તે આ જૂથના

આડકતરા પ્રભાવ હેઠળ જ બનાવવામાં આવ્યા છે.

*(ગુજરાત સમાચાર : શનિવાર, ૧૪ ઓગષ્ટ ૨૦૧૦)*

આ બધાનો ખુલાસો એ જ કે વર્તમાન બેંકો કોઈ નક્કર વસ્તુ વગર પૈસા પેદા કરે છે. તેમના પોતાના ખાતાની રકમોથી દસ ઘણી લોન આપવાની તેમની પરવાનગી મળી ગઈ છે.

ગર્વમેન્ટના અસલ (વાસ્તવિક) પૈસા અને કર્જથી મૂકત સિક્કાઓ કરતાં માર્કેટમાં ફરતા પૈસાની સંખ્યા દસ ઘણી વધી ગઈ છે. જેમાંથી વધુ પડતી બનાવટી છે. જેને બેંકોના ફાયના-ન્સીંગને કારણે પેદા કરવામાં આવી છે. બધા જ દેશોમાં સરકારે જારી કરેલ ચલણની સંખ્યા ઓછી થતી જાય છે. અને બેંકોએ પેદા કરેલ રૂપિયા (જેની પાછળ કોઈ તાકતવર નક્કર પ્રોપર્ટી નથી) વધી રહ્યા છે.

કરજ ઉપર કરજના આ ચક્કરોને કારણે દરેક દેશમાં સરકારના છાપેલા ચલણનું પ્રમાણ ઘટી રહ્યુ છે.

ઈંગ્લેન્ડનો જ દાખલો લઈએ કે ત્યાં ૧૯૯૭ ઈસ્વીની રિપોર્ટ પ્રમાણે ટોટલી પૈસાનો સ્ટોક ૬૮૦ બિલિયન પાઉન્ડ હતો. જેમાંથી ફક્ત ૨૫ બિલિયન પાઉન્ડ બ્રિટિશ સરકારે સિક્કાઓ અને કાગળની નોટો સ્વરૂપે જારી કર્યા હતા. તે સિવાય બાકીના ૬૫૫ બિલિયન પાઉન્ડ બેંકો દ્વારા પેદા કરવામાં આવ્યા. એનો મતલબ એ થયો કે ટોટલી મૂડીના ફક્ત ૩.૬ ટકા જ કરજોથી મુક્ત હતા, જ્યારે બાકી ૯૬.૪ ટકા બેંકોએ પેદા કરેલ પરપોટા સિવાય કાંઈ જ ન હતું. આ પરપોટા કેટલી ઝડપથી વધી રહ્યા છે, તેનો ૧૯૭૭ ઈસ્વીથી લઈ ૧૯૯૭ ઈસ્વી સુધીનો વીસ વર્ષનો રેકોર્ડ બતાવે છે કે, ૧૯૭૭ ઈસ્વીમાં કુલ ૬૫ બિલિયન પાઉન્ડ બેંકો મારફતે બજારમાં ફરતા હતા. તેની તુલનામાં બ્રિટિશ સરકારના જારી કરેલ પાઉન્ડ ૮.૧ બિલિયન હતા. જેનો અર્થ એ થયો કે ટોટલી રકમમાંથી કરજમુક્ત મૂડી ફક્ત ૧૨ ટકા હતી. અને ૧૯૯૭માં કુલ ૬૮૦

બિલિયન બજારમાં ફરતા હતા. જેમાંથી સરકારે જારી કરેલ પાઉન્ડ ૨૫ બિલિયન હતા. જે કુલ રકમના ૩.૬ ટકા થઈ ગયા હતા. જેનો સીધો અર્થ એ થયો કે વીસ વર્ષ પહેલા સરકારે જારી કરેલ મૂડી અસલ મૂડીના ૧૨ ટકા હતા, જે ઘટીને સાડા ત્રણ ટકા થઈ ગઈ.

આનાથી બે વાતો માલૂમ પડી : (૧) એક એ કે ઇંગ્લેન્ડનું આર્થિક તંત્ર સાડા ત્રણ ટકા છોડી બાકીના ૯૬.૪ ટકા દેવામાં ડુબેલુ છે. (૨) બીજી વાત એ કે દેશમાં ચક્કર લગાવતા પૈસામાંથી ૯૬.૫ ટકા ફક્ત કોમ્પ્યુટરના તૈયાર કરેલા આંકડાથી વધુ કાંઈ નથી. અને તેની પાછળ કોઈ નક્કર સામાન અસ્તિત્વ ધરાવતો નથી.

અમેરિકાની પણ લગભગ આ જ પ્રમાણે હાલત છે. મી. પેટરીક એસ. જે. કારમાર્ક *(Patric S. J. Carmack)* અને મી. બિલ સ્ટીલ *(Bill Still)* પોતાની વાત આ પ્રશ્નથી શરૂ કરે છે કે, આપણા માથે આટલા બધા પ્રમાણમાં દેવુ કેમ છે ? કારણકે આપણે એક કાલ્પનિક નાણાં વ્યવસ્થામાં મહેનત કરી રહ્યા છે. બેંકો કરન્સી પેદા નથી કરતી, પરંતુ તે નવા કરજ ઉભા કરી ચેકબૂકની રકમ અથવા ખાતાઓ પેદા કરે છે. હકીકતમાં એક ત્રિલિયન ડોલરથી વધુ રકમ પ્રાયવેટ રીતે પેદા કરી ખુલ્લી માર્કેટમાં અમેરિકી બોન્ડ ખરીદવા પાછળ ખર્ચવામાં આવી. જે બેંકોને પચાસ મિલિયન ડોલર વ્યાજ આપે છે. આ તે વ્યાજની રકમથી ઓછી છે, જે તે ખાતેદારોને ચૂકવે છે. આ રીતે ફ્રીક્શનલ રિઝર્વને કરજ પેટે આપી નેવું ટકાથી પણ વધુ રકમ પેદા કરે છે. અને એટલા જ માટે તે નેવુ ટકાથી વધુ ફુગાવાનું કારણ બને છે.

જો કે નાણાની સપ્લાયને રોકવાના ઘણા રસ્તાઓ શોધવામાં આવ્યા છે. જેમાંથી એક ઈન્ટ્રસ્ટ રેટ *(Interest Rates)*ને કંટ્રોલ કરવું પણ છે. છતાં આ બધી યુક્તિઓ અસલ બીમારીનો ઈલાજ નથી.

એટલા જ માટે મી. માઈકલ રોબોર્થમે *(Michacle Rowbortham)* સાચો રિમાર્ક લખ્યો છે કે, સરકાર ફુગાવાને ડામવા ઈન્ટ્રસ્ટ રેટને ઓછોવત્તો કરે છે. જે કોઈ વખતે કરજ લેવા પ્રોત્સાહિત કરે છે, અને કદી નિરાશ કરી દે છે. જેને લઈ આર્થિક પ્રગતિની ચાલ ધીમી પડી જાય છે અથવા તેજ થઈ જાય છે. આને કારણે માર્કેટ ઉથલપાથલનો શિકાર થઈ જાય છે. અને અમૂક લોકોના વાંકે બીજા લોકોના કરજો ઉપર બોજ વધી જાય છે. આ પધ્ધતિ અન્યાય આધારિત છે. આને લઈ ઘણા લોકોએ દેવાળુ ફૂંક્યુ, વેપારો પડી ભાંગ્યા, ઘણા બેરોજગાર થઈ ગયા.

ઉપરોક્ત કારણો સિવાય બેંકો અને ધંધાકીય સંસ્થાઓ તરફથી પેદા કરેલ પાયા વગરનું નાણું ઈન્ટરનેશનલ માર્કેટમાં ભવિષ્ય *(Futures)* અને પસંદગી *(Options)*ની સૂરતમાં **Derivatives** દ્વારા સટ્ટાખોરીના વેપારમાં વપરાય રહ્યા છે. જેનો અર્થ એ કે પહેલા નાણાંની માંગણીને નાણાં તરીકે સ્વીકારવામાં આવ્યુ હતું. હવે તો માંગણીની માંગણીને જ નાણાંનો દરજ્જો આપવામાં આવી રહ્યો છે.

એક અંદાજ પ્રમાણે એકસો પચાસ ત્રિલિયન ડોલરથી વધારે કિંમતના **Derivatives** જગતભરમાં ચક્કર ખાય રહ્યા છે. જ્યારે કે વિશ્વના ૧૮૮ દેશોની સંયુક્ત પેદાવાર *(GDP)* ફક્ત ૩૦ ત્રિલિયન ડોલર છે.

આ વેપારની ૮૦ ટકા રકમ લગભગ બે ડઝન બેંકો અને ફંડના હેજીંગના કારોબાર *(Hedge Funds)*માં લાગેલી છે.

વિશ્વભરની આર્થિક પરિસ્થિતિ એક ફુગ્ગાની જેમ છે. જે દરરોજના નવા કરજા અને ફાયનાન્સીંગ સોદાઓથી ફુલતી જાય છે. જેનો વાસ્તવિક ચીજ-વસ્તુઓથી કોઈ જ સબંધ નથી. આ મોટો ફુગ્ગો માર્કેટના આંચકાઓ *(Shocks)*ની પકડમાં છે. અને કોઈપણ વખતે ફૂટી શકે છે. પાછલા વર્ષોમાં ઘણી વખતે આવું

બની ચૂકયુ છે. ખાસ કરીને જ્યારે એશિયન ટાયગર સંપૂર્ણ તબાહીના કિનારે પહોંચી ગયા હતા. અને તેના આંચકાઓ વિશ્વભરમાં લાગ્યા હતા. અને મિડીયાએ શોર મચાવ્યો હતો કે માર્કેટનું અર્થતંત્ર છેલ્લા શ્વાસ લઈ રહ્યુ છે.

એકવાર ફરી પાછા જેમ્સ રોબર્ટસનનો હવાલો આપીએ છીએ, જેમણે પોતાના શાનદાર પુસ્તક **"Transforming Economic Life : A Millanial Challenge"**માં આ વિષયે વિશ્લેષણ કરતા લખ્યું છે કે, લોકો નાણું, બેંકીંગ, ફાયનાન્સીંગ વ્યવસ્થાની અસ્થિરતા, ઓડિટ હિસાબ કિતાબથી બેપરવાઈ, બેજવાબદારી, શોષણકારી અને કંટ્રોલ વગરની માર્કેટીંગનો દરરોજ અનુભવ કરી રહ્યા છે. વિશ્વના દૂર સુદૂરના દેશમાં ફાયનાન્સીંગ ફેંસલાઓને કારણે તેમણે પોતાના ઘરો અને નોકરીઓથી કેમ હાથ ધોવા પડે છે ? સિંગાપૂરમાં અમૂક લોકો ટોકિયો સ્ટોક એક્સચેંજમાં સટ્ટો રમવા કેવી રીતે સમર્થ હોય છે કે, તેનાથી લંડનની બેંકો દેવાળુ ફૂંકવા મજબૂર થઈ જાય છે. લંડન શહેરમાં ***(Derivative)*** વેપાર કરનારા પ્રાયમરી સ્કુલના વાર્ષિક બજેટથી વધારે નફો કેવી રીતે પ્રાપ્ત કરી લે છે. મૂડીવાદી દેશોમાં સરકારોની દખલગીરી ન કરવા ***(Laissez-Fair)***ને લઈ સ્વતંત્રતા અને જીવનના દરેક ક્ષેત્રે માર્કેટ વેલ્યુની સ્વતંત્રતાએ આપણા જાહેરી અને સેક્યુલરવાદી સમાજને ખતરામાં નાંખી દીધા છે. મને સામ્યવાદની તુલનામાં મૂડીવાદથી વધારે ખતરો લાગે છે.

ઉપરોક્ત લંબાણપૂર્વક હવાલાઓ વાંચતા આપને કંટાળો જરૂર આવ્યો હશે, પરંતુ વ્યાજુ વ્યવહારની વાસ્તવિક ભયાનકતાઓ સમજવા માટે આ હવાલાઓ જરૂરી હતા. જેથી વ્યાજુ વ્યવહારને જીવનની દોરી સમજનારા લોકો ચેતી જાય, જેમને કુર્આન શરીફના ચૌદસો ત્રીસ વર્ષના ચેલેન્જે ન જગાડ્યા હોય તે આંખો દેખો અહેવાલ જોયા બાદ પણ જો નહીં ચેતશે તો પછી ‘‘ખાદો

ખોડે તે પડે'' પંક્તિ પ્રમાણે તે પોતાની આર્થિક કબરો પોતાના માટે જ ખોડી રહ્યા છે.

**વિશ્વ કરન્સીમાં થયેલ ફેરફારોનો ઈતિહાસ :**

પહેલાના સમયમાં લોકો વસ્તુથી વસ્તુ (Barter)ની અદલા-બદલી કરતા હતા, પરંતુ તેમાં ઘણી મુશ્કેલીઓ હતી. માટે તેને છોડી એક બીજી વ્યવસ્થા કાયમ થઈ, જેને Commodity Money કહેવામાં આવે છે. તેમાં અમુક ખાસ ખાસ વસ્તુઓને કિંમત સ્વરૂપે સ્વીકારવામાં આવવા માંડી. જેમકે અનાજ, ચામડુ, લોખંડ વગેરે. પરંતુ તેમાં પણ દિવસે દિવસે અડચણો ઉભી થવા માંડી. અને લોકોની જરૂરીયાત વધવા માંડી.

છેવટે ત્રીજા તબક્કામાં લોકોએ સોના-ચાંદીને કિંમત સ્વરૂપે નક્કી કર્યા. કારણકે આ બન્નેવ કિંમતી ધાતુ છે. અને ચાહે ઝવેરાત સ્વરૂપે હોય કે વાસણ સ્વરૂપે હોય, તેમની પોતાની એક ખાસ વ્યક્તિગત કિંમત રહે છે. તથા હેરાફેરીમાં પણ આસાની રહે છે. આ વ્યવસ્થાને Metalic Money System કહે છે. આ વ્યવસ્થામાં પણ ઘણી બધી ચડતી પડતી થઈ.

પ્રથમ સોના-ચાંદીની સાઈઝ, વજન અને સાફ-સફાઈમાં ફર્ક રહેતો હતો, ત્યાર બાદ ટંકશાળમાં સિક્કા પાડવાનો રિવાજ શરૂ થયો. અને સિક્કાઓ વજન, મોટાઈ, સાઈઝ વગેરેમાં બરાબર બનવા લાગ્યા. તથા તેના ઉપર બન્નેવ તરફ મહોર પણ લગાડવામાં આવતી હતી. અને સિક્કાની જાહેરી કિંમત *(Face Value)* જે ઉપર લખવામાં આવતી હતી, તે તથા તેમાં આવતા સોના-ચાંદીની વાસ્તવિક કિંમત *(Goldor Silver Content)* બન્નેવ બરાબર થતી હતી. આ વ્યવસ્થાને Gold Specie Standard કહેવામાં આવતી હતી.

અમૂક દેશોમાં બન્નેવ ધાતુ (સોનુ-ચાંદી) કરન્સી સ્વરૂપે અપનાવવામાં આવી. અને બન્નેવ વચ્ચે ફર્ક કરવા માટે બન્નેવની

એક ખાસ કિંમત નક્કી કરી દીધી. આ વ્યવસ્થાને **Bi-Metalism** કહે છે. પરંતુ આ વ્યવસ્થામાં બીજી અડચણો ઉભી થઈ તે એ કે બન્નેવ ધાતુના સિક્કામાં આપસી અદલાબદલી માટે જે કિંમત નક્કી થઈ હતી, તેની વિવિધ શહેરોમાં વિવિધ કિંમતો થઈ જતી હતી. જેને લઈ લોકો કરન્સીને માધ્યમ સ્વરૂપે વાપરવાની જગ્યાએ તેનો જ વેપાર કરવા માંડયા. દા.ત. અમેરિકામાં એક સોનાના સિક્કાની કિંમત ચાંદીના પંદર સિક્કાથી થતી હતી. પરંતુ તે જ સમયે યુરોપમાં સોનાના એક સિક્કાની કિંમત સાડા પંદર સિક્કા બરાબર હતી. આ સુરતમાં વેપારી અમેરિકાથી સોનાના સિક્કા જમા કરી યુરોપમાં વેચી દેવા માંડયો, જેથી તેને વધારે ચાંદી મળે. ત્યારબાદ આ ચાંદીના સિક્કાને અમેરિકા જઈ સોનાના બદલે વેચી આપતો. અને ફરી સોનાના સિક્કા લઈ યુરોપમાં વેચવા માંડતો.

આ પ્રમાણે વેપારને લઈ અમેરિકાનું સોનુ યુરોપમાં આવવા માંડયુ તો અમેરિકાએ પણ તેમજ કર્યું કે સોનાના એક સિક્કાના બદલે ચાંદીના સોળ સિક્કા આપવા માંડયા. હવે ઉલ્ટુ થયુ કે યુરોપનું સોનું અમેરિકા ટ્રાન્સફર થવા માંડયુ.

સોના અને ચાંદીના સિક્કા પોતાના કિંમતી હોવાને લઈ તેની ચોરી અને લૂંટફાટ આસાન હોય છે, અને અમૂક બનાવો પણ લૂંટફાટના બની ગયા, માટે માલદારોએ નવો વ્યૂહ રચ્યો.

તેમણે આ સોનાના સિક્કા વધુ પ્રમાણમાં સોનીઓ અને શરાફો ***(Money Changer)*** પાસે અમાનત સ્વરૂપે આપી દીધા. અને સોની તથા શરાફ તેના બદલામાં માલદારોને એક ગેરન્ટીનામુ અથવા રસીદ ***(Receipt)*** આપતા થયા. ધીમે ધીમે જ્યારે લોકોને સોનીઓ ઉપર વિશ્વાસ બેસી ગયો, તો આ જ રસીદોને લેવડદેવડ વખતે કિંમતની જગ્યાએ આપવા માંડયા. માટે એક ગ્રાહક દુકાને જઈ પોતાની જરૂરતની વસ્તુ ખરીદતો. અને તેના બદલામાં વેપારીને રસીદ આપતો. વેપારી પણ મોટા વેપારી પાસેથી સામાન ખરીદતો

હતો, ત્યારે આ જ રસીદો આપતો. આ પ્રમાણે લોકોમાં રસીદોનો રિવાજ પ્રચલિત થઈ ગયો.

ઈ.સ. ૧૭૦૦ના શરૂમાં જ્યારે આ રસીદોનો રિવાજ વધુ થઈ ગયો તો આ રસીદોએ પ્રગતિ કરી એક ચોક્કસ ચલણી નોટનું સ્વરૂપ ધારણ કરી લીધુ. જેને "બેંક નોટ" કહેવામાં આવે છે. સૌપ્રથમ સ્વિડનની સ્ટોકહોમ બેંકે આ કાગળની નોટ જારી કરી.

તે વખતે કાગળની નોટો છાપનાર બેંક પાસે તેટલા જ પ્રમાણમાં તેની કિંમત બરાબર સોનું પણ સ્ટોકમાં રહેતુ હતુ. અને બેંક સાવચેતી રાખી તેટલી જ નોટો બહાર પાડતી હતી, જેટલુ સોનુ હોય.

અને કાગળની નોટ ધરાવનાર વ્યક્તિ જ્યારે તે નોટોના બદલામાં સોનુ પ્રાપ્ત કરવા ચાહે ત્યારે તેટલુ સોનુ આપવા બેંકો બંધાયેલી હતી. એટલા જ માટે આ વ્યવસ્થાને **Gold Bullion Standard** કહે છે.

ઈ.સ. ૧૮૩૩માં જ્યારે બેંક નોટોનો રિવાજ ઘણો વધી ગયો તો સરકારોએ પણ તેને કાનૂની નાણા ***(Legal Tender)***નો દરજ્જો આપ્યો અને દરેક કર્જ લેનાર માટે જરૂરી કરી દીધુ કે તે પોતાના કર્જના બદલામાં આ નોટને પણ તે જ રીતે કબૂલ કરે, જેવી રીતે તે સોના-ચાંદીના સિક્કા કબૂલ કરે છે. ત્યારબાદ વેપારી બેંકોને નોટો છાપવાથી રોકવામાં આવી અને ફક્ત ગર્વમેન્ટની બેંકને જ નોટો છાપવાની પરવાનગી આપી.

ત્યાર બાદ સરકારોને લડાઈઓ તથા આવકના સ્ત્રોતોની કમીને લઈ પોતાના પ્રોજેક્ટો માટે ઘણી તકલીફો પડી. માટે તેમણે પોતાના સોનાના ભંડારોથી વધુ નોટો છાપવાની જરૂરત પડી. ધીમે ધીમે નોટો અને સોનાના પ્રમાણમાં ઘણો મોટો ફર્ક પડી ગયો. અને પબ્લીક તરફથી નોટોના બદલામાં સોનાની માંગ ન હોવાને લઈ તેમાં વધુથી વધુ ફર્ક પડવા માંડયો. બીજા શબ્દોમાં દેશના

બજારમાં એવી નોટોનું પ્રમાણ વધી ગયુ, જેના બદલામાં સોનું ન હતું. પરંતુ વેપારીઓ તથા સામાન્યજનોને પોતાની સરકારો ઉપર વિશ્વાસ હતો કે જ્યારે તેમને સોનાની જરૂરત પડશે ત્યારે સરકાર તે આપવા સક્ષમ છે. આ પ્રકારની નોટોને **Fiduciary Money** કહેવામાં આવે છે. પરંતુ અમુક લોકોએ ગર્વમેન્ટની બેંકો પાસે નોટોના બદલામાં સોનાની માંગણી કરી અને સરકારો તે આપી ન શકી. જેથી અમૂક દેશોએ નોટોના બદલામાં સોનુ આપવાની કડક શર્તો લાગુ પાડી. ઇંગ્લેન્ડે તો ૧૯૧૪ના વિશ્વયુધ્ધ બાદ સોનુ આપવાનું બિલ્કુલ બંધ કરી આપ્યુ. ત્યારબાદ ૧૯૨૫ ઈસ્વીમાં ફરીથી એ શર્તે પરવાનગી આપી કે સત્તરસો પાઉન્ડથી ઓછી રકમવાળાને સોનુ મળશે નહીં. ત્યારે આ રકમ ઘણી મોટી હતી, માટે ઘણા લોકો આ અધિકારથી વંચિત થઈ ગયા. ત્યારબાદ ઈ.સ. ૧૯૩૧માં પાછો કાયદો બનાવ્યો કે હવે કોઈને પણ (ચાહે ૧૭૦૦ પાઉન્ડથી વધારે રકમ હોય) સોનુ મળશે નહીં.

પરંતુ બે દેશોની સરકારો વચ્ચે એકબીજાનું સન્માન જાળવવા આ કાયદો બાકી રાખવામાં આવ્યો. દા.ત. અમેરિકા પાસે ઇંગ્લેન્ડના પાઉન્ડ આવે, અને તે તેના બદલામાં સોનાની માંગણી કરે, તો ઇંગ્લેન્ડ માટે જરૂરી છે કે તેના બદલામાં અમેરિકાને સોનુ આપે. આ વ્યવસ્થાને **Gold Exchange Standard** કહે છે.

આ કાયદા પ્રમાણે અમલ થતો રહ્યો. પરંતુ ઈ.સ. ૧૯૭૧માં અમેરિકાને ડોલરની કિંમતમાં કમીના કારણે સંકટનો સામનો કરવો પડયો. અને સોનાની કમી થઈ ગઈ તો અમેરિકી સરકારે મજબૂર થઈ આ કાયદો લાગુ પાડયો કે હવે તે નોટોના બદલામાં સોનુ આપવાનું બંધ કરે છે. ત્યારબાદ ૧૯૭૪ ઈસ્વીમાં ઈન્ટરનેશનલ મોનેટરી ફંડે સોનાની જગ્યાએ નવો દ્દષ્ટિકોણ ***(Social Drawing Rights)*** રજૂ કર્યો.

જેનો ખુલાસો એ કે **International Monetary Fund**ના

મેમ્બરોને અધિકાર આપ્યો કે તે વિવિધ દેશોની કરન્સીનું એક ચોક્કસ પ્રમાણ વિદેશી કરજોની ચૂકવણી માટે કાઢી શકે છે. અને પ્રમાણ ચોક્કસ કરવા માટે ૮૮૮૬૭૬ ગ્રામ સોનાનું પ્રમાણ નક્કી કરવામાં આવ્યુ. (આટલા પ્રમાણનું સોનું જેટલી કરન્સી દ્વારા ખરીદી શકાય તેટલી કરન્સી એક દેશ કાઢી શકે છે.)

માટે હવે કોઈ દેશે આ હક્ક મેળવવો (જેને ટૂંકમાં S.D.R. કહે છે) સોનાનો સંપૂર્ણ વિકલ્પ થઈ ગયો છે. અને હવે સોનાનો કરન્સીથી કોઈ સબંધ બાકી રહ્યો નથી.

## બેંકોનું વ્યાજ :

બેંક ઈન્ટ્રસ્ટના વ્યાજ હોવા વિશે બધા ઉલમાએ કિરામ સહમત છે. પરંતુ બેંકોથી મળતા વ્યાજને બેંકોમાં ન છોડી દેવામાં આવે, બલ્કે તેને ગરીબ લોકોને સવાબની નિય્યત કર્યા વગર આપી દેવામાં આવે. તેને મસ્જિદ તથા તેને લગતા કામોમાં ખર્ચ કરવામાં ન આવે. વધુ પડતા ઉલમાએ કિરામ તેને પબ્લિક કામોમાં ખર્ચ કરવાની પરવાનગી આપે છે. પરંતુ અમુક આલિમો ફક્ત ગરીબો માટે જ તેને મર્યાદિત રાખવાનું કહે છે. માટે સખ્ત જરૂરત વગર પબ્લિક કામોમાં વાપરવાથી સાવચેતી રાખવામાં આવે.

વ્યાજ ચાહે પોતાની જરૂરતો માટે લેવામાં આવે કે ધંધાકીય લોન પેટે લેવામાં આવે, બન્નેવ સુરતોમાં ઈસ્લામી દૃષ્ટિએ હરામ છે. એમ સમજવું કે ધંધાકીય વ્યાજનો રિવાજ કુર્આન શરીફ ઉતર-વાના સમયે ન હતો. તે આજના મોર્ડન અર્થતંત્રનો જ કમાલ છે તે ભૂલ ભરેલુ અને માનવિય ઈતિહાસથી અજાણતાની દલીલ છે.

ઐતિહાસિક હવાલાઓથી આ વાત સ્પષ્ટ થાય છે કે, ધંધાકીય હેતુઓ માટે વ્યાજ લેવડદેવડ આરબો (જાહિલિય્યત યુગ) તથા તે લોકો જેમના આરબો સાથે ધંધાકીય સબંધો હતા (જેમાં યુરોપ તથા એશિયાના દેશો ભારત સહિત) તે બધા જ આ બુરી આદતમાં લિપ્ત હતા.

હઝ. મૌલાના તકી ઉસ્માની સા. (દા.બ.) આ વિષયે ઘણી જ વિસ્તૃત ચર્ચા ઘણા બધા યુરોપિય અર્થશાસ્ત્રીઓ તથા ઈન્સાઈક્લો-પિડિયાના હવાલાઓથી વર્ણન કરી સાબિત કર્યું છે કે, બધા જ પ્રકારના વ્યાજુ વ્યવહાર તે સમયે પ્રચલિત હતા. માટે ધંધાકીય હેતુઓ માટે વ્યાજુ વ્યવહાર વ્યાજના હરામ હોવાના બુન્યાદી કારણોમાંથી છે.

વ્યાજના હરામ હોવા માટે વ્યાજના દર ઓછાવત્તા હોવાથી કોઈ ફર્ક પડતો નથી. શરીઅત આ વાત કબૂલ કરતી નથી કે વ્યાજબી દરે વ્યાજ હોય તો જાઈઝ છે. અને ઉંચા દરે હોય તો નાજાઈઝ છે. બલ્કે કોઈપણ રીતે વ્યાજ જાઈઝ નથી. એ જ પ્રમાણે સાદુ વ્યાજ અને ચક્રવૃધ્ધિ વ્યાજ પણ હરામ છે.

વ્યાજ કુર્આન શરીફ અને હદીષ શરીફની સ્પષ્ટ દલીલોથી હરામ છે. અને જેવી રીતે વ્યાજ લેવુ હરામ છે, તે જ પ્રમાણે વ્યાજ દેવુ પણ હરામ છે.

અમૂક ખાસ મજબૂરીવાળા સંજોગોમાં વ્યાજ લેવાની પરવાનગી આપી શકાય છે. પરંતુ શરઈ પરિભાષામાં જે વ્યક્તિ જરૂરતમંદ અથવા મોહતાજ હોય તેમના માટે ગુંજાઈશ છે. તેની વ્યાખ્યા મૂફતી સાહેબોથી પૂછી પોતે તે પ્રમાણેના જરૂરતમંદ હોય તો જ ગુંજાઈશ મળશે.

ભારતમાં ફક્ત સરકારી કર્જો એવા છે, જેમાં સરકાર તરફથી સબસીડી *(Subsidy)* આપવામાં આવે છે. અને વ્યાજના નામે વધારાની રકમ પણ લેવામાં આવે છે. જો વ્યાજના નામથી લેવામાં આવતી વધારાની રકમ સબસીડી જેટલી હોય અથવા તેનાથી ઓછી હોય અને સબસીડી લેનાર જરૂરતમંદ પણ હોય, તો આ વધારાની રકમ (સબસીડી) શરઈ રીતે વ્યાજ ગણાશે નહીં.

ભારતમાં જ્યારે સરકાર કોઈ પ્રાયવેટ માલિકીની જમીન

એકવાયર કરી લે છે અને સરકાર માલિકોને તેની કિંમત પોતાના કાયદાઓ પ્રમાણે ચૂકવે છે, માલિકો કોર્ટે જાય છે, અને ન્યાયાધીશો ન્યાયિક નિર્ણય લઈ કિંમત વધારે છે. અને માલિકોને અસલ કિંમત સિવાય વધારાની રકમ (વ્યાજના નામે) પણ અપાવે છે. ફિકહ એકેડમી આ વધારાની રકમને વ્યાજ ગણતી નથી, બલ્કે વધારાની રકમ અસલ રકમનો ભાગ ગણે છે. માટે તેને લેવી અને પોતાની જરૂરતમાં વાપરવી જાઈઝ છે.

**વ્યાજમૂક્ત સંસ્થાઓ સ્થાપવી મુસ્લિમોનું પ્રથમ કર્તવ્ય :**

ભારતના મુસ્લિમોની આર્થિક પરિસ્થિતિને ધ્યાનમાં રાખી એવી સંસ્થાઓ સ્થાપવી જરૂરી અને ફાયદાકારક છે, જેમાં સામાન્ય અને જરૂરતમંદ લોકોને વ્યાજમુક્ત કરજ મળી શકે. એવી સંસ્થાઓ જેમનો બુન્યાદી હેતુ ઉપકાર, ભલાઈ અને લોકહિતનો હોય તેને સ્થાપવી ઘણુ મોટુ સવાબનું કામ છે.

તેમાં કર્જ આપનાર સંસ્થા માટે અસલ રકમથી વધારે રકમ લેવાની કોઈપણ તરકીબ અજમાવવી જાઈઝ નથી. આ વધારાની રકમ લેવી વ્યાજ ગણાશે. માટે સંસ્થાનો ફાયદો અથવા સાર્વજનિક સ્કીમો કે હોદ્દેદારોના પોતાના ફાયદા માટે અસલ રકમથી વધારે રકમ લેવી જાઈઝ નથી. તથા આ સંસ્થાઓમાં જમા થયેલ રકમોને ફિક્સ ડિપોઝીટમાં મૂકી તેના ઉપર વ્યાજ લેવુ પણ જાઈઝ નથી. એવી સંસ્થાઓના વહીવટી ખર્ચ માટે ફિકહ એકેડમી નીચેની રીતો જાઈઝ ઠરાવી છે :

(૧) આવી માલી સંસ્થાઓને મુસલમાન સખાવતી ભાઈઓ ઉમ્મતની જરૂરત સમજી (લોકોને હરામથી બચાવવામાં મદદ-રૂપ બની) પોતાના ખર્ચાઓથી ચલાવે. અથવા લોકો પાસેથી લિલ્લાહ મદદની અપીલ કરી ચલાવે.

(૨) આવી સંસ્થાઓની કોશિષ એવી હોવી જોઈએ કે થોડી રકમ

નફાકારક કામોમાં લગાડી જાઈઝ આવક પ્રાપ્ત કરે. જેથી સોસાયટીનો વહીવટી ખર્ચ નીકળી શકે.

ફિકહ એકેડમીના વધુ પડતા ઉલમાએ કિરામનું મંતવ્ય છે કે, મહેનતાણુ (સર્વિસ ચાર્જ) અથવા વહીવટી ખર્ચ *(Operational Expenses)* ચાહે તે જરૂરી અને વાસ્તવિક ખર્ચાઓ સુધી મર્યાદિત હોય તો પણ કરજ માંગનારાથી તેને વસૂલ કરવામાં ન આવે. કારણ કે આ બહાને વ્યાજનો દરવાજો ખૂલી જશે. અને ઈસ્લામી બેંકો પણ સર્વિસ ચાર્જ વગેરે વસૂલ કરી આ પ્રમાણે આવકનું એક સાધન ઉભુ કરશે. અને શબ્દોની માયાજાળમાં ફસાવી વ્યાજ વસૂલ કરતી થઈ જશે.

અમૂક ઉલમાએ કિરામ ઘણી જ મજબૂરીના સમયે સાવચેતી સાથે સર્વિસ ચાર્જ લેવાની ગુંજાઈશ આપે છે. પરંતુ તેમનું એ પણ કહેવુ છે કે, વર્ષ પુરૂ થતાં સર્વિસ ચાર્જ જરૂરતથી વધારે વસૂલ કર્યો હોય તો બચતકારોથી વસૂલ કરેલ ખર્ચના પ્રમાણમાં તેમને રકમ પરત કરવી જરૂરી રહેશે.



# ❊ મોર્ડન મસાઈલ ❊
## (ફિકહી સેમિનારોના ઠરાવો)

**મોર્ડન પ્રચાર-પ્રસાર માધ્યમો દ્વારા વેપાર :**

ગ્રાહક અને વેપારી વચ્ચે સોદો પૂર્ણ થવા માટે એક મજલિસ (બેઠક) હોવી જરૂરી છે, એવું મસાઈલની કિતાબોમાં છે. તો આ બેઠકથી શું મતલબ છે, તે બાબતે ફિકહ એકેડમી જણાવે છે.

(૧) મજલિસ (બેઠક)નો ભાવાર્થ તે હાલત છે, જેમાં બન્નેવ સોદો કરનાર કોઈ સોદો નક્કી કરવામાં વ્યસ્ત (મશ્ગુલ) હોય. અને મજલિસનું એક હોવું, તેનો અર્થ પણ એ છે કે, એક જ સમયે ઓફર (ઈજાબ)નું સ્વિકાર (કબૂલ) સાથે સંલગ્ન હોવુ છે. બેઠક બદલાય જવાનો અર્થ એ છે કે ગ્રાહક અને વેપારીના શબ્દો (ઓફર-સ્વીકાર) એક જ સમયે ન બોલાયા હોય, બલ્કે પ્રથમ ઓફર થાય અને થોડીવાર પછી સ્વીકાર થાય.

(૨) **(અ)** ફોન અને વિડિયો કોન્ફરન્સીંગ મારફતે વેપારમાં ઓફર-સ્વીકાર ભરોસાપાત્ર ગણાશે. ઈન્ટરનેટ ઉપર પણ જો એક જ સમયે બન્નેવ હાજર હોય અને ઓફર બાદ તુરત જ બીજા તરફથી કબૂલ (સ્વીકાર) જાહેર થઈ જાય તો સોદો પૂર્ણ થઈ જશે. અને બન્નેવની બેઠક એક છે એમ સમજવામાં આવશે.

**(બ)** જો ઈન્ટરનેટ ઉપર એક માણસે ઓફર કરી અને બીજી વ્યક્તિ તે વખતે ઈન્ટરનેટ ઉપર હાજર ન હતો. ત્યારબાદ તેને ઓફરનો મેસેજ પ્રાપ્ત થયો. આ સુરત લખાણ મારફતે વેપારની જેમ ગણવામાં આવશે. માટે જ્યારે બીજી વ્યક્તિ ઈન્ટરનેટ ઉપર મેસેજ વાંચે તો તેણે તરત સ્વીકારનો જવાબ આપવો જરૂરી છે. (અને જો તરત જવાબ ન આપ્યો તો બેઠક બદલાયેલી ગણાશે. માટે ઓફર કરનાર પણ હવે આ સોદા માટે બંધાયેલો

નથી. હાં, જો બન્નેવ ફરીથી સોદો કરે તો જાઈઝ થશે.)

(૩) જો ગ્રાહક અને વેપારીએ પોતાનો સોદો ગુપ્ત રાખ્યો. અને તેના માટે સિક્રેટ કોડ *(Secrat Code)* વાપર્યો, તો ત્રીજી વ્યક્તિએ તેમના આ સોદા વિશે માહિતી મેળવવી જાઈઝ નથી. પરંતુ હાં, કોઈ વ્યક્તિનો પાડોશનો હક્ક અથવા બીજો કોઈ શરઈ હક્ક આ સોદાથી સબંધિત હોય તો તેના માટે આ ગુપ્ત સોદાથી માહિતગાર થવું જાઈઝ છે.

**ઈન્ટરનેટ :**

ઈન્ટરનેટ પર ખરીદ-વેચાણના બે પ્રકાર છે : એક ઈ-મેઈલ *(E-mail)* દ્વારા અને બીજો પ્રકાર વેબ કેમેરા *(Web Camera)* દ્વારા. બન્ને રીતે મામલો કરવો દુરૂસ્ત છે. પરંતુ આ વાત લક્ષમાં રહે કે ધોકો થવા ન પામે. જો ધોકાનો ભય હોય તો સોદો કદાપિ જાઈઝ લેખાશે નહિ. એ જ કારણે લે-વેચ કે મામલો કરનાર વ્યક્તિ વિશ્વાસપાત્ર હોય તો બેહતર લેખાશે. *(ઈન્ટરનેટ ઔર જદીદ ઝરાઈએ દીની મકાસિદ ઔર ઉકૂદો-મુઆમલાતકે લિએ ઈસ્તિઅ્માલ)*

**વીડિયો કોન્ફરન્સ દ્વારા ખરીદ-વેચાણ :**

વીડિયો કોન્ફરન્સ દ્વારા ખરીદ-વેચાણ કરવું જાઈઝ છે. કારણકે આ પરિસ્થિતમાં તો ખરીદ અને વેચાણ કરનાર પરસ્પર એકબીજાને નિહાળે પણ છે અને વાત પણ કરે છે. *(ઈન્ટરનેટ ઔર જદીદ ઝરાઅઈએ દીની મકાસિદ ઔર ઉકૂદો-મુઆમલાતકે લિએ ઈસ્તિઅ્માલ)*

**નોટ** : ખરીદ કરનાર વ્યક્તિ જે વસ્તુને પણ જોયા વગર ટેલિફોન, ઈન્ટરનેટ અને વીડિયો કોન્ફરન્સ દ્વારા ખરીદે, તો તેને ન જોવાને કારણે ‘‘ખિયારે રૂઅ્યત’’ અને ઐબની પરિસ્થિતમાં ‘‘ખયારે ઐબ’’ પણ પ્રાપ્ત થવો જોઈએ.

# કરન્સી નોટોની શરઈ હકીકત તથા હુકમો

વર્તમાન યુગમાં સોનુ-ચાંદી કરન્સીની જગ્યાએ અદલા-બદલીનું માધ્યમ રહ્યુ નથી. હવે કાગળની નોટોએ સોના-ચાંદીની જગ્યા લઈ લીધી છે. સરકારી કાયદાઓએ પણ રૂપિયાની નોટોને સંપૂર્ણ રીતે ચલણનું સ્વરૂપ આપી દીધુ છે. અને તેણે ચલણ તરીકે નોટોને સ્વીકારવું જરૂરી ઠેરવ્યુ છે. મતલબ કે ચલણી નોટોની હૈસીયત સંપૂર્ણ રીતે કાનૂની નાણાં તરીકેની સ્વીકારાય ચૂકી છે. આના અનુસંધાનમાં એકેડમી નીચે જણાવેલ મુદ્દાઓ ઉપર સહમતી દર્શાવે છે.

(૧) કરન્સી નોટ સર્ટી અને હવાલો નથી, બલ્કે કાયદેસરનું ચલણ છે. ઈસ્લામી શરીઅતની દ્દષ્ટિએ કરન્સી નોટ કાનૂની નાણું છે.

(૨) વર્તમાનયુગમાં ચલણી નોટોએ સોના-ચાંદીની જગ્યા લઈ લીધી છે. અને આપસી લેવડદેવડમાં નોટોનું ચલણ છે. માટે તે શરઈ મસ્અલામાં સોના-ચાંદીના હુકમમાં ગણાશે. માટે એક દેશની કરન્સીની આપસમાં લેવડદેવડ વખતે રોકડ હોય કે ઉધાર હોય છતાં સરખી રીતે (વધઘટ કર્યા વગર) હોવુ જરૂરી છે.

(૩) બે દેશોની કરન્સી બે અલગ વસ્તુ ગણાશે. માટે તેની લેવડ-દેવડમાં વધારો-ઘટાડો (આપસી રાજીખુશીથી) જાઈઝ છે.

(૪) કરન્સી નોટો ઉપર ઝકાત જરૂરી છે.

(૫) નોટોમાં ઝકાતનો હિસાબ ચાંદીના નિસાબ (૬૦૦ ગ્રામ)ની કિંમતના બરાબર ગણવામાં આવશે. (એટલે કે ૬૦૦ ગ્રામ ચાંદીના જેટલા પૈસા થાય છે, તેટલા પૈસા કોઈની પાસે હોય અને કર્જ ન હોય તથા તેના ઉપર વર્ષે પુરૂ થાય તો ઝકાત ફર્ઝ થશે.) *(ફિકહ એકેદમી-દિલ્હી, પેજ-૧૨૨)*

(૬) કોઈપણ કરન્સી દ્વારા જવાબદારીમાં આવતા કર્જની ચૂકવણીમાં તેટલી કરન્સી જ વાજિબ થશે. તેની કિંમતનો એઅતેબાર (આધાર) કરવામાં આવશે નહીં. માટે કર્જની ચૂકવણીને (ચાહે

ગમે તેવી રીતે કર્જ હોય) પ્રાઈસ ઈન્ડેક્ષથી સબંધિત કરવુ જાઈઝ નથી. (એટલે કે પૈસાનું વેલ્યુ ઓછુ થઈ જાય તો પણ તેટલા જ પૈસા કર્જદાર પાસેથી લેવામાં આવે, જેટલા તેને આપ્યા હોય અથવા તે ખરીદવાને લઈ માથે જેટલુ કર્જ હોય.) પરંતુ કિંમતોના માપદંડમાં ફેરફાર થવાને લઈ કર્મચારીઓ, મજૂરો વગેરેના પગારોમાં પ્રાઈસ ઈન્ડેક્ષનો ખ્યાલ રાખી વધારો કરવો જાઈઝ છે. એકેડમી મુસ્લિમ સરકારોથી અપીલ કરે છે કે, ફુગાવાને લઈને કરન્સીના ભાવમાં વધુ પડતો ફર્ક પડે છે માટે ફુગાવો ડામવાની કોશિષ કરે. અને સામાન્ય મુસ્લિમોને પણ અપીલ કરે છે કે, ખોટા ભપકાઓ અને ફુઝૂલખર્ચાઓ તથા વૈભવી જીવનથી દૂર રહે. કારણકે ફુગાવાનું મહત્વનું કારણ વૈભવી જીવન અને ખોટા ખર્ચાઓ પણ છે. તે સાથે ઈસ્લામી અર્થતંત્રીય કાયદાઓ ઉપર અમલ કરે તો આપોઆપ ફુગાવો ઓછો થઈ જશે. જેમાં આર્થિક, નૈતિક, કેળવણીય અને સામાન્યજનોના હિતના નિયમો અને શિક્ષણ ઉપર અમલ કરવાની પ્રેરણા આપવામાં આવી છે. *(ઈસ્લામી ફિકહ એકેડમી, જિદ્દહ સા.અરબિય્યહ)*

### કબ્ઝા વગર કરન્સીની અદલા-બદલી કરવી :

એક જ દેશની કરન્સી નોટોમાં અદલા-બદલી કરતા સમયે વધારો-ઘટાડો જાઈઝ નથી. પરંતુ આ સોદો બયએ સર્ફ પણ નથી. એટલા માટે સોદાની મજલિસમાં બન્નેવ તરફથી કબ્ઝો શર્ત નથી. પરંતુ હન્ફી મસ્લક પ્રમાણે એક પાર્ટી તરફથી કબ્ઝો હોવો જરૂરી છે.

અમૂક ઉલમાએ કિરામ નોટોને સોનાની જેમ સમજી બન્નેવ તરફથી કબ્ઝો કરવાને જરૂરી ઠેરવે છે. જો કે તે લોકો પણ કબ્ઝાની વ્યાખ્યાને વિસ્તૃત કરતાં ડ્રાફટ અને ચેક પ્રાપ્ત થવાને પણ અસલના કબ્ઝાની જેમ સમજે છે. એ જ પ્રમાણે અલગ દેશોની કરન્સીનો ઉધાર સોદો હન્ફી મંતવ્ય પ્રમાણે જાઈઝ છે. બેહતર છે કે, બન્નેવ દેશોની કરન્સીની ઉધાર લેવડદેવડમાં સાવચેતી દાખવવી જોઈએ. પરંતુ જરૂરત અને મજબૂરી વખતે એક ઉપર કબ્ઝો થઈ જાય તો પણ સોદો સહીહ થઈ જશે.

# ❊ હપ્તાથી ખરીદ-વેચાણ ❊

(૧) ખરીદ-વેચાણમાં રોકડા કરતાં ઉધારમાં વધારે કિંમત લેવી જાઈઝ છે. અને એ રીતે ખરીદ-વેચાણ પણ જાઈઝ છે. પરંતુ શર્ત એ કે સોદો સંપૂર્ણ થતી વખતે ચોક્કસ થઈ જાય કે ગ્રાહક રોકડેથી ખરીદવા માંગે છે અથવા ઉધારથી લેવા માંગે છે. (ફક્ત રોકડા-ઉધારનો ભાવ કરીને અલગ થઈ જશે તો સોદો જાઈઝ થયેલ ગણાશે નહીં.)

(૨) ઉધાર કિંમત એકી સાથે ચૂકવવામાં આવે અથવા અમૂક હપ્તાઓમાં ચૂકવવામાં આવે, બન્ને સુરતો જાઈઝ છે.

(૩) રોકડ કરતાં ઉધાર કિંમત વધારે હોય તો પણ તે વ્યાજ ગણાશે નહીં. કારણકે રોકડામાં જેમ આખા સામાનની કિંમત જ ગણાય છે, તેમ ઉધારમાં પણ આખા સામાનની કિંમત જ ગણાશે.

(૪) નક્કી થયેલ મુદતમાં સંપૂર્ણ કિંમત અથવા અમૂક હપ્તા ન ચૂકવાય તો વધુ રકમની માંગણી જાઈઝ નથી, તે વ્યાજ ગણાશે. ચાહે સોદો કરતી વખતે વધારાની માંગણીની શર્ત લગાડી હોય અથવા પાછળથી હપ્તો ચૂકવવામાં વિલંબ થવાને લઈ માંગણી કરવામાં આવે.

(૫) જે વ્યક્તિએ ગીરો તરીકે કોઈ વસ્તુ પોતાની પાસે (હપ્તાની ચૂકવણી માટે) રાખી. તો તેણે ગીરોના સામાનથી ફાયદો ઉઠાવવો જાઈઝ નથી, તે વ્યાજ ગણાશે. જે કોઈ પણ રીતે જાઈઝ નથી.

(૬) ગીરો રાખેલો સામાન-વસ્તુ ગીરો રાખનાર પાસે બરબાદ થઈ જાય તો સામાનની કિંમત કરજના બરાબર હોય તો સરખે સરખુ થઈ ગયુ. કોઈના ઝિમ્મે કોઈ હક્ક રહ્યો નહીં. અને જો સામાનની કિંમત ઓછી છે, તો કર્જની બાકી રકમ તેણે

ચૂકવવી પડશે. અને જો સામાનની કિંમત વધારે છે, તો ગીરો લેનારની બેપરવાહીને લઈ સામાન હલાક થઈ ગયો હતો તો કર્જથી વધારે કિંમત ગીરો લેનારના ઝિમ્મે વાજિબ થશે. અને જો ગીરો લેનારની બેદરકારી ન હતી તો સોદો કેન્સલ ન થશે. બલ્કે ગ્રાહકનો માલ બરબાદ ગણાશે. અને તેના ઝિમ્મે વસ્તુની કિંમતની ચૂકવણી જરૂરી રહેશે.

(૭) કર્જની સમયસર ચૂકવણી ન કરવાની સુરતમાં વારંવાર માંગણી કર્યા પછી પણ જાણી જોઈને ચૂકવણી ન થતી હોય તો કર્જ દેનારને પરવાનગી છે, કે તે ગીરોનો સામાન સારા ભાવે વેચી પોતાનો હક્ક વસૂલ કરી શકે છે.

(૮) હપ્તાથી ખરીદેલ સામાનને વેપારી પોતાની પાસે એ શર્તે રોકવા માંગે કે જ્યાં સુધી બધા હપ્તા વસૂલ ન થાય, ત્યાં સુધી વસ્તુ મારી પાસે રહેશે તો આ શર્ત સહીહ નથી. પરંતુ બન્નેવ પક્ષો રાજીખુશીથી આ વસ્તુ ગીરો સ્વરૂપે વેપારી પાસે હપ્તા ચૂકવતા સુધી રાખી શકે છે. (પરંતુ તેમાં શર્ત નંબર ૬ ને ધ્યાનમાં રાખવી પડશે.)

(૯) નક્કી થયેલ મુદત સુધીમાં અમૂક હપ્તા ચૂકવ્યા બાદ બીજા હપ્તા ન ચૂકવી શકવાને લઈ વેપારીને એ હક્ક નથી કે તે પોતાની વસ્તુ તો પાછી લઈ લે, પરંતુ ગ્રાહકે ચૂકવેલી હપ્તાની રકમ પાછી ન આપે.

(૧૦) ખરીદેલ સામાન ગ્રાહકના કબ્ઝામાં આપી તે કબ્ઝાને જ ગીરો સમજવામાં આવે એ સહીહ નથી. હાં, આ થઈ શકે છે કે ગ્રાહક પાસેથી વેપારી ગીરો સ્વરૂપે લઈ લે અને પછી ગ્રાહકને વાપરવા માટે આપે.

(૧૧) કરજ આપનાર વ્યક્તિ અથવા હપ્તાથી વેચનાર તરફથી કરજની દસ્તાવેજ (રસીદો) ત્રીજી વ્યક્તિને વેચી દેવી કે

હવે તે કરજ વસૂલ કરી તેનો માલિક બની જાય. અને અસલ કર્જ દેનાર આ ત્રીજી વ્યક્તિ પાસેથી પોતાના કર્જથી થોડી ઓછી રકમ લઈને આ સોદાથી અલગ થઈ જાય. આ પ્રમાણેનો સોદો જાઈઝ નથી. (આજકાલ વેપારીઓ આ પ્રમાણે કરે છે કે હપ્તેથી સામાન આપ્યો અથવા કોઈ વસ્તુ ઉધાર વેચી અને તેની મુદત હજુ લાંબી છે, અને અચાનક પૈસાની જરૂર પડી તો ત્રીજી વ્યક્તિથી ડાયરેક્ટ સોદો કરી લે છે કે મારે ફલાણા પાસેથી દા.ત. લાખ રૂપિયા ઉધાર લેવાના છે. તમે મને રોકડા સત્તાણું હજાર આપી દો, અને મારા કર્ઝદાર પાસેથી મહિના પછી લાખ લઈ લેશો. આ જાઈઝ નથી.

(૧૨) ગ્રાહકના ઝિમ્મે જે રકમ કર્જ છે, તેને વેપારી તરફથી ઓછી કરી વસૂલ કરવી જાઈઝ છે. પરંતુ એ ત્યારે જાઈઝ છે, જ્યારે સોદામાં કોઈ મુદત નક્કી ન હોય. અને જો મુદત નક્કી હોય તો હવે જેના ઝિમ્મે કર્જ છે, તે મુદતનો ફાયદો ઉઠાવી કર્જ ઓછુ કરાવવા માંગે તે જાઈઝ નથી.

(૧૩) જો ગ્રાહક તરફથી નક્કી થયેલ મુદતમાં સમયસર હપ્તા ન ચૂકવાતા હોય તો વેપારી નક્કી થયેલ મુદત પહેલા સંપૂર્ણ રકમની માંગણી કરી શકે છે. કારણકે બન્નેવ પક્ષો વચ્ચે થયેલ કોલો-કરારનું જ્યારે એક પાર્ટી પાલન ન કરે તો પછી બીજી પાર્ટીએ પણ પાલન કરવું જરૂરી રહેતુ નથી.

(૧૪) બધા હપ્તાની ચૂકવણી પહેલા ગ્રાહકનું મૃત્યુ થઈ જાય તો પણ સોદો બાકી રહેશે. (જેમકે વેપારીના મૃત્યુની સુરતમાં બાકી રહે છે.) પરંતુ શર્ત એ છે કે, વેપારી રાજી હોય. અને જે પ્રમાણે આ કર્જ ઉધાર હતું, તે જ પ્રમાણે હપ્તાથી વારિસો તેની ચૂકવણી કરે. અને ગ્રાહકના વારસદારો ભરોસાપાત્ર માધ્યમો દ્વારા આ કર્જ કબૂલ કરી લે. *(એકેડમી-દિલ્હી, પેજ-૧૨૭)*

## વર્તમાનયુગમાં કબ્ઝાની શરઈ હકીકત :

(૧) ઈસ્લામી નિયમો પ્રમાણે કોઈ વસ્તુનો કબ્ઝો કર્યા વગર તે બીજી વ્યક્તિને વેચવી જાઈઝ નથી. તે છતાં જો કબ્ઝો કર્યા વગર કોઈ વસ્તુ વેચી દીધી તો તે સોદો ફાસિદ થશે, બાતિલ થશે નહીં. અને કબ્ઝો કર્યા બાદ માલિકીનો ફાયદો પણ આપશે.

(૨) કુર્આન શરીફ અને હદીષ શરીફમાં કબ્ઝાની હકીકત અને તેનો કોઈ ખાસ પ્રકાર દર્શાવ્યો નથી. એટલે કે શરીઅતે આ મસ્અલો મુસ્લિમોના પોતાના રિવાજ મુજબ રાખ્યો છે. માટે દરેક યુગમાં પ્રચલિત રીતો અને વિવિધ વસ્તુઓનો વિવિધ પ્રકારે થતા કબ્ઝાનો ખ્યાલ રાખી તેને નક્કી કરવામાં આવશે.

(૩) ઉલમાએ કિરામની સ્પષ્ટતાથી માલૂમ પડે છે કે, કબ્ઝો હકીકતમાં વસ્તુ ઉપર ગ્રાહકના એવા કંટ્રોલ અને પકડનું નામ છે કે, તેના માટે તે વસ્તુની લે-વેચ માટે કોઈ રૂકાવટ બાકી ન રહે.

(૪) કબ્ઝા પહેલાં વેચવાની મનાઈનું કારણ એ છે કે, થઈ શકે છે કે જે વસ્તુ બીજી વ્યક્તિને વેચી રહ્યો છે, તે વેપારીના કબ્ઝામાં જ ન આવે, તો પછી તે ગ્રાહકને કેવી રીતે આપી શકશે. માટે આમાં સોદો કેન્સલ થવાની શક્યતા અને ધોકો પણ માલૂમ પડી રહ્યો છે, કે એના ભરોસે ગ્રાહક બીજી વ્યક્તિ પાસેથી આ વસ્તુ ખરીદતો નથી.

(૫) કબ્ઝા પહેલા વેચવાની મનાઈ હેરફેર થતી વસ્તુઓ બાબતે છે. મકાન, જમીન જેવી હેરફેર ન થઈ શકતી વસ્તુઓ કબ્ઝા પહેલા વેચવી જાઈઝ છે. પરંતુ શર્ત એ છે કે, ગ્રાહકના માટે તેનાથી ફાયદો ઉઠાવવા માટે કોઈ શક્તિશાળી રૂકાવટ ન હોય.

(૬) જો કોઈ ગ્રાહક કોઈ વેપારી (ફેક્ટરી વગેરે) પાસેથી માલ ખરીદી કોઈ બીજા માણસને વેચી દે, અને હજુ ખરીદેલો માલ ફેકટરીથી રવાના પણ ન થયો હોય તો આ સુરત કબ્ઝા પહેલાના વેચાણમાં શુમાર થઈ નાજાઈઝ ગણાશે.

(૭) જો કોઈ માણસ કોઈ ફેક્ટરી વગેરેથી માલ ખરીદી વિમાન, પરમેટ કે ટ્રાન્સપોર્ટથી સામાન મોકલવાનો ઓર્ડર કરી દે. અને તે સામાન ફેક્ટરીથી રવાના પણ કરી દેવામાં આવ્યો હોય. અને નુકસાનની સુરતમાં ગ્રાહક તેનો જામીન થતો હોય. તથા મોકલવાનું ભાડુ ગ્રાહકના ઝિમ્મે હોય તો જે માધ્યમથી માલ રવાના કર્યો હોય તે માધ્યમનો કબ્ઝો ગ્રાહકના વકીલ તરીકેનો ગણાશે. માટે તે સુરતમાં માલ પહોંચતા પહેલા ગ્રાહકે બીજાને વેચવો જાઈઝ છે. આ નાજાઈઝ સુરત ગણાશે નહીં. પરંતુ જે માણસે આ ગ્રાહકથી માલ ખરીદયો છે, તેણે (બીજા ગ્રાહકે) આ માલ પહોંચતા પહેલા ત્રીજા ગ્રાહકને વેચવો જાઈઝ નથી. આ સોદો કરશે તો આ કબ્ઝા પહેલાનો સોદો ગણાશે. *(એકેડમી-દિલ્હી, પેજ-૧૩૨)*

કબ્ઝામાં જાહેરી કબ્ઝો જરૂરી નથી, બલ્કે ગ્રાહકને એટલી સત્તા આપવામાં આવે કે તે જ્યારે ચાહે ત્યારે આ વસ્તુ ઉપર કબ્ઝો કરી શકે છે. કોઈ રૂકાવટ બાકી ન રહે. જેમકે જેમાં વસ્તુ પડેલી છે, તે રૂમની ચાવી ગ્રાહકના હવાલે કરવી. હવે ચાહે ગ્રાહક તે વસ્તુ ઉઠાવે કે ન ઉઠાવે, તેનો કબ્ઝો સાબિત થઈ ગયેલો ગણાશે.

કબ્ઝો થવાની હવે તે ગ્રાહકની જવાબદારી ***(Risk)***માં આવી જાય છે. માટે નુકસાન કે નાસ પામવાની સુરતમાં ગ્રાહકનું નુકસાન થશે. માટે જે સુરતોમાં તે ગ્રાહકના કબ્ઝામાં નથી આવતુ, ત્યારે તે તેની જવાબદારીમાં પણ આવતુ નથી. *(એકેડમી-દિલ્હી, પેજ-૧૩૫)*

* * *



# વીમા બાબતે દિલ્હી ફિકહ એકેડમીના ઠરાવો

વર્તમાન સંજોગોમાં કૌમી તોફાનોમાં મુસ્લિમોને જાન-માલનો ખતરો નજર સમક્ષ રાખતા ઈસ્લામી ફિકહ એકેડમીએ ઈન્સ્યોરન્સ કંપનીઓના કાયદાઓની તે કલમ ઉપર વિચાર કર્યો, જેમાં કૌમી તોફાનોની સુરતમાં જાન-માલને થતા નુકસાનથી રક્ષણ મળી શકે છે કે નહીં ?

પ્રથમ દ્રષ્ટિએ એમ લાગતુ હતું કે, કૌમી દંગા-ફસાદમાં નુકસાનીની સુરક્ષા પેટે રકમ મળી શકતી નથી, પરંતુ આ બાબતે લાઈફ કોર્પોરેશન ઓફ ઈન્ડિયાએ જારી કરેલ વિગતો ઉપર વિચાર-વિમર્શ કર્યા બાદ માલૂમ પડયુ કે, આ એલાનની કલમ (૧૦) પેટા વિભાગ *(III A.B.)*માં કૌમી તોફાનોથી પહોંચતા નુકસાનનો અપવાદ અસલમાં કલમ (૧૦)થી પ્રાપ્ત થતી સહુલતોનો અપવાદ છે. જેમાં અકસ્માતિક મરણની સુરતમાં અસલ ઈન્સ્યુરન્સ પોલીસી ઉપર વધારાની રકમ આપવામાં આવે છે.

એનો મતલબ એ થયો કે સામાન્ય સંજોગોમાં અકસ્માતિક મરણની સુરતમાં અસલ ઈન્સ્યુરન્સ પોલીસીથી વધારાની રકમ આપવાનું પ્રોવિઝન કૌમી તોફાનોની સુરતમાં થતા જાની-માલી નુકસાનને શામેલ થશે નહીં. અર્થાત્ આ સુરતમાં પોલીસી ઉપર વધારાની રકમ મળશે નહીં. પરંતુ જેટલી ઈન્સ્યુરન્સ પોલીસી છે, જે સામાન્ય જાની-માલી નુકસાનીમાં મળે છે, તે કૌમી તોફાનોમાં સંપૂર્ણ મળશે.

આ ચોખવટ થઈ ગયા બાદ એકેડમીનો ફેંસલો એ છે કે, વર્તમાન પ્રચલિત વીમા પોલીસી શરીઅતની દ્રષ્ટિએ નાજાઈઝ છે. કારણકે તેમાં વ્યાજ, સટ્ટા અને ધોકા જેવા મના કરેલા સોદાઓ શામેલ છે. અને એટલા જ માટે ભારત તથા અરબ દેશોના ઉલમાએ કિરામે તેને હરામ ઠેરવ્યો છે.

પરંતુ ભારતના મુસ્લિમોની વર્તમાન પરિસ્થિતિમાં તેમની જાન-માલ, કારખાના, ફેકટરી વગેરેને તોફાનોના કારણે સખ્ત ખતરો લાગેલો રહે છે, તેને લઈ શરઈ નિયમ (જરૂરતના લઈ મના કરેલ વસ્તુ જાઈઝ થઈ જાય છે.) તકલીફ અને તંગી દૂર કરવા તથા જાન-માલની શરઈ એહમીયત (મહત્વતા)ને લઈ ભારતના વર્તમાન સંજોગોને લઈ જાન-માલનો વીમો કરાવવાની શરઈ છૂટ છે.

અત્રે આ વાત યાદ રાખવી જરૂરી છે કે, એકેડમીના આ ઠરાવનો અર્થ એ નથી કે વીમો મુસ્લિમોની સુરક્ષાનો જામીન (ગેરંટી આપનાર) છે. અને આ પણ મતલબ નથી કે આ વીમો કરાવ્યા બાદ જે પણ બનાવ બનશે, તેમાં મળનારી બધી જ રકમ વીમો કરાવનાર માટે જાઈઝ થશે. બલ્કે તેમાં થોડી વિગત છે. અને તે એ કે ફક્ત કૌમી તોફાનોની સુરતમાં જાન-માલના નુકસાન બાદ જે કાંઈ મળે અને જે કાંઈ કાયદામાં જોગવાઈ હોય તે પ્રમાણે મળનાર રકમ તો વીમો કરાવવાવાળા માટે જાઈઝ અને દુરૂસ્ત છે, અને બાકી સુરતોમાં ફક્ત પોતાની જમા કરાવેલ રકમ જેટલુ લેવુ જાઈઝ છે. વધારાની રકમ લેવી જાઈઝ નથી.

કૌમી તોફાનવાળા વીમાની સુરતમાં વધારાની રકમ જાઈઝ હોવાનું કારણ ગર્વમેન્ટ તરફથી જાન-માલની સુરક્ષામાં થઈ રહેલ બેદરકારી અને નિષ્કાળજી છે. જે તેની જવાબદારીમાં શામેલ હતું.

*(એકેડમી-દિલ્હી, પેજ-૧૪૫)*

**વીમાના પ્રકારો :**

**(૧) મ્યુચલ ઈન્સ્યુરન્સ** *(Mutual Insurance)* **:** જેમાં વેપાર કરવાનો કોઈ હેતુ હોતો નથી, બલ્કે આપસમાં એકબીજાની મદદ કરવાનો હેતુ છે.

અમૂક લોકો મળીને એક ફંડ જમા કરે છે. તેનો હેતુ એ હોય છે કે આ ફંડના મેમ્બરોમાંથી કોઈને અકસ્માતિક બનાવ બની ગયો, તો તેની આ ફંડમાંથી મદદ કરવામાં આવે. હવે જો

એક કરોડ રૂપિયા જમા કર્યા હતા. અને અકસ્માતિક બનાવો વધારે થઈ ગયા તો મેમ્બરોથી તે વધારો વસૂલ કરવામાં આવે છે. અથવા રકમ પૂરી થઈ ગઈ છે, એમ કહી કાંઈ આપવામાં આવશે નહીં. અને જો બનાવો ઓછા બન્યા તો જેટલા પૈસા બાકી બચ્યા તે આ મેમ્બરોમાં વહેંચી આપવામાં આવશે. અથવા આવતા વર્ષ માટે તેને જમા કરી લેવામાં આવે છે. આને કો-ઓપરેટીવ સોસાયટી પણ કહેવામાં આવે છે. વીમાની આ સુરત બધા જ ઉલમાના નઝદીક જાઈઝ છે.

(૨) **વેપારી વીમો** ***(Commercial Insurance)*** **:** એના ત્રણ પ્રકાર છે : (૧) જીવન વીમો ***(Life Insurance)*** (૨) મિલ્કત તથા વસ્તુઓનો વીમો ***(Goods Insurance)*** (૩) જવાબદારીઓનો વીમો ***(Third Party Insurance).***

આમાં જીવન વીમા અને મિલ્કત વીમા વિશે હિન્દુસ્તાન તથા આરબ દેશોના વધુ પડતા મૂફતી હઝરાતે નાજાઈઝ હોવાનો ફત્વો આપ્યો છે. કારણકે તેમાં વ્યાજ, ધોકો અને સટ્ટો શામેલ છે. પરંતુ જો કોઈએ મસ્અલો ન જાણવાને લઈ વીમો કરાવી લીધો હોય તો હવે મસ્અલો જાણ્યા બાદ તેને કેન્સલ કરાવી દે. પરંતુ જો કાયદાકીય રીતે કેન્સલ ન કરાવી શકતો હોય તો તેણે જે રકમ પ્રિમિયમ ***(Premium)***ની ભરેલી છે, તેટલી જ રકમ પરત લેવી તેના માટે જાઈઝ રહેશે. તેનાથી વધારે રકમ વ્યાજ ગણાશે. માટે તે પોતે ન વાપરી સદકાની નિય્યત વગર કોઈ ગરીબને કે સાર્વજનિક કામોમાં આપી દે.

ત્રીજો પ્રકાર થર્ડ પાર્ટી વીમાનો છે. તેના વિશે વર્તમાન મૂફતી હઝરાતનો ફત્વો એ છે કે, જ્યાં કાયદાકીય રીતે વીમો કરાવવો જરૂરી હોય, તેના વગર માણસ પોતાની જરૂરત પૂરી કરી શકતો ન હોય તો ત્યાં વીમો કરાવવાની પરવાનગી છે.

પરંતુ તેમાં પણ પોતાના પ્રિમિયમથી વધારાની રકમ વ્યાજ ગણાશે. જેને વાપરવાની પરવાનગી નથી.

હાં, તે વ્યક્તિ પોતે પણ ગરીબ હોય તો ગરીબ હોવાને લઈ તેના માટે આ વધારાની રકમ વાપરવી જાઈઝ છે. પરંતુ તેમાં પણ એ નિય્યત રાખે કે જ્યારે અલ્લાહપાક મને વધારે માલ આપશે, ત્યારે આ રકમ કોઈ ગરીબને આપી દઈશ.

(૩) **સરકારી વીમો :** સરકાર તરફથી પ્રોવિડન્ડ ફંડ, પેન્શન, વિકલાંગ સહાય વગેરેને પણ મૂફતી હઝરાતે જાઈઝ હોવાનો ફત્વો આપ્યો છે. સરકાર તરફથી વધારાની મળતી રકમ સહાય ગણાશે. વ્યાજ અને સટ્ટામાં બન્નેવ તરફથી માલ હોય છે, જ્યારે સરકાર તરફથી આ સહુલતોમાં માલ મળે છે. પરંતુ સામે કર્મચારી તરફથી માલ નથી, બલ્કે કામ (વર્ક) છે. માટે આમાં વ્યાજ અને સટ્ટો થતો નથી. આને ગૃપ ઈન્સ્યુરન્સ પણ કહે છે.



# ❊ હાઉસ ફાયનાન્સીંગની જાઈઝ રીતો ❊

મકાન માણસની સૌથી મહત્વની જરૂરીયાતમાંથી છે. કુર્આન શરીફમાં તેને ''શાંતિ''નું સ્થળ દર્શાવ્યુ છે. હદીષ શરીફમાં પણ છે કે, ત્રણ વસ્તુ માણસની સારી કિસ્મત (ભાગ્ય)ની નિશાનીઓ છે : (૧) નેક ચારિત્ર્યવાળી પત્ની (૨) વિશાળ-સહુલતવાળુ મકાન (૩) વ્યવસ્થિત સારી સવારી-વ્હીકલ.

આજના યુગમાં મકાન બનાવવું કે પ્રાપ્ત કરવુ ઘણું મુશ્કેલ છે. મોંઘવારીને લઈ માણસની મકાનની ઈચ્છા મનમાં જ રહે છે. આવા સંજોગોમાં મોટા શહેરોમાં હાઉસ ફાયનાન્સીંગ નામે સંસ્થાઓની સ્થાપના થઈ છે. જે લોકોને મકાનો બનાવી આપે છે. પરંતુ તેમાંની બધી જ સંસ્થાઓ વ્યાજુ વ્યવહારથી કામ કરે છે.

આ સંસ્થાઓ હોમ લોન પેટે વ્યાજુ કરજ આપે છે. જે હપ્તાથી ભરપાઈ કરવાનું હોય છે. આ ઈસ્લામી કાયદાનુસાર જાઈઝ નથી. માટે નીચે ઈસ્લામી રીતો દર્શાવવામાં આવે છે.

સૌપ્રથમ ઈસ્લામી ગર્વમેન્ટની જવાબદારી બને છે કે, તે લોકોની પ્રાથમિક જરૂરતોનો ખ્યાલ રાખે. અને યથાશક્તિ તેને પૂરી કરવાની કોશિષ કરે. મકાન પણ પ્રાથમિક જરૂરતમાંથી છે. માટે તેની વ્યવસ્થા કરવાની પણ સરકારી જવાબદારી છે. તેના માટે નીચે જણાવેલ ત્રણ રીતોમાંથી કોઈપણ રીત અપનાવી શકાય છે.

(૧) મુસ્લિમ બહુમતિ ધરાવતી સરકારો પાસે જો ઝકાત ફંડ હોય અને સામેવાળી વ્યક્તિ ગરીબ હોય (ઝકાતની હકદાર હોય) તો આ ફંડમાંથી તેની મદદ કરી શકાય છે. આ પધ્ધતિ જ્યાં મુસ્લિમ સરકાર ન હોય ત્યાંના મુસ્લિમો પણ અપનાવી શકે છે. તે લોકો પાસેથી ઝકાત વસૂલ કરી ગરીબોને મફત મકાનના માલિક બનાવી શકે છે.

(૨) અથવા અસલ ખર્ચો લઈ (નફો લીધા વગર) હપ્તેથી વેચી શકે છે.

(૩) ત્રીજી રીત એ કે સરકાર પોતે લોકોને કરજ આપી હપ્તેથી તેને (નફો લીધા વગર) વસૂલ કરી શકે છે.

આ કામ મોટી મૂડીથી જ પૂરા થઈ શકે છે. માટે ગર્વમેન્ટ જો ગરીબો માટેની સ્કીમો ચલાવે તો તે આસાનીથી ચલાવી શકે છે. જેમ બીજા પ્રોજેક્ટો ગર્વમેન્ટો ચલાવે છે, તેમ આ પણ થઈ શકે છે. પરંતુ જો સરકાર મફત કે મોટી રકમ વેઠી ન શકતી હોય તો નીચે જણાવેલ પધ્ધતિથી પણ આ કામો થઈ શકે છે. જેમાં શરઈ નિયમોનું ઉલ્લંઘન ન થતું હોય.

(૧) કોઈ કંપની મકાનો ખરીદી તેની માલિક બની જાય અથવા પોતે પોતાના માણસો મારફતે મકાનો બનાવે, ત્યારબાદ ગ્રાહકોથી નફો લઈ તેમને ઉધાર હપ્તાથી વેચે. આમાં નફાનું પ્રમાણ બતાવ્યા વગર પણ વેચી શકાય છે. તેવી સુરતમાં નફાનું પ્રમાણ નક્કી કરવાનો અધિકાર કંપનીને મળશે. અને પોતે કંપની નફાનું પ્રમાણ બતાવીને પણ ગ્રાહક સાથે સોદો કરી શકે છે.

ઉપર દર્શાવેલ પધ્ધતિમાં ઘણા પ્રકારે સોદો થઈ શકે છે :

(૧) સોદો થતી વખતે તે મકાન તૈયાર છે, તો કંપની ઉપર જણાવેલ કોઈપણ રીતે તે મકાન પોતે ખરીદી ગ્રાહકને ઉધાર વેચી દે.

(૨) સોદો થતી વખતે મકાન તૈયાર નથી, બલ્કે કંપની મકાન તૈયાર કરવા માંગે છે, તો આ પ્રમાણે થઈ શકે છે કે કંપની પોતે ગ્રાહકને મકાન બનાવવાનો પોતાના તરફથી વકીલ બનાવે. આ સુરતમાં મકાન કંપનીની માલિકીમાં હશે અને ગ્રાહક કંપનીના વકીલ તરીકે તેની સુપરવાઈઝીંગ કરશે. અને બાંધકામ થયા બાદ કંપની આ મકાન ગ્રાહકને ઉધાર વેચશે. આ સુરતમાં ગ્રાહક કંપની સાથે મકાન ખરીદવા કે બાંધકામમાં કોઈપણ પ્રકારે ભાગીદાર બની શકતો નથી.

(૨) પરંતુ જો ગ્રાહક પાસે થોડી રકમ છે, અને બીજી રકમની વ્યવસ્થા

ન થઈ શકવાને લઈ તે કંપની સાથે ભાગીદારી કરી અર્ધા અર્ધા મકાનના બન્નેવ ભાગીદાર બને. અને કંપની અર્ધા મકાનના પૈસા તેને આપી દે. અને ત્યારબાદ કંપની પોતાનો અર્ધો હિસ્સો ખરીદ કિંમત ઉપર વધારે રકમ બતાવી ગ્રાહકને ઉધાર વેચી શકે છે. અને હપ્તાથી તે રકમ વસૂલ કરી શકે છે. એ જ પ્રમાણે ફક્ત પ્લોટ ખરીદવા માંગે છે અને પુરતા પૈસા નથી, તો ઉપર જણાવેલ પધ્ધતિથી કંપની સાથે પ્લોટમાં ભાગીદાર થઈ શકે છે. અને પછી કંપની પોતાનો અર્ધો પ્લોટ વધારે કિંમતથી ઉધાર ગ્રાહકને વેચી હપ્તાથી વસૂલ કરી શકે છે.

અને જો ગ્રાહક પાસે પ્લોટ તો છે, અને મકાન બનાવવા માટે થોડા પૈસા છે અને થોડા પૈસા કંપની પાસેથી કરજ લેવા માંગે છે, તો કંપની અર્ધા પૈસા આપી બાંધકામમાં ભાગીદાર બની શકે છે. પછી જ્યારે બાંધકામ પુરૂ થઈ જાય તો કંપની પોતાના હિસ્સાનો નફો લઈ ગ્રાહકને ઉધાર વેચી શકે છે. ભાગીદારીની વસ્તુમાં ભાગીદાર પોતાનો હિસ્સો પોતાના ભાગીદારને તો વેચી શકે છે. ત્રીજી વ્યક્તિને વેચવા વિશે મૂફતી હઝરાતમાં મતભેદ છે.

ઉપરની સુરતમાં કિંમતની વસૂલીની ગેરંટી માટે કંપની માટે જાઈઝ છે કે તે ગ્રાહકથી કોઈ વસ્તુ ગીરોની માંગણી કરે. અને કંપની માટે એ પણ જાઈઝ છે કે તે મકાનના દસ્તાવેજી કાગળો પોતાની પાસે ગીરો સ્વરૂપે રાખી લે.

આ પ્રમાણેના એગ્રીમેન્ટ ઉપર બન્નેવ પાર્ટીની સહીઓ છે. તો આ એગ્રીમેન્ટ પ્રમાણે ગ્રાહકે જે વાયદો કર્યો છે કે પ્લોટ અથવા મકાનમાં કંપનીનો જે હિસ્સો છે, તે ગ્રાહક લઈ લેશે તો આ વાયદો પૂરો કરવો ગ્રાહક માટે જરૂરી છે.

પરંતુ આ જરૂરી છે કે, કંપનીના હિસ્સાનો સોદો ત્યારે થાય જ્યારે કંપની તે હિસ્સાની માલિક બની જાય. કારણકે વેપારને ભવિષ્ય તરફ સબંધિત કરવો *(Future Sale)* જાઈઝ નથી. માટે જ્યારે કંપની પોતાના હિસ્સાની માલિક બની જાય, ત્યારે તે અલગથી ઓફર-

સ્વીકાર કરી ગ્રાહક સાથે સોદો સંપૂર્ણ કરી લે.

હાઉસ ફાયનાન્સીંગની બીજી પધ્ધતિ પણ છે. જેને અરબીમાં **શિરકતે મુતના કિસા** કહેવામાં આવે છે. જેની રીત આ પ્રમાણે છે:

(૧) સૌપ્રથમ ગ્રાહક અને કંપની માલિકીવાળી ભાગીદારીના આધારે મકાન ખરીદે. ત્યારબાદ જ્યારે મકાન ભાગીદારીમાં આવી જાય. અને જે પાર્ટીએ ખરીદીમાં જેટલા ટકા લગાવ્યા છે, તેટલા પ્રમાણમાં તેની માલિકી ગણાશે.

(૨) પછી કંપની માસિક અથવા વાર્ષિક ભાડુ નક્કી કરી પોતાનો હિસ્સો ગ્રાહકને ભાડેથી આપશે.

(૩) આ મકાનમાં કંપનીનો જેટલો હિસ્સો છે, તેને અમૂક ભાગમાં વહેંચી આપવામાં આવે. દા.ત. કંપની પોતાના હિસ્સાને દસ ભાગમાં વહેંચી આપે.

(૪) ત્યારબાદ બન્નેવ પાર્ટી આપસમાં એક ચોક્કસ સમય (પિરિયડ) નક્કી કરી લે. દા.ત. એક વર્ષનો સમય નક્કી કરે. પછી ગ્રાહક દરેક પિરિયડમાં કંપનીની કુલ માલિકીનો એક ભાગ કિંમત આપી ખરીદી લે. જેમકે મકાનમાં કંપનીનો હિસ્સો બે લાખ રૂપિયા જેટલો છે, તેને દસ ભાગમાં વહેંચી એક ભાગના વીસ હજાર રૂપિયા થયા. માટે ગ્રાહક દર વર્ષે કંપનીને વીસ હજાર રૂપિયા આપી કંપનીના એક-એક ભાગનો માલિક બનતો જાય અને દસ વર્ષમાં સંપૂર્ણ માલિક બની જાય.

(૫) ગ્રાહક જેટલો હિસ્સો ખરીદતો જશે, તે હિસાબથી તેની મકાન -માં માલિકી વધતી જશે. અને કંપનીની માલિકી ઓછી થશે.

(૬) ગ્રાહકે કંપનીનો ભાગ ભાડેથી લીધો છે. માટે હવે જ્યારે એ કંપનીના હિસ્સા ખરીદતો જશે, તેમ તેનું ભાડુ પણ ઓછુ થશે. દા.ત. હજાર રૂપિયા ભાડુ હોય તો હવે એક હિસ્સા દીઠ સો રૂપિયા ઓછા થશે.

(૭) જ્યારે ગ્રાહક કંપનીના દસ હિસ્સા ખરીદી લેશે તો હવે તે પૂરા મકાનનો માલિક થઈ જશે. અને ભાગીદારી તથા ભાડા બન્નેવનો સોદો સંપૂર્ણ થઈ જશે.

મતલબ કે હાઉસ ફાયનાન્સીંગની આ પધ્ધતિ ત્રણ સોદાઓને શામેલ છે : (૧) બન્નેવ પાર્ટી દરમ્યાન ભાગીદારીની માલિકી હોવુ. (૨) કંપનીનો હિસ્સો ગ્રાહકે ભાડેથી લેવો. (૩) કંપનીના હિસ્સા વિવિધ ભાગોમાં વહેંચી ગ્રાહકને એક-એક હિસ્સો વેચવો.

આ ત્રણેવ સોદાઓ ભાગીદારી, ભાડે અને વેચાણ ત્રણેવમાં દરેક પોતાની રીતે જાઈઝ છે. હવે જો આ સોદાઓમાંથી દરેકને અલગ-અલગ રીતે કરવામાં આવે અને એક સોદાને બીજા સોદાની સાથે શર્તો લગાડી ભેળસેળ ન કરવામાં આવે તો આ સોદો સંપૂર્ણ રીતે સહીહ અને જાઈઝ થશે.

ત્રણેવ સોદાઓ એકબીજાથી અલગ-અલગ કરવામાં આવે. એકબીજા સાથે શર્તો ન લગાડે તો જાઈઝ થશે.

એટલું થઈ શકે છે કે, બન્નેવ પાર્ટી દરમ્યાન વાયદો અને એગ્રીમેન્ટ થઈ જાય. જેના પ્રમાણે ભવિષ્યના સોદાઓ નક્કી થાય. સૌપ્રથમ ગ્રાહક અને કંપની આ વાત ઉપર સહમત થઈ જાય કે ફલાણુ મકાન બન્નેવ ભાગીદારી સ્વરૂપે ખરીદશે. ત્યાર બાદ કંપની પોતાનો હિસ્સો ગ્રાહકને ભાડેથી આપશે. પછી ગ્રાહક કંપનીના હિસ્સા અલગ-અલગ હપ્તાઓમાં રકમ ભરપાઈ કરી ખરીદી લેશે. અને પુરા મકાનનો માલિક થઈ જશે.

પરંતુ જરૂરી છે કે, ગ્રાહક અને કંપની દરમ્યાન આ સોદો ફક્ત વાયદાના સ્વરૂપમાં થાય. અને દરેક સોદો પોતપોતાના સમયે અલગ-અલગ ઓફર-સ્વીકાર સાથે થાય. એ સુરતમાં આ સોદો શર્તી નહીં ગણાશે. માટે ભાડેથી લેવાનો સોદો ખરીદીના સોદા સાથે શર્તના આધારે નહીં, બલ્કે પોતાની રીતે અલગથી થશે. આ પ્રમાણે જાઈઝ થશે.

# ✽ હક્કોનું ખરીદ-વેચાણ ✽

વર્તમાનયુગમાં પ્રાયવેટ-વ્યક્તિગત હક્કોના ઘણા બધા પ્રકારો અસ્તિત્વમાં આવ્યા છે. જે હકીકતમાં નક્કર ચીજ-વસ્તુ નથી હોતા. પરંતુ બજારોમાં તેમનું ખાસ વેચાણ થાય છે. વર્તમાન માનવીય કાયદાઓમાં તેમાંથી અમુકના ખરીદ-વેચાણની પરવાનગી આપી છે. અને અમૂક ખરીદ-વેચાણની મનાઈ કરવામાં આવી છે. પરંતુ તે છતાં માર્કેટમાં તેમનું ખરીદ-વેચાણ થઈ રહ્યું છે. જેમકે વેપારી ટ્રેડમાર્ક *(Trademark)* વેપારી લાયસન્સ, દુકાનો અને મકાનોની પાઘડી વગેરે.

અને અમૂક તે હક્કો જેને વર્તમાન ભાષામાં વૈચારિક, સાહિત્યિક અને વિષયિક માલિકી હક્કો કહેવામાં આવે છે. જેમકે પ્રકાશન-પ્રસારણ હક્ક, ઉત્પાદન અસ્તિત્વ હક્ક, આર્ટિસ્ટનો પોતાના વિષયમાં સ્પેશિયલ આર્ટનો હક્ક વગેરે.

આ બધા જ હક્કોને વેપારી ભાષા અને રિવાજમાં માલિકી હક્ક ગણવામાં આવે છે. જેનું સામાન્ય વસ્તુઓની જેમ ખરીદ-વેચાણ થઈ રહ્યું છે. તેમને ભાડેથી આપવામાં આવે છે. તેની બક્ષિશ-દાન થાય છે. તેમાં વારસાઈ હક્કો જારી કરાય છે.

ઈસ્લામી ફિકહમાં આ હક્કો વિશે વેપારી ભાષામાં ચર્ચા તો જરૂર થઈ છે. પરંતુ તે યુગના હક્કો પ્રમાણે મસ્અલા વર્ણન કરવામાં આવ્યા છે. તેનાથી સ્પષ્ટ થાય છે કે હક્કોના પ્રાથમિક રીતે બે પ્રકાર છે :

(૧) **શરઈ હક્કો :** જે કુર્આન શ. અને હદીષ શ.થી સાબિત છે.

(૨) **રીત-રિવાજી હક્કો :** જે સમય, સંજોગો અને પ્રચલિત રિવાજોને લઈ સાબિત થાય છે. અને શરીઅતે પણ તેમને હક્કો તરીકે સ્વીકાર્યા છે. ત્યારબાદ આ બન્નેવ હક્કોના બે બે પ્રકારો છે.

**(અ)** તે હક્કો જેમને હક્કવાળાથી નુકસાન દૂર કરવા માટે સાબિત કર્યા છે.

**(બ)** તે હક્કો જે નુકસાન દૂર કરવા માટે નહીં, બલ્કે પોતાની રીતે જ અસલ અને અસરકારક હોવાને લઈ સાબિત કર્યા છે.

જે હક્કો પોતાના અસલ હોવાને લઈને સાબિત થયા છે, તેમના અમૂક પ્રકારો છે :

(બ-૧) જે હક્કોથી વસ્તુઓમાં હંમેશા નફો જ પ્રાપ્ત કરવાનો આશય હોય. જેમકે રસ્તેથી પસાર થવાના હક્કો, પાણી લેવાના હક્કો, પાણીના નિકાલ માટેના હક્કો વગેરે.

(બ-૨) તે હક્કો જે કોઈ જાઈઝ વસ્તુ ઉપર કોઈ વ્યક્તિના પ્રથમ કબ્ઝો કરવાને લઈ પ્રાપ્ત થયા હોય. તેને સ્પેશિયલ અથવા પ્રાથમિકતાનો હક્ક કહે છે.

(બ-૩) તે હક્કો જે કોઈ વ્યક્તિ સાથે કોઈ સોદો કરવા અથવા થયેલ સોદો બાકી (યથાવત્) રાખવાની સુરતમાં પ્રાપ્ત થાય છે. જેમકે જમીન, મકાન અથવા દુકાનનો ભાડે આપવાનો હક્ક અથવા વકફના પગારોમાં (સ્કોલરશીપ) કોઈ પગાર બાકી રાખવાનો હક્ક વગેરે.

આ હક્કોનો અવેજ (બદલો) બે રીતે લઈ શકાય છે :

(૧) તેમને વેચીને અવેજ લેવો. જેની સુરત એ છે કે, વેપારી પોતાની માલિકીની વસ્તુ તેના બધા જ તકાદાઓ (લાગતા-વળગતા હક્કો) સાથે ગ્રાહક તરફ તબ્દીલ કરે.

(૨) સુલેહ-સમાધાન મારફતે પોતાનો હક્ક છોડી દેવાના બદલામાં કોઈ અવેજ લેવુ. તેવી સુરતમાં હક્ક છોડી દેવાવાળાનો હક્ક તો ખતમ થઈ જાય છે, પરંતુ ફક્ત હક્ક છોડવાથી સામેવાળી વ્યક્તિ તરફ હક્ક તબ્દીલ થતો નથી. પરંતુ હક્ક છોડી દેવાવાળા તરફથી દાવો ખતમ થઈ જાય છે.

હવે ઉપરોક્ત પ્રકારોની થોડી વિસ્તૃત ચર્ચા કરીએ છીએ :

**(૧) શરઈ હક્કો :** જેમકે પાડોશનો હક્ક (એટલે કે આપનો ભાગીદાર અથવા પાડોશી કોઈ જમીન, મકાન વેચી રહ્યો હોય તો પાડોશી હોવાને લઈ આપનો પ્રથમ હક્ક ખરીદવાનો લાગે છે.) વારસાઈ હક્ક, કૌટુંબિક વંશીય હક્ક, ખૂનનો બદલો લેવાનો હક્ક, પત્નીથી લાભવંત થવાનો હક્ક, તલાકનો હક્ક, બાળકોની સારસંભાળનો તથા તેમના વાલી હોવાનો હક્ક, પતિની સાથે રાત ગુઝારવાનો પત્નીનો હક્ક. આ બધા હક્કો શરીઅતે લાગુ પાડ્યા. માટે તેને અદા કરવા જરૂરી છે. આ હક્કોના બે પ્રકાર છે :

**(અ)** તે હક્કો જે સ્પેશીયલ અસલ સાબિત થયા નથી, બલ્કે હક્કોવાળાથી તકલીફ દૂર કરવા માટે સાબિત થયા છે. તેને "જરૂરિયાતવાળા હક્કો" નામ આપીએ છીએ.

**(બ)** તે હક્કો જે સ્પેશીયલ સાબિત થાય છે. જરૂરીયાતને લઈ સાબિત થતા નથી. તેમને અસલ હક્કો કહી શકીએ છીએ.

**જરૂરીયાતવાળા હક્કો :**

જેમકે ભાગીદાર કે પાડોશીનો હક્ક. આ હક્ક ભાગીદાર કે પાડોશી માટે સ્પેશીયલ સાબિત થતો નથી. કારણકે મકાન-જમીન વેચનાર પોતાની વસ્તુ કોઈને પણ વેચી શકે છે. પાડોશીને એમાં કોઈ દરમ્યાનગીરી કરવાનો અધિકાર નથી. પરંતુ શરીઅતેક્ પાડોશીનો ખ્યાલ કરી કોઈ ગમે તેવો તેની પાડોશમાં આવી તેને તકલીફ ન આપે, માટે પોતાનો હક્ક બચાવવા માટે તેને ખરીદવા માટેની પ્રાથમિકતા આપી છે.

આ જ પ્રમાણે ઉપર જણાવેલ બાળકોની સારસંભાળ, યતીમના વાલી હોવાનો હક્ક, પત્નીનો પતિ સાથે રાત વિતાવવાનો હક્ક વગેરે જરૂરીયાતી હક્કોમાં ગણાય છે.

આ જરૂરીયાતી હક્કોનો હુકમ એ છે કે, કોઈપણ પ્રકારે તેનો અવેજ લેવો જાઈઝ નથી. ન વેચીને અને ન સુલેહ-સમાધાનથી છોડી દેવાના અવેજમાં લઈ શકે છે. કારણકે અવેજ લઈને હક્ક છોડી આપવો આ વાતની દલીલ છે કે, આ હક્ક તેની જરૂરીયાતમાંથી નથી. નહીં તો અવેજ લઈને પણ ન આપતે.

**અસલી હક્કો :**

શરઈ હક્કોનો બીજો પ્રકાર જે હક્કવાળા માટે અસલ (સ્પેશીયલ) સ્વરૂપે સાબિત થાય છે. પહેલા પ્રકારની જેમ નુકસાનથી બચવા માટે આ હક્કો સાબિત થયા નથી. જેમકે ખૂનનો બદલો લેવાનો હક્ક, વારસાઈ હક્ક વગેરે.

આ પ્રકારના હક્કોનો હુકમ એ છે કે, વેપાર સ્વરૂપે તો એમનો અવેજ લેવો જાઈઝ નથી. જેમકે વારસદાર પોતાનો વારસાઈ હક્ક કોઈને વેચી આપે કે તે આ અવેજના બદલામાં વારસાઈ હક્ક પ્રાપ્ત કરે, આ જાઈઝ નથી. કારણકે શરીઅતે આ હક્ક ફક્ત વારસને જ આપ્યો છે. બીજા શબ્દોમાં આ હક્કો તબ્દીલીપાત્ર નથી. માટે તેમનો વેપાર, બક્ષિસ અને વારસાઈ જારી રહી શકતી નથી.

પરંતુ આ હક્કોને સુલેહ-સમાધાન સ્વરૂપે બીજાના નામે આપી તેના બદલામાં માલ લેવો જાઈઝ છે. જેમકે ખૂનના હક્કના બદલામાં ખૂની સાથે સુલેહ કરી તેની પાસેથી દિયતની રકમ લેવી જાઈઝ છે.

**હક્કોનો બીજો પ્રકાર :**

જેને રિવાજી પ્રચલિત હક્કો કહેવામાં આવે છે. લોકોનો રિવાજ તથા આદતો હોવાને લઈ શરીઅતે તેમનો હક્ક તરીકે સ્વીકાર કર્યો છે. જેમકે રસ્તા ઉપર ચાલવાનો હક્ક, પાઈપલાઈન વગેરેથી પાણી લેવાનો હક્ક, પાણીના નિકાલનો હક્ક વગેરે. એમનું ખરીદ-વેચાણ જાઈઝ છે. શર્ત એ છે કે તેના જાઈઝ હોવામાં બીજી કોઈ રૂકાવટ જેમકે ધોકો અથવા વસ્તુથી અજાણતા વગેરે ન હોય.

**હક્કોનો ત્રીજો પ્રકાર :**

જેને હક્કે અકદ (સોદાનો હક્ક) કહે છે. એનો અર્થ એ કે કોઈ બીજી વ્યક્તિ સાથે સોદો કરવા માટે અથવા સોદાને બાકી રાખવા માટેનો હક્ક હોય છે. જેમકે મકાન, દુકાન ભાડૂત પાસેથી ખાલી કરાવવાનો હક્ક વગેરે. આનો હુકમ એ છે કે, મકાન અથવા દુકાનના ભાડાના હક્કનું વેચાણ જાઈઝ નથી, પરંતુ માલ લઈ પોતાના હક્કથી અલગ થવું જાઈઝ છે.

**વેપારી નામ અને નિશાની *(Trademark)*થી વેચવુ :**

જ્યારથી કંપનીઓના નામ અને ટ્રેડમાર્ક વાપરવા માંડ્યા, ત્યારથી બીજા અમૂક લોકોએ સામાન્ય લોકોને ધોકો આપવા તે જ નામ અને માર્કાની બનાવટી વસ્તુઓ બજારમાં પહોંચાડવાનું શરૂ કર્યું. ત્યારબાદ સરકારોએ ટ્રેડમાર્કનું રજીસ્ટ્રેશન કરાવવું ફરજીયાત કરી દીધુ. અને બીજાનો ટ્રેડમાર્ક વાપરવાથી લોકોને રોક્યા, તથા તેના ઉપર સજાઓ નક્કી કરી.

વેપારીઓની પરિભાષા અને રિવાજમાં નામો અને માર્કાની કિંમતો બોલાવા માંડી. અને નામોનું મોંઘા ભાવે ખરીદ-વેચાણ થવા માંડ્યું. કારણકે તેનાથી એમના પ્રોડેક્ટનું વેચાણ વધુ થવાની આશાઓ હતી.

શરઈ મસ્અલો એ છે કે, આ નામો અને ટ્રેડમાર્કનું ખરીદ-વેચાણ બે શર્તો સાથે જાઈઝ છે :

(૧) તે સરકાર તરફથી રજીસ્ટર્ડ હોય. કારણકે જે નામ-ટ્રેડમાર્ક રજીસ્ટર્ડ હોતુ નથી, તેને વેપારી માર્કેટમાં માલ સ્વરૂપે કિંમતી ગણવામાં આવતુ નથી.

(૨) પ્રથમ કંપની કે વેપારી જેના નામે ટ્રેડમાર્ક હતું. અને હવે તે બીજાને વેચે છે, તો તેણે આ વાતની જાહેરાત આપવી જોઈએ કે હવે કંપનીના માલિક બદલાયા છે. તથા બીજા માલિકે પણ

પહેલી કંપનીના માલ જેવી જ ક્વોલિટીવાળો અથવા તેનાથી સારી ક્વોલિટીવાળો માલ બનાવવો જોઈએ. જેથી લોકો ધોકામાં ન પડે.

**વેપારી લાયસન્સ :**

જેના વગર બીજા દેશોમાંથી આયાત-નિકાસ (એક્ષપોર્ટ-ઈમ્પોર્ટ) થઈ શકતી નથી. એને પ્રાપ્ત કરવા માટે ઘણી જાની-માલી પરેશાની ઉઠાવવી પડે છે. તો આ પ્રમાણેનું લાયસન્સ સરકારથી લેવું જાઈઝ છે, અને આ લાયસન્સધારક બીજી વ્યક્તિને આ લાયસન્સ વેચી પણ શકે છે. પરંતુ શર્ત એ છે કે, સરકારી દ્રષ્ટિએ આ લાયસન્સ વેચવાની પરવાનગી હોય તો જ વેચી શકે છે. જો સરકાર તરફથી આવી કોઈ છૂટછાટ નથી હોતી તો પછી બીજાને વેચવું જાઈઝ નથી. હાં, લાયસન્સધારક બીજી કોઈ વ્યક્તિને પોતાના તરફથી લાયસન્સ દ્વારા ખરીદ-વેચાણનો વકીલ બનાવે તો વકીલ તરફથી આ લાયસન્સ દ્વાર ખરીદ-વેચાણ કરવું જાઈઝ રહેશે.

**કિતાબ-પુસ્તકના પ્રકાશનનો હક્ક :**

આ હક્ક વેચવાની પણ મૂફતી હઝરાતે પરવાનગી આપી છે. પરંતુ દીની સાહિત્યમાં કોઈ સારી ક્વોલિટીના કાગળો, પ્રિન્ટ વગેરે વાપરી કિતાબ છપાવવા ઈચ્છતો હોય, અને પ્રથમ પ્રકાશકને કોઈ ખોટ-નુકસાન ન થતુ હોય તો બેહતર છે કે એમાં ''સર્વ હક્ક પ્રકાશકને સ્વાધિન'' ન લખવામાં આવે.



# જમીનને પટા ઉપર આપવાની ગેરરીતિઓ અને તેના ઉપાય

આજકાલ જે લોકો પટા પર જમીન આપવાને નાજાઈઝ (અવૈધ) ઠરાવવાને આગ્રહ કરી રહ્યા છે, તેમની મુખ્ય દલીલ એ છે કે, જમીનદારી તથા જાગીરદારીની જે વ્યવસ્થા સદીઓથી પ્રચલિત છે, તેમાં આંખે ઉડીને વળગે એવી એક હકીકત એ છે કે જમીન-દારોએ ખેડૂતો પર અવર્ણનીય અત્યાચારો કર્યા છે. તેઓ એમ માને છે કે આ જુલમનું કારણ પટા પર આપવાની આ વ્યવસ્થા છે. જો તેને નાબૂદ કરી દેવામાં આવે તો ખેડૂતોને છૂટકારો મળી જશે. આ સબંધે બે બાબતોની હું સ્પષ્ટતા કરૂં છું :

(૧) નિઃશંક, નજીકના ભૂતકાળમાં જમીનદારોએ ખેડૂતો પર હૃદયદ્રાવક જુલમો કર્યા છે, પરંતુ જરા ધ્યાનથી જુઓ કે શું આ અફસોસજનક ઘટનાઓ પાછળ માત્ર પટા પર આપવાનો જ મામલો કારણભૂત હોય છે ? જો અત્યાચારની ઘટનાઓનું વાસ્તવિક મૂલ્યાંકન કરવામાં આવે તો સ્પષ્ટપણે એ હકીકત તરી આવશે કે અહીં મૂળ કારણ ''બટાઈ''નો મામલો નહિ, બલ્કે તે નાજાઈઝ તથા ખોટી ખોટી શરતો છે, જે જમીનદારોએ કોઈપણ રીતે ખેડૂતો પર લાદી દીધી હતી. આ ખોટી શરતો પૈકી ખેડૂતો પાસે વેઠ ઉતરાવવી (મજૂરી આપ્યા વગર કામ કરાવવું), તેની ઉપર ગેરવાજબી માંગણીઓ ઠોકી દેવી, તેની મહેનતું યોગ્ય વળતર ન આપવું, તેઓને ગુલામ કે પોતાના તાબામાં સમજવા એ બધું શામેલ છે. જો કે શરીઅતે જે ''બટાઈ''ની પરવાનગી આપી હતી, તે અન્ય આર્થિક વ્યવહારોની જેમ એક વ્યવહાર જ છે. જેમાં બન્ને પક્ષો સમાન અધિકારો ધરાવે છે. તેમાં કોઈપણ પક્ષને પ્રતિપક્ષને નીચો સમજવાનો અધિકાર નથી. અથવા કોઈ વધારાની અયોગ્ય શરતો મૂકવાનો અથવા વેઠ લેવાનો અથવા ગુલામો જેવો વર્તાવ કરવાનો કોઈ હક્ક નથી. આ બધી વાતોનો ઈસ્લામ સાથે કે શરીઅત સાથે કોઈ સબંધ નથી.

ઈસ્લામી આદેશો મુજબ જેમ એક શખ્સ પોતાનો માલ બીજાને આપી મુઝારબતનો વ્યવહાર કરે છે. (જેનો અર્થ એ છે કે એક શખ્સના માલથી બીજો ધંધો કરે અને જે નફો મળે તે બન્નેમાં વહેંચાય જાય) તો તેનાથી માલ આપનાર તથા લેનાર વચ્ચે એક સામાજિક સબંધ સ્થપાય છે. જે મુજબ બન્નેની હેસિયત સરખી છે. કોઈપણ પક્ષને અન્ય પક્ષથી ઉચ્ચ સ્થાન પ્રાપ્ત નથી. આવી જ રીતે પટાના વ્યવહારમાં પણ જમીન માલિક તથા ખેડૂત સરખા ધોરણના પક્ષકારો છે. એટલે ખેડૂતને તુચ્છ સમજવો અથવા તેની ઉપર અયોગ્ય શરતો લગાવવી, ઈસ્લામી આદેશોની બિલ્કુલ વિપરીત અને વિરૂધ્ધ છે.

જો આ અયોગ્ય શરતોને કાનૂન વિરોધી બલ્કે ફોજદારી ગુનો ઠરાવી તેની નાબૂદી માટે અસરકારક પગલાં ભરવામાં આવે તો આ દૂષણો બાકી રહેવાનું કોઈ કારણ નથી.

તદુપરાંત, પટા પર આપવાના વ્યવહારને એક ન્યાયી વ્યવહાર બનાવવા માટે (જેથી ખેડૂતને પોતાની મહેનતનું પુરૂં વળતર મળી શકે) સરકાર દ્વારા ઘણા બધા પગલાં લઈ શકાય એમ છે. જેના માટે કેટલાક સહાયક સૂચનો આ પ્રમાણે છે :

વાસ્તવમાં આ દૂષણોને ડામવા માટે ઈસ્લામે એવા આદેશો આપ્યા છે, જેના લીધે અપ્રત્યક્ષપણે *(Indirectly)* આપોઆપ જમીન-જાયદાદની માલિકી સીમિત રહેવા પામે છે. અને ગણ્યા-ગાંઠ્યા હાથોમાં તેની માલિકી જવાના કારણે અયોગ્ય કેન્દ્રિકરણનો કોઈ માર્ગ બચતો નથી. આ આદેશોમાં નીચે જણાવેલ આદેશો વિશેષપણે ઉલ્લેખપાત્ર છે :

(૧) શરીઅતે આપેલ વારસા-વહેંચણીના આદેશોનું ચુસ્તપણે પાલન કરવામાં આવે અને તે આદેશોને ભૂતકાળને નજર સમક્ષ રાખીને લાગુ કરવા જોઈએ. કારણકે જે વારસદારોએ બીજા વારસદારોનો હક્ક દબાવી દઈ તેના પર કબ્જો કરી

લીધો છે, તેમની માલિકી નાજાઈઝ (ગેરકાનૂની) હતી, છે, અને હંમેશા નાજાઈઝ જ રહેશે. જ્યાં સુધી તેને મૂળ માલિકને પરત આપી દેવામાં નહિ આવે.

(૨) જે લોકોએ કોઈ એવી રીતથી કોઈ જમીનની માલિકી મેળવી છે, જે શરીઅતમાં હરામ છે. દા.ત. લાંચ-રુશ્વત વડે. તો એવા લોકો પાસેથી તે જમીનો પાછી લઈ મૂળ માલિકોને પરત કરી દેવામાં આવે. અને જો મૂળ માલિકની ભાળ ન મળે અથવા તેને શોધી શકાય *(Traceable)* એમ ન હોય, તો એવી જમીન ગરીબોને વહેંચી દેવામાં આવે. આ હેતુ સિદ્ધ કરવા માટે એક સમિતિની રચના કરી શકાય, જે જમીન બાબતે ઉપર મુજબની તપાસ કરી યોગ્ય પગલાં ભરે.

(૩) જે હદીષોમાં એ આદેશ આપવામાં આવ્યો છે કે, ‘‘કોઈની માલિકી ન હોય એવી વેરાન-ઉજ્જડ જમીનમાં જે શખ્સ ખેતી કરી તેને આબાદ કરશે, તો તે શખ્સ તેનો માલિક બની જાય છે.’’ હઝ. ઈમામ અબૂ હનીફા (રહ.)ના મતે આમ પડતર જમીનનો વિકાસ કરવા માટે સરકારની પૂર્વ પરવાનગી જરૂરી છે. આ નિયમ મુજબ નવી વસાહતોના આયોજન વખતે એવા લોકોને પ્રાધાન્ય આપવામાં આવે, જેમની પાસે પહેલાંથી જ જમીન નથી અથવા બહુ ઓછી છે.

(૪) પછી માલિકી વગરની વેરાન જમીન વસાવવાની કામગીરી જો કોઈ જમીનદારે પોતે અથવા પોતાના પગારદાર ખેડૂત દ્વારા કરી હોય ત્યારે તો તે તેનો માલિક ગણાશે, પરંતુ જો તેણે ખેડૂતો વડે જ ત્યાં વસાહત ઉભી કરી છે, તો વસાવેલી જમીનના માલિકો તે ખેડૂતો જ કહેવાશે, જેમણે તે જમીનનો વિકાસ કર્યો છે કે આબાદ કરી છે.

(૫) ઘણી બધી જમીનો લોકોએ વ્યાજુ વ્યવહારમાં ગીરો તરીકે

કબ્જે લીધી હતી અને ધીરે ધીરે તેઓ તેના માલિક બની બેઠા. શરીઅત મુજબ આ માલિકી ગેરકાનૂની છે. એટલે આવી જમીનો પણ મૂળ માલિકોને પાછી આપવામાં આવે તેમજ કબ્જા દરમિયાન ગીરો લેનારે તે જમીનથી જે કાંઈ લાભ મેળવ્યો હોય તેનું ભાડું મૂળ દેવામાં ગણીને ઓછું કરી દેવામાં આવે. અને જો એટલી બધી મુદત સુધી તે જમીનો તેઓના કબ્જામાં રહી હોય કે દેવામાં ગણ્યા પછી પણ જમીનો ગીરો લેનારના હસ્તે જ રહેતી હોય તો તેમનાથી વધારાની મુદતનું ભાડું મૂળ માલિકોને અપાવી શકાય એમ છે.

(૬) પટા ઉપર જમીન આપવાના મામલામાં જે અત્યાચારો જમીનદારો દ્વારા ખેડૂતો પર થાય છે, તેની પાછળ કારણ-ભૂત તે ખોટી ખોટી શરતો છે, જે જમીનદારો ખેડૂતોની લાચારીનો લાભ ઉઠાવી તેમની ઉપર મૌખિક કે વ્યાવહારિક રીતે ઠોકી બેસાડે છે. અને જે ઈસ્લામના હિસાબે તદ્દન હરામ છે. અને તેમાંથી ઘણી બધી શરતો વેઠ લેવા હેઠળ (મજૂરી ચૂકવ્યા વગર કામ કરાવવાની વૃત્તિ) આવે છે. (અને વેઠ લેવી પણ હરામ છે.) આવી તમામ શરતોને જે મૌખિક-લેખિત કે વણલેખિત ધોરણે લાદવામાં આવતી હોય, ગેર-કાનૂની ઠરાવવામાં આવે અને સખ્તાઈપૂર્વક તેની ઉપર અમલ કરવામાં આવે.

(૭) ઈસ્લામી શાસનને આ પણ સત્તા છે કે, જ્યારે જમીનદારો વિશે જણાય આવે કે તેઓ ખેડૂતોની મજબૂરીનો લાભ ઉઠાવી તેની ભાગબટાઈના દરો એટલા ઓછા નક્કી કરે છે કે, જેનાથી ખેડૂતો સાથે અન્યાય થાય છે. તો તે બટાઈના ઓછામાં ઓછા દરો કાનૂની રાહે નક્કી કરી શકે છે. જેથી ખેડૂતને તેની મહેનતનું પૂરેપૂરું વળતર મળી જાય અને આર્થિક અસમાનતા ઓછી થાય.

(૮) પટા પર આપવાની પ્રવર્તમાન વ્યવસ્થામાં જે દૂષણો પ્રવેશી ગયા છે, જો મજકૂર પગલાઓ વડે તેના ઉપર સંપૂર્ણપણે અંકુશ મેળવવો દુષ્કર થઈ પડે તો મુસ્લિમ સરકારને એટલો અધિકાર પણ છે કે તે વચગાળાના સમય પૂરતું એવું એલાન કરી દે કે, ‘‘હવે જમીનો પટા પર આપવામાં આવશે નહીં’’ બલ્કે ખેડૂતો બાંધેલી મજૂરીથી જમીનદાર માટે મજૂર તરીકે કામ કરશે. સરકાર મજૂરી પણ નક્કી કરી શકે છે. અને મોટા મોટા જમીનદારો પર સરકાર એવી પણ શરત લાગુ કરી શકે છે કે, તેઓ વચગાળાના સમય પૂરતો જમીનનો થોડોક ભાગ વાર્ષિક મજૂરી રૂપે મજૂરી કરતા ખેડૂતોને આપી દે.

(૯) ખેતીવાડીના ઉત્પાદનોની પ્રવર્તમાન વેચાણ વ્યવસ્થા એટલા બધા માધ્યમો (વચેટિયાઓ) થકી આકાર લે છે કે, તેના કારણે માલની કિંમત કપાતી જાય છે. આડતિયાઓ અને દલાલોના વધારાથી જે નુકસાન થાય છે, તે બિલ્કુલ સ્પષ્ટ છે. એટલે જ ઈસ્લામ આ વચ્ચેના મારફતિયાઓને પસંદ નથી કરતો. આ વચેટિયાઓને નાબૂદ કરવા અથવા ઓછા કરવા માટે એવા વ્યવસ્થિત બજારો ઉભા કરવામાં આવે, જેમાં ગામડાના ખેડૂતો પોતે પોતાની ઉપજો વેચી શકે અથવા એવી સહકારી મંડળી-ઓની રચના કરવામાં આવે, જે ખુદ ખેડૂતો પર આધારિત હોય. જેથી કિંમતનો એક મોટો હિસ્સો જે વચેટિયાઓ પાસે ચાલ્યો જાય છે, તેનો લાભ ખેડૂતો તથા સામાન્ય ઉપયોગ-કર્તાઓ (ગ્રાહકો)ને મળી શકે.

જો કૃષિસબંધી સુધારાઓ ઉપરોક્ત સૂચનો મુજબ કરવામાં આવે તો આ પગલાંઓ શરીઅત મુજબ તો હશે જ, તદુપરાંત તેનાથી એ અનિષ્ટો પણ સર્જાશે નહિ, જે માલિકીને સીમિત કરી દેવાથી આકાર પામે છે.



# ✻ નવા વિવિધ મસાઈલ ✻

## કોયડાઓ (ક્રોસવર્ડ)ના ઉકેલ બદલ ઈનામ લેવાનો હુકમ :

**મસ્અલહ :** આજકાલ વર્તમાનપત્રો અને સામયિકોમાં કોયડા-ઓ (ક્રોસવર્ડ) આવે છે. વાંચકો તેને ભરીને મોકલે છે. અને જવાબ સાચા નીકળવા બદલ મોટા મોટા, ભારેખમ ઈનામો આપવામાં આવે છે. અને તેના બદલ કેવળ ફી ભરવી પડે છે. તો શરઈ દ્દષ્ટિએ આ જુગાર અને સટ્ટો છે, જે હરામ અને નાજાઈઝ છે.

*(મુન્તખબાતે નિઝામુલ ફતાવા : ૧/૨૪૬)*

## બાનું કે એડવાન્સ :

**મસ્અલહ :** ખરીદનારે કોઈ ચીજનો સોદો કર્યો અને અમુક રકમ આગમચ અદા કરી દીધી, તો એને એડવાન્સ કે બાનું કહેવામાં આવે છે. આ જાઈઝ છે, પરંતુ જો સોદો ફોક થાય તો બાના તરીકે આપેલી રકમ પરત કરવી પડશે. વેચનાર જો આ રકમ પાછી નહિ આપે તો હરામ લેખાશે. આ કારણે જો સામાન ન લે તો રકમ પરત કરી દે. *(જદીદ મુઆમલાતી ફિક્હી મસાઈલ, સંદર્ભ : તામીરે હયાત, ૧૯૯૪)*

## એડવાન્સ :

**મસ્અલહ :** આજકાલ આ સૂરત અને નીતિરીતિ બહુ જ પ્રચલિત છે કે, વેચનાર ખરીદનાર વ્યક્તિ પાસે એડવાન્સ રકમની માંગણી કરે છે. દા.ત. દસ લાખ રૂપિયાનો માલ હોય તો કમસે કમ એક લાખ રૂપિયા એડવાન્સ કે આગોતરા માંગે છે. તો આ પ્રમાણે મામલાનો સોદો કરવો જાઈઝ છે. જો એક મહિના પછી મોકલવાની કે ચૂકવવાની વાત હોય તો એ ''બયએ સલમ'' લેખાશે. અને જો આથી ઓછી મુદત હોય તો ''ઈસ્તિસ્નાઅ્''ના હુકમમાં દાખલ થશે. *(ઈઝાહુન્નવાદિર : ૧-૩૨)*

## ગીરો લીધેલ ચીજથી લાભ ઉઠાવવાની વૈકલ્પિક રીત :

**મસ્અલહ :** જો કોઈ માણસ સખત જરૂરતમંદ હોય અને તેને કર્ઝ લેવાની સખત જરૂરત હોય. અને ગીરો લઈને પણ તેને

કોઈ કર્ઝ ધીરવા તૈયાર ન હોય અને તે પોતાની ચીજ વેચવા પણ ચાહતો નથી, સિવાય કે તે પોતાની માલિકીની ચીજથી ફાયદો ઉઠાવવાની ઈજાઝત આપે, તો આવી પરિસ્થિતિમાં ઉલમાએ કિરામે ઈબ્તિલાએ આમ (સર્વવ્યાપી કસોટી)ના નિયમ અનુસાર ''બૈઉલ વફા''ના નામે જાઈઝ હોવાની એક સૂરત કાઢી છે. તે આ છે કે, જરૂરતમંદ વ્યક્તિ મકાન યા દુકાન યા જમીન એવી રીતે વેચે કે વેચાયેલી મિલ્કત ખરીદનાર પાસે સંપૂર્ણપણે અમાનત તો નહિ, પરંતુ અમાનત સમાન લેખાશે કે ખરીદનાર એનાથી ફાયદો તો ઉઠાવી શકે છે, પરંતુ તેને વેચી શકતો નથી. ફાયદો ઉઠાવવાનો સિલસિલો ત્યાં સુધી બાકી રહેશે, જ્યાં સુધી વેચનાર લીધેલી પૂરી રકમને પરત ન કરી દે. અને જ્યારે વેચનાર વ્યક્તિ રકમ પરત કરી દેશે તો ખરીદનારના શિરે લાઝિમ થશે કે એટલી જ રકમ લઈને જાયદાદને પરત કરી દે, જેટલી રકમ તેણે વેચનારને આપી હતી. આ સૂરત ''બૈઉલ અમાનત'' અને ''બૈઉર્રહ્‌ન'' કહેવાય છે. ઉર્દૂમાં એને ''બૈએ મીઆદી'' પણ કહે છે. હિદાયાના કર્તાએ એને ''બૈઉલ જાઈઝ'' તરીકે ઓળખાવી છે. કેટલાકે એને ''બૈઉત્તાઅહ'', ''બૈઉલ ઈતાઅહ'' અને ''બૈઉન્નાસ'' પણ કહી છે. એનો રિવાજ પાંચમી સદી હિજરીમાં પ્રચલિત બન્યો હતો. એના જાઈઝ અને નાજાઈઝ હોવા વિશે સખત મતભેદ રહ્યો છે.

ઈમામ ઝહરૂદ્દીન વગેરે એના વિશે નાજાઈઝ હોવાનો મત વ્યક્ત કરે છે. જ્યારે ઈમામ અબૂ શુજાઅ્‌, ઈમામ અલી, ઈમામ ઈબ્ને નજ્‌મ, ઈમામ બયહકી, સઅદી અને કાઝી હસન માતરૂદી વગેરે એને લોકોની જરૂરતની નજર સમક્ષ અને ઉર્ફે ખાસ (હાદિષનો કજિયો) કહીને જાઈઝ ઠરાવે છે. હઝરત થાનવી (રહ.)એ ઉસૂલી રીતે નાજાઈઝ હોવાનું પુરવાર કર્યું છે. અને જરૂરતના સમયે જવાઝ પર અમલ કરવાની ઈજાઝત આપી છે. મુહદ્દિસે સહારનપૂરી અલ્લામહ ખલીલ (રહ.)એ એને જાઈઝ ઠરાવતાં લખ્યું છે કે, દસ્તાવેજ લખતી વખતે સોદાને મુત્લક અનિશ્શર્ત (શર્તના બંધનથી

મુક્ત) રાખવામાં આવે અને બૈઅ મઅશ્શર્ત (શર્તમંડિત સોદો)નું બંધન મૂકવામાં ન આવે. જેથ અનુગામી ફુકહાએ કિરામના બન્ને કથન પર અમલ સાબિત થઈ જાય. *(ઈઝાહુન્નવાદિર : ૧/૬૮, મબાહિસે ફિક્હિય્યહ, ઈમ્દાદુલ ફતાવા, ફતાવા ખલીલિય્યહ વગેરે)*

**નોટ :** મૂફતી શબ્બીર સા. કાસિમી અને કાઝી મુજાહિદુલ કાસિમી (રહ.) વગેરે વર્તમાનયુગના ઉલમાએ કિરામે આ સૂરતને જાઈઝ ઠરાવવાને ઉત્તમ અને ઉચિત માન્યું છે.

## બાગના ફળોનું ખરીદ-વેચાણ કરવાનો હુકમ :

**મસ્અલહ :** ફળફળાદિનો સોદો ફળ બેસતા પહેલાં, એટલે કે જ્યારે ફળ-ફૂલ જાહેર ન થયા હોય તો એ બાબતે અલ્લામહ મુહમ્મદ તકી ઉસ્માની સા. (મ.ઝિ.) ફરમાવે છે કે, વર્તમાનયુગમાં બાગમાં સામાન્ય રીતે જે સોદો થાય છે, તેનો હુકમ આ છે કે જો ફળ બિલ્કુલ જાહેર ન થયા હોય તો તમામ ફુકહાએ કિરામના મતે સોદો નાજાઈઝ છે. *(ઈન્આમુલ બારી : ૬/૩૬૮)*

**મસ્અલહ :** વૃક્ષો પર ફળ જાહેર થઈ ગયા, પરંતુ હજુ ઉપયોગમાં લઈ શકાય એવા થયા નથી. એટલે કે એ ફળ ખાઈ શકાતા નથી, યા બીજા કોઈ ઉપયોગમાં આવી શકે એવા નથી. તો કાપવાની શરતે જાઈઝ છે. અને આપણા જમાનામાં ઉર્ફે (લોક પ્રણાલી)ને કારણે છોડી દેવાની શરતે પણ જાઈઝ થઈ જશે.

*(ઈન્આમુલ બારી : ૬/૩૬૯)*

**મસ્અલહ :** જો અમૂક ફળ જાહેર થયા હોય અને અમૂક ફળ જાહેર ન થયા હોય તો ન થયેલા ફળોને થયેલા (હાજર) ફળોના તાબે બનાવીને જાઈઝ ઠરાવવામાં આવશે. *(ઈન્આમુલ બારી : ૬/૩૭૦)*

## ટેન્ડરનો શરઈ હુકમ :

સામાન્ય રીતે સરકાર તરફથી એમ થાય છે કે, જ્યારે ટેન્ડર મંગાવવામાં આવે છે, ત્યારે આપે જોયું હશે કે છાપામાં ટેન્ડર નોટિસ આવે છે. દા.ત. સરકારે જાહેરાત કરી કે અમને એક હજાર

ખુરશીઓની જરૂર છે. આથી ટેન્ડર ભરીને જણાવો કે કોણ ખુરશી કેટલામાં આપશે ? આમાં ઓછી કિંમત લગાવવાની સ્પર્ધા હોય છે. જે કોઈની (ભાવ કે) કિંમત સૌથી ઓછી હશે, તેનું ટેન્ડર સ્વીકારવામાં આવે છે. આ જાઈઝ છે. *(ઈન્આમુલ બારી : ૬/૨૬૬)*

### ફ્રી સર્વિસનો હુકમ :

આજકાલ સામાન્ય રીતે વેપારી ઘણી બધી વસ્તુઓ સાથે ફ્રી સર્વિસ આપે છે. દા.ત. ફ્રીજ ખરીદયું હોય ત્યારે વેપારીના શિરે હોય છે કે, એક વર્ષ સુધી ફ્રી સર્વિસ આપે. ઉર્ફે આમ યા લોક-પ્રણાલી, એટલે કે સામાન્ય રીતે આ વાત સમાજમાં પ્રચલિત હોવાથી જાઈઝ છે. *(ઈન્આમુલ બારી : ૬/૩૧૮)*

### કમિશન એજન્ટ *(Commission Agent)* :

**મસ્અલહ :** કમિશન એજન્ટની સ્થિતિ આવી હોય છે કે, વેપારી ગ્રાહકને કહે છે કે તમે જે કંઈ સામાન વેચશો એની કિંમતના બે ટકા તમને મળશે અથવા એક ટકા આ રીતે નક્કી કરી દે. મૂફતીઓના કથન પ્રમાણે આ જાઈઝ છે. *(ઈન્આમુલ બારી : ૬/૪૫૬)*

### બોન્ડઝ *(Bonds)* :

**મસ્અલહ :** કેટલીક વખત સરકાર અથવા મોટી કંપનીઓ જાહેર જનતા પાસેથી કરજ મેળવે છે. અને એ કરજના અવેજમાં એક રસીદ જારી કરવામાં આવે છે. જેને બોન્ડ *(Bond)* કહેવામાં આવે છે. અને તેની એક નિશ્ચિત મુદત હોય છે. દા.ત. ૬ મહિના પછી જે કોઈપણ આ બોન્ડ લઈને આવશે, તેને રકમ ચૂકવી આપવામાં આવશે. હવે કોઈ માણસ બોન્ડ લઈને ત્રીજા માણસ પાસે જાય અને એમ કહે કે આ એક હજાર રૂપિયાના બોન્ડ લઈ લો અને રકમ મને ચૂકવી દો. અને તમે બોન્ડ દર્શાવીને સરકાર કે કંપની પાસેથી વસૂલ કરી લેજો. તો જો એમાંથી કપાત કરવામાં ન આવે તો એ જાઈઝ, નહિતર નાજાઈઝ. *(ઈન્આમુલ બારી : ૬/૪૮૦)*

**ઈનામી બોન્ડઝ પણ વ્યાજ છે :**

**મસ્અલહ :** ઈનામી બોન્ડઝ વ્યાજના હુકમમાં દાખલ છે. એટલા માટે કે જો કે વ્યક્તિગત રીતે દરેક વ્યક્તિની સાથે વધારો કરી આપવાની શરત નથી, પરંતુ તમામ કરજ આપનારાઓની સાથે એવો કરાર થયો છે કે, ડ્રો કાઢવામાં આવશે અને જે કોઈનું નામ ખુલશે તેને ઈનામ આપવામાં આવશે. તો આમાં એવું થાય છે કે ઘણા બધા લોકોની વ્યાજની રકમ કોઈ એક વ્યક્તિને ચૂકવી આપવામાં આવે છે. જે નાજાઈઝ અને હરામ છે.

*(ઈન્આમુલ બારી : ૬/૧૪૪)*

**ક્રેડિટ કાર્ડનો શરઈ હુકમ :**

ઈસ્લામી ફિકહ એકેડમી-દિલ્હીના ઠરાવમાં છે કે, ક્રેડિટ કાર્ડની પ્રચલિત રીત વ્યાજુ વહેવારથી સબંધિત છે. માટે ક્રેડિટ કાર્ડ અથવા આ પ્રકારનો કોઈપણ કાર્ડ પ્રાપ્ત કરવો જાઈઝ નથી. જ્યારે હઝરત મૌલાના તકી ઉસ્માની સા. ફરમાવે છે કે, ક્રેડિટ કાર્ડનો ઉપયોગ માત્ર બે સ્થિતિમાં જાઈઝ છે :

(૧) કાર્ડ મેળવ્યા પહેલાં જે-તે બેંકમાં પોતાનું ખાતુ *(Account)* ખોલાવીને ક્રેડિટ કાર્ડનો મહત્તમ મૂલ્ય જેટલી રકમ જમા કરાવી દેવામાં આવે. જેથી કાર્ડ ઈસ્યુ કરનાર સંસ્થા અને બેંક નિશ્ચિત સમયમર્યાદા વીતી જાય તો પોતાનું લેણું બેંક ખાતા દ્વારા વસૂલ કરી શકે.

(૨) જો એકાઉન્ટ દ્વારા બાકી રકમની ચૂકવણીની પદ્ધતિ શક્ય ન હોય તો આ સ્થિતિમાં ક્રેડિટ કાર્ડની સમયમર્યાદા અગાઉ બેંકને બિલો ચૂકવી આપવામાં આવે. જેથી મુદત વિત્યા પછી વ્યાજ આપવાનો પ્રશ્ન જ ઉપસ્થિત ન થાય.

*(ઈન્આમુલ બારી : ૬/૪૮૬)*

**વાયદા બજાર *(Futures Marketing)*નો શરઈ હુકમ :**

**મસ્અલહ :** આજકાલ બજારમાં ધંધાની એક ખાસ પધ્ધતિ

પ્રચલિત છે. જેને વાયદાનો વેપાર કહેવામાં અવો છે. અર્થાત્ ભવિષ્યના કોઈ દિવસ પર ખરીદ-વેચાણ. એની શરૂઆત ૧૮૪૮માં શિકાગોમાં થઈ. એના માટે ખાસ એક વેપાર મંડળી "Chicago Board of Trade" નામથી સ્થાપવામાં આવી છે. જો કે જાપાનનો દાવો છે કે આ પ્રકારની વેપાર પ્રથા જાપાન દ્વારા ૧૮૪૮થી પણ એક સદી પહેલાં જાપાને શરૂ કરી દીધી હતી. જાણે ગુનાહ અને બુરાઈનો પાયો નાખવા બાબતે જાપાન અને શિકાગો વચ્ચે હોડ જામી છે. અલ્લાહપાક હિફાઝત ફરમાવે, આમીન. હવે વાત એ કે વાયદાના વેપારનું સ્વરૂપ શું હોય છે, તો ‘‘એન્સાયક્લોપીડિયા ઓફ બ્રિટાનીકા’’ એની વ્યાખ્યા આપતા જણાવે છે : ‘‘આ વેપારનો એવો કરાર છે, જેનો હેતુ કોઈ માલ-સામાનના ચોક્કસ જથ્થાને ભવિષ્યની કોઈ નિશ્ચિત તારીખે વેચવા અને ખરીદવામાં આવે છે.’’ આ પ્રકારના વેપારમાં એક વસ્તુનું અનેકવાર કોઈ કબ્જા વગર જ ખરીદ-વેચાણ થાય છે, તેથી શરીઅતની દ્દષ્ટિએ સદંતર હરામ છે. એના જાઈઝ હોવાનો કોઈ સવાલ જ પેદા થતો નથી.

*(ફિકહી મકાલાત, ભાગ-૨, પેજ-૨૦૪)*

**વિદેશ-વ્યાપારના શરઈ અહકામ :**

આજે વેપાર-ધંધાઓમાં વધુમાં વધુ નફો વહેલામાં વહેલી તકે મેળવવાની નિય્યતથી નિતનવા તરીકાઓ પ્રચલિત થઈ ગયા છે. એમાંનું એક સ્વરૂપ આયાત-નિકાસ *(Import-Export)* પણ છે. આપણે એના વિશે શરીઅતના આદેશો પર એક નજર કરી લઈએ:

**F.O.B; C. & F; C.I.F.નો શરઈ હુકમ :**

*F.O.B.* એટલે *Free on Board.* એમાં નિકાસકાર *(Exporter)*ની જવાબદારી માત્ર એટલી હોય છે કે તે વહાણ સુધી માલનો જથ્થો રવાના કરી દે. ત્યાર પછીના ખર્ચાઓની જવાબદારી આયાતકાર *(Importer)*ની જવાબદારી પર નક્કી થાય છે. *C. & F. (Cost & Freight)* પદ્ધતિમાં નૂર, મજૂરી વગેરે નિકાસકાર ચૂકવે

છે. પરંતુ તો પણ શીપિંગ કંપની આયાતકારની એજન્ટ હોય છે અને ત્રીજુ સ્વરૂપ *C.I.F. (Cost, Insurance & Freight)*નું છે. એમાં પણ *C. & F.* જેવું હોય છે. નિકાસકાર એમાં નૂર, મજૂરી ઉપરાંત માલનો વીમો પણ કરાવે છે. ત્રણે પધ્ધતિઓમાં માલ વહાણમાં ચઢાવ્યા પછી (*Shipment* પછી) માલની જવાબદારી આયાત કરનારની થઈ જાય છે. તેથી વેપારી (વેચનાર) જો ગ્રાહક (ખરીદનાર)ને જાણ કરે અને ગ્રાહક ઈન્કાર ન કરે તો એ માલ ખરીદનારની માલિકીનો થઈ ગયો. આ રીતે મામલો દુરૂસ્ત ગણાશે.

*(ફિકહી મકાલાત : ૩/૭૧)*

## વાયદા ભંગ (કરાર ભંગ) અંગેના શરઈ અહકામ :

**મસ્અલહ :** જો કોઈ બે પક્ષો વેપારનો કરાર *(Agreement)* કરે અને નિકાસકાર *(Exporter)* વાયદો કરી દે કે આપને ઓર્ડર મુજબનો માલ મોકલી આપવામાં આવશે, અને પછી માલ ન મોકલે તો શરઈ દ્દષ્ટિએ આ વાયદો છે, વેચાણ નથી. તેથી કોઈ પ્રકારની ફરિયાદ કે દાવો કરવાનો આયાતકાર *(Importer)*ને હક નહીં મળે. અલબત્ત, નિકાસકાર વચનભંગ બદલ ગુનેહગાર ઠરશે. પણ દુનિયા -માં તેના ઉપર કોઈ હુકમ જારી કરી શકાશે નહિ. *(ફિકહી મકાલાત)*

**મસ્અલહ :** એક્સપોર્ટ ફાયનાન્સીંગ *(Export Financing)* એટલે કોઈ વેપારીને કોઈ જગ્યાએથી ઓર્ડર મળે અને એ સમયે એની પાસે ન તો માલ હાજર હોય, ન માલ ખરીદવાની રકમ હોય, તો એ બેંક પાસેથી વ્યાજે નાણાં લે છે. અને પછી ગ્રાહકને ઓર્ડર મુજબનો માલ મોકલે છે. આ પધ્ધતિ શરીઅતની રૂએ હરામ છે. કેમકે વ્યાજ જાઈઝ હોવાનો સવાલ જ પેદા થતો નથી. અને સાથે સાથે પોતાના કબ્જામાં નથી તેવા માલનો સોદો (વેચાણ) જાઈઝ નથી, સદંતર હરામ છે. *(ફિકહી મકાલાત : ૩/૭૭)*

## પાઘડીની શરઈ હકીકત :

(૧) મકાન માલિક ડિપોઝીટના નામે ભાડૂત પાસેથી

એડવાન્સમાં જે રકમ લે છે, તો બેહતર એ છે કે, તેને સુરક્ષિત રાખે. જો માલિક તેને ખર્ચ કરી આપે તો તે એ વાતનો ઝામિન (ગેરંટી આપનાર) થશે કે ભાડાની સમય મર્યાદા પૂરી થતાં જ તે આ રકમ ભાડૂતને પરત કરશે.

(૨) જો કોઈ મકાન અથવા દુકાન ભાડેથી આપવામાં આવે અને મકાન માલિક પ્રચલિત પાઘડીના નામે માસિક ભાડા સિવાય રોકડ રકમ ભાડૂતથી વસૂલ કરશે તો એમ સમજવામાં આવશે કે મકાન માલિકે માલિક હોવાના નાતે પોતાના મકાનને ભાડૂત પાસેથી પાછા લેવાના પોતાના હક્કથી અલગ (વંચિત) થઈ જવાના બદલા-રૂપી રકમ વસૂલ કરી છે.

આ રકમ લેવી તેના માટે પોતાના આ હક્કના અવેજ હોવાની રૂએ જાઈઝ થશે. ભવિષ્યમાં જો મકાન માલિક ભાડૂત પાસેથી મકાન પાછુ લેવા માંગે તો ભાડૂતને આ હક્ક પ્રાપ્ત રહેશે કે તે મકાન ખાલી કરવાના અવેજમાં મકાન માલિકથી આપસી રાજીખુશીથી નક્કી થયેલ રકમ વસૂલ કરી લે.

આ જ પ્રમાણે એક ભાડૂત બીજા ભાડૂત પાસેથી આપસી નક્કી થયેલ રકમ લઈ પોતાના તે હક્કથી (જે મકાન માલિકથી તેણે નક્કી કરેલ રકમના અવેજમાં પ્રાપ્ત કર્યો હતો) અલગ થઈ શકે છે.

(૩) મકાન માલિકે પાઘડી લીધા વગર મકાન ભાડેથી આપ્યુ. અને ભાડાની સમય મર્યાદા ભાડા કરારમાં નક્કી ન કરી હોય, તો એવી સૂરતમાં મકાન માલિકને આ હક્ક પ્રાપ્ત છે કે, તે જ્યારે ચાહે ત્યારે મકાન ખાલી કરાવે. પરંતુ મકાન માલિક મકાન ખાલી કરાવવાની નોટીસમાં એટલી મુદતની મોહલત આપે, જે સામાન્ય રીતે પ્રચલિત હોય. અને જેમાં માલિક તથા ભાડૂતને કોઈ મોટું નુકસાન ન થતુ હોય. ભાડૂતે પણ એટલી મુદતમાં મકાન ખાલી કરી આપવુ જોઈએ.

(૪)જે મકાન અથવા દુકાન પાઘડી લીધા વગર ભાડેથી આપી

હોય, તો ભાડૂતે પણ તે મકાન કે દુકાન પાછી આપતી વખતે માલિક પાસેથી પાઘડી માંગવી જાઈઝ નથી.

(૫) ભાડાના કરારમાં બધી જ નાની-મોટી બાબતોની સ્પષ્ટ શબ્દોમાં ચોખવટ કરી લેવી જોઈએ. જેથી પાછળથી કોઈ ઝઘડો ન થાય. ભાડાનો કરાર કરતી વખતે મુદ્દતનો ઉલ્લેખ ચોક્કસ કરવો જોઈએ. અને મકાન માલિક અવેજ લઈ હંમેશા માટે પોતાનું મકાન ખાલી કરાવવાના હક્કથી અલગ થઈ જવા માંગતો હોય તો બન્નેવ પાર્ટીએ તેને સ્પષ્ટ રીતે આપસી રાજીખુશીથી નક્કી કરી લેવુ જોઈએ. *(ફિકહ એકેડમી દિલ્હી, પેજ-૧૩૯/૧૪૦)*

હઝરત મૌલાના તકી ઉસ્માની સા. ફરમાવે છે કે, વર્તમાન યુગમાં માલિક વર્તમાનયુગમાં માલિક ભાડુઆત પાસેથી જે પાઘડી તરીકે રકમ લે છે, તે જાઈઝ નથી. હા, અમુક શરતોને આધિન જાઈઝ ઠરી શકે છે :

(૧) પાઘડી સ્વરૂપે આપવામાં આવેલી રકમમાંથી ભાડાના હિસાબે જેટલી રકમ દર મહિને બાદ કરી દેવામાં આવે અને એ દરમિયાન ભાડુઆત તરીકેનો વ્યવહાર રદ થઈ જાય તો ભાડુઆતને બાકીની જમા રકમ માલિકે પરત કરવાની રહેશે.

(૨) જો ભાડા કરાર નિશ્ચિત સમયમર્યાદા માટે થયો હોય અને એ દરમિયાન ભાડુઆત પાસેથી બીજો ભાડુઆત એ મિલ્કત ભાડે લે તો પહેલો ભાડુઆત આ બીજા ભાડુઆતથી અવેજ (પાઘડી) માંગી શકે છે. અને અવેજ લઈને તથા ભાડુઆત તરીકેનો હક બીજાને સોંપી મુક્ત થશે. અને જો ભાડા કરારની મુદત નિશ્ચિત ન હોય તો પોતે અગાઉ આપેલ પાઘડીની રકમ અવેજરૂપે નહીં લઈ શકે.

(૩) શરઈ ઉઝર વગર માલિક ભાડુઆત સાથે ભાડા કરારનો મામલો તોડી શકતો નથી. અને જો તોડે તો ભાડુઆત માલિકથી અવેજ (આપેલ પાઘડીની રકમ)ની માંગણી કરી શકશે.

*(ઈસ્લામ ઔર જદીદ મઆશી મસાઈલ)*